

# સ્વાભિરાવ

● સરદાર પૃથ્વીસિંહની જીવનકથા



આ એક એવા પુરૂષનું જીવન છે કે જેનું નામ હિન્દુસ્તાન ભરમાં છેલ્લાં ૩૨ વરસ થયાં મશહુર બન્યું છે.

ગુજરાતમાં તો "સ્વામીરાવ" નામ આજે સેંકડો દિલોમાં આદર અને પ્રેમનું પાત્ર બની

વીરતા

તરીકે

# સ્વા મી રા વ

[ સરદાર પૃથ્વીસિંહની જીવનકથા ]



: મૂળ લેખક :

મહાપંડિત રાહુલ સાંકૃત્યાયન

: અનુવાદક :

સુભદ્રા ગાંધી

[ તાન્યા, બાળકોના હત્યારા, ચિત્રા વગેરેનાં અનુવાદક ]



પ્રકાશક

.........લોક પ્રકાશન ગૃહ.........

સેન્ડહર્સ્ટ રોડ : મુંબઈ : ૪

પ્રથમ આવૃત્તિ : જાન્યુઆરી ૧૯૪૫
બીજી આવૃત્તિ : ઓકટોબર ૧૯૪૫

કિંમત ૩ા રૂપિયા

મુદ્રક
શરફ અથરલી
ન્યુ એજ પ્રિંટિંગ પ્રેસ,
૧૯૦ બી, ખેતવાડી મેન રોડ, મુંબઈ ૪.

પ્રકાશક
શરફ અથરલી
પીપલ્સ પબ્લીશિંગ હાઉસ
રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડ, મુંબઈ

## ૧ લી આવૃત્તિનું નિવેદન

ગુજરાતી સાહિત્યમાં આ પુસ્તક એક કીમતી ઉમેરો કરે છે. એક એવા પુરુષનું જીવન અહીં આલેખેલું છે કે, જેનું નામ હિંદુસ્તાનભરમાં છેલ્લાં ૩૦ વરસ થયાં મશહૂર બન્યું છે. ગુજરાતે તો આ નરવીરને વર્ષો લગી અપનાવી લઈ, એનું રખોપું કર્યું છે. એને હાથે પોતાનું ઘડતર કરવાનો લાભ અને આનંદ પણ લીધો છે.

ગુજરાતમાં "સ્વામીરાવ" નામ આજે સેંકડો જુવાનોના દિલમાં આદર અને પ્રેમનું પાત્ર બની, વીરતા અને કુરબાનીના પ્રતીક તરીકે બિરાજી રહ્યું છે. ગુજરાતનો યુવકવર્ગ "સ્વામીરાવ" ને વંદે છે.

આવા ગુજરાતના એક આત્મીય વીર-પુરુષનું જીવન ગુજરાતીમાં પ્રાપ્ત થાય છે એ આનંદનો વિષય છે.

## બીજી આવૃત્તિનું નિવેદન

માત્ર ત્રણ ચાર મહિનામાં જ આ પ્રેરક જીવન કથાની ૧ લી આવૃત્તિ ખલાસ થઈ ગઈ એથી વિશેષ આની લોકપ્રિયતાની સાબીતી બીજી શી હોઈ શકે ? છતાં, બીજી આવૃત્તિ તૈયાર થઈ પ્રસિધ્ધ થતાં આટલો લાંબો ગાળો પડી ગયો છે.

આ આવૃત્તિની સાથે જ વિશેષ એક વાત એ છે કે ગ્રંથના મૂળ લેખક શ્રી રાહુલજીનું નામ છતું થાય છે. પ્રથમ આવૃત્તિ વખતે કેટલાંક સચોટ કારણોને લઈ એમનો નામોલ્લેખ કર્યા વિના જ લેખક તરીકે આનુવાદકનું નામ મૂકયું હતું. કારણોમાં જવાની અત્યારે જરૂર નથી. પરંતુ શ્રી. રાહુલજી તથા પ્રકાશકની જ ઈચ્છાથી એમ કરવામાં આવ્યું હતું, એટલું સ્પષ્ટ કરવું પૂરતું થશે.

આ આવૃત્તિ ફરી તપાસી જઈ ગૌણ સુધારા સાથે પ્રસિદ્ધ થાય છે.

**—ભોગીલાલ ગાંધી**

લોકપ્રકાશન ગૃહ વતી

**ઑકટોબર, ૧૯૪૫**

# અનુક્રમ



સરદાર પૃથ્વીસિંહ

[ ૧૯૪૩ ]



૧૮ વરસની ઉંમરે સરદાર પૃથ્વીસિંહ

[ અમેરિકા જતાં - શાંઘાઇમાં ]

# સ્વા મી રા વ

## [ સરદાર પૃથ્વીસિંહ ]

: ૧ :

### બચપણ

**સત્તરમી** સદીના ઢળતા મધ્યાહ્નનો સમય હતો. જેસલમીર ( રજપૂતાના ) થી દસ બાર ભટ્ટી રાજપૂત દુષ્કાળના માર્યા ઘોડા પલાણી નીકળી પડ્યા હતા. દિવસો સુધી એમને માર્યા માર્યા ભટકવું પડ્યું ને આમ ભટકતા ભટકતા તેઓ પંજાબ ભણી નીકળી ગયા. લાલડુ નામના એક ગામ પાસે થઈ ને તેઓ પસાર થઈ રહ્યા હતા. જોયું તો ઘઉંની ભરી ભરી ફસલથી ખેતરો લહેરાઈ રહ્યાં છે. મોંમાં પાણી ભરાઈ આવ્યું. કંઈક વિચાર કરી ટોળીમાંના એક જણે પૂછ્યું, " આ ખેતરાં કોનાં ?" કંઈક નરમાશ ભર્યો જવાબ મળ્યો, " અમારાં ખેતર છે બાપુ." પણ ખેડૂઓની આ નરમાશે ઘોડે બેઠા અસવારોનાં મનમાં સૂતા કીડાને સળવળાવી મૂક્યો. એમની હિંમત એકદમ વધી ગઈ.

પેલા ગરીબડા ખેડૂતોને એમણે દમ ભિડાવ્યો; " ખબરદાર, અમે પાછા આવીએ ત્યાં સુધી આ ફસલ વાઢી છે તો. "

થોડા દિવસ પછી પાછા આવીને જુએ છે તો ખરે જ, ખેતરોમાં ફસલ તો હજી ઊભી જ છે ! ભટ્ટી અસવારોએ ગામમાં આવી ઘોડાં છોડયાં. ને તે દિવસથી એ ફસલ ને એ ગામ બેઉના એ રણીધણી બની બેઠા. ત્યારથી લાલડુ એ ભટ્ટી વંશના રજપૂતોનું ગામ બની ગયું. કેટલાય રાજકર્તાઓના હાથમાં ફરતી ફરતી પતિયાલા રિયાસતની રાજલગામ એક વાર ભટ્ટી વંશના હાથમાંય આવેલી. ને ત્યારે આ લાલડુ ગામના ભટ્ટીઓની અવસ્થા

કંઈક વધુ સારી થયેલી કે નહિ, તે તો કંઈ જાણવા મળતું નથી. પણ ઘણા લાંબા કાળ સુધી એ ગામના કર્તાહર્તા ને માલિક એ રહ્યા હતા.

ત્યાર પછી ૧૯મી સદીની સંધ્યા સમયે તો આ લાલડુ ગામમાં ખાસ્સી ૪૦૦૦ની વસતિ થઈ ગઈ હતી. એક પોલીસથાણું ને થોડી ઘણી દુકાનો ય જામી પડી હતી. આ બધાને લીધે લાલડુ એક નાનકડા કસ્બા જેવું લાગતું હતું. પણ રાજપૂતોની આજીવિકાનું એકમાત્ર સાધન તો હજી ખેતી જ હતી. રાજપૂતોમાં ફાડિયા કૂળનાં ( રાજપૂત ) ૮૦ ઘરનો માનમોભો બહુ ઊંચો ગણાતો હતો.

એ વખતમાં ગામના ચોર, લૂંટારુ ને ગૂનેગારોને સજા કરવા માટે હેડમાં ( ગુનેગારો તથા ગાંડા બની ગયેલ માણસોને જકડી રાખવા માટે બનાવેલ લાકડાનું ભારે ચોકઠું ) નાખવામાં આવતા. ચાબૂકથી ફટકારવામાં આવતા.

ફાડિયા કુટુંબ પાસે એ વખતે ૮૦ એકર જમીન હતી. એના પર જ પરિવારનાં ૧૩, ૧૪ જણનો નિભાવ ચાલતો: લાલડુ ગામ અમ્બાલાથી કાલિકા જતી રેલગાડી રસ્તે ત્રીજું સ્ટેશન છે.

## જન્મ

એ જ કુટુંબના એક સંતાન ચૌધરી શાદીરામનાં લગ્ન ટાબરના ચૌહાણોની દીકરી સાથે થયેલાં. ૧૮૯૨ની સાલમાં ૧૫મી સપ્ટેમ્બરને દિવસે ફાડિયા પરિવારની કુળવધૂની કૂખે એક પુત્રે જન્મ લીધો. એનું નામ પાડ્યું પૃથ્વીસિંહ. ભટ્ટીઓના રિવાજ મુજબ એ બાળકને ગળથૂથીમાં પાયેલ વીરતાની દિક્ષાને આટલી બહાદૂરીપૂર્વક બહુ ઓછાએ નિભાવી જાણી હશે.

ફાડિયા કુટુંબ સુખી હતું. પણ એમનું બધું સુખ મેઘરાજાની કૃપા પર જ અવલંબિત હતું. એમનાં ખેતરોને સીંચવા માટે કૂવા કે નહેરની કોઈ સગવડ નહોતી. વરસાદ વરસી ગયો, તો ફસલ ફાલીફૂલી ઉઠે ને કુટુંબનાં ૧૫ માથાંના દાળ-રોટલા ને લૂગડાંલત્તાંનો સવાલ ઉકલી જાય. વરસને અંતે હાથમાં થોડી ઘણી બચત કરી લેવી. એ આ ઘરને માટે ઘણું મુસ્કેલ હતું.

૧૮૯૮ની સાલમાં છપ્પનિયાનો મહાકાળ પડ્યો. તે વખતે પૃથ્વી-

સિંહની ઉંમર પાંચ વર્ષની હશે, બીજો એક ભાઈ તો હજી માના ખોળામાં જ રમતો હતો. ધાન ક્યાં ય પાક્યું નહિ. લોકો અનાજના એક એક કણ માટે તલસવા લાગ્યા એ દિવસની વાતો હજી પૃથ્વીસિંહના સ્મરણપટ પરથી ભૂંસાઈ નથી. એમના દાદા (પિતરાઈ) નિહાલસિંહ મહામહેનતે ક્યાંકથી થોડાંક ગાજર ભેગાં કરી લાવતા. થોડોક લોટ નાખીને પાણીમાં એ ગાજરને ઉકાળતા. ને પછી ભૂખ્યે પેટે પોઢી ગયેલ બાળકોને ઉઠાડીને, એમના જીવનદીપને બુઝાઈ જતો અટકાવવા માટે, એ રાબ ટીપે ટીપે એમનાં મોંમાં ટોવામાં આવતી.

આ અવદશા જોઈ, ચૌધરી શાદીરામ વધારે દિવસ ઘરમાં ટકી શકે એમ નહોતા. એમના એક ભાઈ બ્રહ્મદેશમાં પોલીસની નોકરી કરતા હતા. ચૌધરીજીએ પણ ઘર છોડી બ્રહ્મદેશનો પંથ લીધો. ૭ ફૂટ લાંબું, કદાવર ને ખડતલ શરીર ચૌધરીજીને વારસામાં મળ્યું હતું. ભરજુવાની હતી પણ પોલીસની નોકરી કરતાં ચૌધરીજીએ દૂધ વેચવાનો ધંધો જ વધુ પસંદ કર્યો.

પિતા બ્રહ્મદેશ ગયા, એટલે પૃથ્વીસિંહ તથા એમના નાના ભાઈને મામા આવી મોસાળ તેડી ગયા. ત્યાં ખાવાપીવાની કશી તકલીફ નહોતી, ગામમાં નિશાળ નહોતી, એટલે ભણવાની વ્યવસ્થા તો ત્યાં થઈ શકે એમ હતી નહિ. પણ હા, ગાયો ભેંસો ચરાવવાનું ને ગામના છોકરાઓ સાથે ખેલવા–કૂદવાનું કામ તો એમને આખો દિવસ પહોંચતું. ઉપરાંત, મામા ને એમના બીજા ચારે ભાઈ અચ્છા શિકારી હતા. રાતે રાતે તેઓ બંદૂકો લઈને સૂવરોના શિકાર ખેલવા નીકળી પડતા. પૃથ્વીસિંહ પણ એમનો ભાલો લઈ મામાની પડખે રહેતા. તે દિવસની મામા સાથેની આ શિકારયાત્રાઓએ બાલ પૃથ્વીસિંહના દિલમાંથી ભૂત ને જંગલી જાનવરોની બીક તદ્દન નાબૂદ કરી નાખી.

ગામની બાલસેનાએ આ નિર્ભય બાળકને પોતાના સેનાપતિ પદે સ્થાપી દીધો હતો. આસપાસના ગામવાળા ભરવાડોમાં કોઈ વાતની તકરાર પડ્યે લાઠીઓ ઊડતી, ત્યારે સેનાપતિ એની સેના લઈને ત્યાં પહોંચી જતો; ને વચમાં ઘૂસી જઈ લાઠીઓ ઝૂંટવી આવતો. ઝાડ પર ચઢવા પડવાની રમતોમાં તો કેટલાંય ચાઠાં એ ઊગતા કિશોરના દેહ પર ઊઠી આવ્યાં હતાં.

બાળપણમાં એને નિશાળનું મોં જોવા તો નહોતું મળ્યું, પણ ગ્રામજીવનની આ વિશાળ શાળામાં તેણે નિર્ભયતા, સાહસ ને બહાદુરીના પાઠ શીખી લીધા હતા એ ચોક્કસ.

બ્રહ્મદેશમાં પિતાનો દૂધનો ધંધો ઠીક ઠીક જામી ગયો હતો, એટલે થોડા વખતમાં એમણે પોતાને માથે ચઢેલું બધું કરજ ઉતારી નાખ્યું. ઘેર એમણે લખી નાખ્યું કે, પૃથ્વીસિંહને હવે લાલડુની નિશાળમાં દાખલ કરાવી દો. નિશાળમાં નામ તો લખાવી દીધું, પણ પૃથ્વીસિંહને પોતાના કરતાં નાના નાના છોકરાઓ સાથે એક જ વર્ગમાં બેસી ભણતાં ખૂબ શરમ આવતી. ખેર; પણ સદ્‌ભાગ્યે એ શરમનો ભાર એમને બહુ દહાડા ઉઠાવવો ન પડ્યો.

## બ્રહ્મદેશ ભણી

૧૯૦૨ ની સાલ હતી. બ્રહ્મદેશમાં રહેનાર કાકા પરણવા માટે ઘેર આવ્યા હતા. પરણીને પાછા બ્રહ્મદેશ જતાં બેઉ ભત્રીજાને પણ સાથે જ લેતા ગયા. ચૌધરીજી તો રંગૂનથી ઘણે દૂર ઉત્તર બ્રહ્મદેશના મોન્યેવા શહેરમાં રહેતા હતા. ત્યાં જવા માટે ઇરાવતી નદીમાં ચાલનારી નાવનો ઉપયોગ કરવો પડે છે. ત્યાં પહોંચી ગયા પછી થોડે દહાડે પિતાએ પૃથ્વીસિંહને સ્થાનિક મિશન સ્કૂલમાં દાખલ કરાવી દીધા. અહીં પણ જોડીદાર નિશાળિયા પૃથ્વીસિંહ કરતાં નાની ઉમરના હતા. એટલે મૂંઝવણ તો ઊભી જ રહી. નિશાળમાં ને ઘેર બર્મી લોકો સાથે જ એમને રાતદિનો સહવાસ રહેતો. એટલે બર્મી ભાષા શીખી લેતાં એમને વાર ન લાગી.

ચૌધરીજી પોતે ભણેલા નહોતા, પણ દીકરાઓ ખૂબ ભણે ગણે એ એમની મનોકામના હતી. પણ પૈસેટકે સ્થિતિ એવી સારી નહોતી કે ઘરનો ધંધો ને કામકાજ કરવા એકાદ નોકર પણ રાખી શકે. એટલે દુકાનનો ધંધોરોજગાર સંભાળવાનું ને ઘરમાં રાંધવાસીંધવાનું કામ પણ એમને હાથે જ કરી લેવું પડતું. મોટો દીકરો એમાં હાથ દેતો. પણ ઘરના કામકાજમાં ધ્યાન દેવા જતાં શાળાના સમય બાદ હાથમાં ચોપડી સુદ્ધાં ઝાલવાનો પૃથ્વીસિંહને વખત મળતો નહિ.

ચૌધરીજી ખૂબ ધાર્મિક ને શ્રદ્ધાળુ માણસ હતા. અવારનવાર તેઓ બુદ્ધ ભિક્ષુઓના સત્સંગ માટે જતા. કિશોર પૃથ્વીસિંહ પણ પિતાની સંગાથે ત્યાં પહોંચી જતા. ધીમે ધીમે બુદ્ધ ભિક્ષુઓનું જીવન આ નવકિશોરના મુગ્ધ દિલ માટે એક આકર્ષણની વસ્તુ બની ગયું. બુદ્ધના ભિક્ષુ બની, જંગલમાં બેસી તપસ્યા કરવાની તીવ્ર ઇચ્છા એના દિલમાં જાગી ઊઠી. ને સાચે જ એક દિ એ ઇચ્છાને અમલમાં મૂકવા માટે એણે પિતાથી છાની રીતે જંગલની વાટ પકડી...જંગલમાં એક ઓળખીતા કઠિયારા સાથે અચાનક ભેટો થઈ ગયો.

કાચી સમજના ને કુમળી વયના આ બાલ–ભિખ્ખુધારીની ભાવનાઓને ન સમજી શકવાને કારણે કહો, કે પછી એને ખોટે રસ્તે જતો વાળવાની મોટેરા તરીકેની એક ફરજને કારણે કહો, કઠિયારાએ કહ્યું: "ભાઈ! આ જંગલમાં તો ડાકુ લૂંટારાઓ સંતાઈ રહ્યા છે. ને તારા કાકા નારાયણસિંહ પોલીસોની એક ટુકડી લઈને એમની પાછળ પડ્યા છે."

એકદમ પૃથ્વીસિંહની આંખો સામે કાકાનો ક્રોધભર્યો ચહેરો દેખાવા લાગ્યો. તપધ્યાનની તીવ્ર ઇચ્છા છૂટી પડી; ને ઘરભણી પાછાં પગલાં ભર્યાં.

આ બાજુ દીકરાને ગુમ થયેલો જોઈ, પિતાની ચિંતાનો પાર રહ્યો નહોતો. ગલીએ ગલી જોઈ કાઢી, ક્યાં ય પત્તો જ ન મળે. મહોલ્લાનાં છોકરાં ચૌધરીજીની મદદે આવ્યાં. જુદી જુદી ટોળીઓમાં વહેંચાઈ જઈ એમણે ય પૃથ્વીસિંહની શોધ કરવા માંડી. એમાં ચાર છોકરીઓની એક ટોળીએ પૃથ્વીસિંહને પહાડી પરથી દોડતાં પકડી પાડ્યા, ઘેરી લીધા ને એમને ઘસડતી ઘસડતી ચૌધરીજી પાસે ખેંચી લાવી. પૃથ્વીસિંહને બીક હતી કે પિતા જરૂર એમનો ગુસ્સો ઉતારશે. પણ એમાંનું કશું બન્યું નહિ. ચૌધરીજીએ એક શબ્દ પણ કહ્યા વિના દીકરાને ઘરમાં લીધો.

## નવી ભાવના

૧૯૦૬ માં પૃથ્વીસિંહને ૧૫ વર્ષ પૂરાં થયાં. એ વખતે દેશમાં રાજકીય આંદોલન ચાલતું હતું. પંજાબ–કેસરી લાલા લજપતરાયને પકડીને સરકારે માંડલાના કિલ્લામાં પૂર્યા હતા. પણ અખબારી દુનિયાથી અજાણ એવા પૃથ્વીસિંહને આ બધી વાતોની ખબર ક્યાંથી જ પડે. પણ એ જ વખતમાં એમને સ્કોટની એક કવિતા વાંચવા મળી—

## ૬ : સરદાર પૃથ્વીસિંહ

" Breathes there the man with soul so dead,
Who never to himself hath said:
This is my own, my Nativeland. "

[ જે માણસે પોતાના દિલમાં કદી એ અનુભવ્યું નથી કે, ' આ મારી માતૃભૂમિ છે,' એવા માણસનુ જીવતર ધૂળ છે. ભલેને એ શ્વાસોચ્છ્વાસ ભરતો હોય, પણ તે મૃતાત્મા સમો જ છે. ]

આ ત્રણ જ પંક્તિઓ અંગ્રેજ કવિએ ભરી દીધેલ ભરપૂર દેશ-ભક્તિની ભાવનાએ કુમાર પૃથ્વીસિંહના હૃદયમાં ઘર કરી દીધું. તે દિવસે ફૂટેલ દેશપ્રેમની આ સરવાણીએ જ આગળ જતાં મોટા વિશાળ પ્રવાહનું સ્વરૂપ લીધું. ચોથા ધોરણનો અભ્યાસક્રમ પૂરો કરી લીધા પછી પૃથ્વીસિંહને પોતાની માતૃભૂમિનો વિયોગ વસમો થઈ પડ્યો. દેશ જવું છે...બસ એ જ રઢ. પિતા પહેલાં તો ખૂબ સમજાવવા મથ્યા પણ નિષ્ફળ. આખરે પૃથ્વીસિંહને ઘેર ( દેશ ) આવવાની રજા મળી ગઈ.

### મેધાવાન વિદ્યાર્થી

દેશમાં આવીને તેઓ અમ્બાલાની એક સ્કૂલમાં દાખલ થઈ ગયા. બ્રહ્મી ભાષાના એમના જ્ઞાનની અહીં કશી કિંમત નહોતી. ને હિંદી કે ઉર્દૂ તો તે એ બિલકુલ જાણતા નહોતા. આખરે પાંચમાને બદલે ચોથા ધોરણમાં એમને સ્થાન મળ્યું. બ્રહ્મદેશની મિશન સ્કૂલને પ્રતાપે અંગ્રેજી ભાષાનું જ્ઞાન તો એમને સારું મળી ગયું હતું. તેમાં વળી રાંધવા–પકાવવાની ને ગાયભેંસ ચરાવવાની જંજાળમાંથી મુક્તિ મળતાં, અભ્યાસમાં જ એમણે મનને જોડી દીધું. ને આમ એક જ વર્ષમાં ચોથા, પાંચમા ને છઠ્ઠા ધોરણનો અભ્યાસ એમણે પૂરો કરી નાખ્યો.

આ મહેનતુ ને ચીવટવાળા બુદ્ધિશાળી વિદ્યાર્થીએ સ્કૂલના અધ્યાપકનું મન જીતી લીધું હતું. અધ્યાપકને થતું કે આ વિદ્યાર્થી મારી સ્કૂલનું નામ જરૂર ઉજાળશે.

એક દિવસ અધ્યાપકે છોકરાઓને જપાન અને રશિયા વિશે એક નિબંધ લખી લાવવા કહ્યું. પૃથ્વીસિંહે આ નિબંધમાં લખ્યું કે, ' જો જપાન

જેવડો નાનકડો દેશ આવડા મોટા રશિયાને હરાવી દઈ શકે છે, તો પછી હિંદુસ્તાન જેવા મોટા દેશ માટે ઇંગ્લાંડ જેવા નાનાશા મુલકને હરાવવો એ તો બિલકુલ સહેલું છે.'

પૃથ્વીસિંહને નિબંધોમાં હંમેશ સારા ગુણ મળતા. પણ કોણ જાણે કેમ તે દિવસે અધ્યાપકે કહ્યું; "તેં બહુ ખરાબ નિબંધ લખ્યો છે. એને માટે તને સજા કરવામાં આવશે.' પોથી હાથમાં લઈને પૃથ્વીસિંહે જોયું તો ક્યાંય જોડણી કે વ્યાકરણની ભૂલ નથી. ઉપલા ધોરણના એક વિદ્યાર્થીએ લાલ પેન્સિલના નિશાનવાળી લીટીઓ બતાવી કહ્યું કે, ભૂલ તો આ લખવામાં થઈ છે.

રાજનીતિનું પૃથ્વીસિંહને તે વખતે કશું ભાન નહોતું. પણ પરદેશી સત્તા પ્રત્યેની ઘૃણા તો એમને રૂંવેરૂંવે વ્યાપી ગયેલી હતી. માતૃભૂમિના પગમાં પડેલ ગુલામીની બેડીઓ જોઈ, આ તરુણ રાજપૂતનું લોહી ઊકળ્યા કરતું હતું.

એમનું મન હવે આ સ્કૂલ પરથી ઊડી ગયું હતું. ગામના કેટલાક છોકરાઓ રાજપુરની એક સ્કૂલમાં ભણતા હતા. ત્યાં ખબર કાઢી, તેઓ એ સ્કૂલમાં ભરતી થઈ ગયા. ત્રણ મહિના સાતમા ધોરણમાં રહી તરત આઠમા ધોરણમાં ગયા ને આમ એમણે માધ્યમિક શાળાનો અભ્યાસ પૂરો કર્યો.

## વળી પાછા બ્રહ્મદેશ

**૧૯૦૯ની** સાલનું પ્રભાત ઊગ્યું. હવે તો કૌમાર્ય વટાવી નવયૌવનના સોપાને પગ મૂકતા ૧૭ વર્ષના તરુણ પૃથ્વીસિંહનાં દર્શન થવા લાગ્યાં હતાં. સૌષ્ઠવભરી ને સુગઠિત, લાંબી ને પાતળિયા કાયામાં જડેલા એ યુવાન હૃદયમાં ઉમંગોની ભરતી ચઢી હતી.

એ જ વરસે રાજપુરમાં પ્લેગ ફાટી નીકળ્યો. તેમાં વળી પિતાએ ત્રણ મહિનાથી ખર્ચ માટે એક પૈસો ય મોકલ્યો નહોતો. પત્ર લખ્યા પણ એનો કોઈ જવાબ જ ન મળે. એમને ખૂબ ચિંતા થવા લાગી. નાતજાતવાળાં ને સગાંસંબંધીએ કહ્યું, 'અમે મદદ કરીએ' પણ એમને કોઈ રીતે ચેન પડ્યું નહિ ને પિતા પાસે જવાનું નક્કી કર્યું. એક દિવસ પિતા પાસે પહોંચી ગયા. જઈને જુએ છે તો મહામારીમાં ઢોરઢાંખર તમામ મરી પરવાર્યાં છે.

ચૌધરીજી પોતે ય માંદગીને બિછાને પડ્યા છે. દીકરાને જોઈ બાપની આંખોમાં પાણી ભરાઈ આવ્યાં.

પણ દીકરો ભણતર મૂકી આમ દોડી આવ્યો તે ચૌધરીજીને બહુ ગમ્યું નહિ. એમણે ભારે મને હેતભર્યો ઠપકો આપતાં દીકરાને કહ્યું, " ખેતર ગીરો મૂકીને ય પૈસા લેવાત, પણ આમ ભણતર અધૂરું મૂકીને તે આવતાં રહેવાય ? "

ખેર, ગઈ ગુજરી પર વિચાર કરવાથી હવે કંઈ વળે તેમ નહોતું. પૈસા તો પાસે કંઈ હતા નહિ કે કોઈ વ્યાપારધંધાનો વિચાર કરે. નિકટના દોસ્તોએ સલાહ આપી કે, " પોલીસ સબ-ઇન્સ્પેક્ટર થવા માટે ટ્રેનિંગ સ્કૂલમાં ભરતી થઈ જાઓ. "

અરજી ઘડીને મોકલી ય આપી. પણ બધું પિતાથી છાનું. પિતાને આ વાતની ખબર પડી ત્યારે એમણે ચોકખી ના પાડી દીધી: " બીજો ગમે તે ધંધો કર, પણ આ તો નહિ જ નહિ. " પુત્રની ઇચ્છામાં કદી આડે ન આવનાર પિતા પણ આ બાબતમાં તો ખૂબ મક્કમ હતા.

પૃથ્વીસિંહે પોસ્ટ ઑફિસમાં નોકરી શોધી કાઢી, પણ એમનું મન માનતું નહોતું. ચૌધરીજીનાં સગાસંબંધીએ ઉપાડો લીધો, " હવે છોકરાને પરણાવી નાખો..." પણ ચૌધરીજીએ એ વાત કાને ધરી નહિ. ' ના, મારે દીકરાને આજથી એ જંજાળમાં નાખવો નથી. ' એ પોતાના આ વિચાર પર દૃઢ રહ્યા.

યુવાન પૃથ્વીસિંહે દિલમાં કંઈ કેટકેટલા મનસૂબા ઘડી રાખ્યા હતા. મહત્ત્વાકાંક્ષાઓના મિનારા ચણ્યા હતા. પોતાના વાસ્તવિક જીવન તરફ નજર કરતાં તેમને થતું કે, ક્યાં મારા આદર્શ ને ક્યાં આ પોસ્ટ ઑફિસની નાનકડી નોકરી ! ને આ વિચાર શૂળની જેમ એમના હૃદયમાં ભોંકાયા કરતો.

પિતા ઘણી વાર કહેતા કે : " જો તું મારી સાથે કામમાં જોડાઈ જાય તો હું દર મહિને ૩૦ રૂપિયા ખિસ્સાખરચી માટે આપવા તૈયાર છું. " પણ એ કામમાં પૃથ્વીસિંહને કોઈ ઊજળું ભવિષ્ય નજરે ચઢતું નહોતું.

પિતા સમજી ગયા હતા કે દીકરો ધૂની છે. એને ગમે તે કરે, પણ ખુશ રહે એટલે બસ. બ્રહ્મદેશ જેવા સામાજીક રીતે ખૂબ સ્વતંત્રતા ભોગવતા દેશમાં

રહીને પણ દીકરો યુવાનીને સહજ એવા કેટલાય દોષોથી સાવ અલિપ્ત રહ્યો છે, એ વાતે ચૌધરીજીનું હૃદય પુત્ર માટેના ગર્વથી છલકાતું, સુખના શ્વાસ લેતું.

પણ પૃથ્વીસિંહની મનોવ્યથા કેમે ય ઘટતી નથી. એ તો દિનબદિન વધતી જ જાય છે. હવે તો અહીં એક એક દિવસ કાપવો એ અસહ્ય થઈ પડ્યું છે. ચૌધરીજીની ચકોર આંખથી આ કશું અછતું રહ્યું નહિ.

મેમ્યો શહેરમાં રહેતા ચૌધરીજીના એક મિત્રને કાને પૃથ્વીસિંહની વાત પહોંચી. એમણે પત્ર લખ્યો—"એને અહીં મોકલી દો." પિતાને લાગ્યું કે, મેમ્યોમાં જઈ મિત્રની વાતો સાંભળ્યે કદાચ દીકરાનું મન વળી પણ જાય. પિતાની દરખાસ્ત માની તો લીધી, પણ એમને ખાતરી હતી કે મારા મનનું ઓસડ કંઈ ત્યાં લાધવાનું નથી.

## : ૨ :

## દેશદાઝની લગની

ઘરમાં પૈસો-ટકો જે કંઈ હોય તે પૃથ્વીસિંહના હાથમાં જ રહેતો. એમાંથી સો રૂપિયા ખિસ્સામાં મૂકી, એમણે પિતા પાસેથી વિદાય લીધી. કયાં જવું, શું કરવું એ તો હજી પોતાના મનમાં ય નક્કી નહોતું. પણ હા, મેમ્યો જવું નથી એટલું એમણે મનોમન નક્કી કરી નાખ્યું હતું. મોનેવાથી મેમ્યોની ટિકિટ લઈ ગાડીમાં બેઠા ય ખરા, પણ મેમ્યો પહોંચતા પહેલાં રસ્તામાં જ રંગૂનની ગાડી બદલી લીધી.

રંગૂન પહોંચ્યા. નાચ, તમાશા, શહેરની ઝાકમઝોળ કે મોજશોખનું તો કશું આકર્ષણ એમને હતું જ નહિ. એટલે રંગૂન શહેરનો રસ્તો પકડવાને બદલે એમણે બીજી જ દિશાની કેડી પકડી ચાલવા માંડ્યું. રસ્તે કેટલાક પંજાબી વટેમાર્ગુઓ મળ્યા, જેઓ પોતાનાં દરદાગીના ને બિસ્તરા-પોટલાં ખભે ઉપાડી એ જ દિશામાં જઈ રહ્યા હતા. પંથ કાપતાં કાપતાં જ

બે પંજાબી જુવાનો સાથે એમણે દોસ્તી બાંધી લીધી. નોકરીની શોધમાં નીકળેલા આ જુવાનો 'તારબાબુ'ની તાલીમ લઈ રહ્યા હતા. એમણે પોતાના નવા દોસ્તને ય સમજાવવા માડ્યું કે, "ભાઈ, સ્ટેશન માસ્તરની નોકરી ઘણી કસવાળી નોકરી ગણાય. તું ય જોડાઈ જા અમારી સાથે." પણ એમને શી ખબર કે એમના આ દોસ્તે નોકરીમાંથી કસ કાઢવાની તો કદી તમા જ કરી નથી. રૂપિયા–પૈસાનો દરિયો એ આ નવતર જુવાનના આકર્ષણનું બિંદુ કદી બન્યું નથી.

પંજાબી ખેડૂના દીકરાઓ નોકરીની શોધમાં ઠેઠ ચીન સુધી જતા. એકાએક પૃથ્વીસિંહના મનમાં પણ વિચાર ઝબકયો, 'તો હું ય ચીન જ શું કામ ન ચાલ્યો જાઉં?' તરત પિનાંગ (મલાયા)ની ટિકિટ કઢાવી. પણ પિનાંગ પહોંચતા પહેલાં વચમાં જ ૧૫ દિવસ સુધી એમની આખી બોટના મુસાફરોને કોઈક રોગને કારણે કવોરંટાઇન (સૂતક)માં રહેવું પડ્યું. સીધું–પાણી સૌને સ્ટીમર કંપની પોતે આપતી ને બધાં અલગ અલગ પોતાની ખીચડી રાંધી લેતાં.

૧૫ દિ'ના કવોરંટાઇન–વાસ પછી શહેરમાં પહોંચ્યા. નાની મોટી નોકરીઓની ત્યાં કશી ખોટ નહોતી, પણ એ તરફ પૃથ્વીસિંહનું મન વળ્યું નહિ. ઘેરથી આણેલ પૈસાની ગરમી હતી ત્યાં સુધી તો નોકરી કરવાની ફરજ પડવાનો કંઈ સંભવ નહોતો. પિનાંગથી સિંગાપુર ગયા. અહીં પણ એમનો રસ્તો રૂંધી બેસે એવી કોઈ આડખીલી નડી નહિ.

૧૯૦૮ની સાલ ને જૂન મહિનો હતો. ૧૫૦૦ ચીની ને ૧૦૦ જેટલા હિંદીઓને લઈને એક જહાજ હોંગકોંગ (ચીન) જવા ઊપડ્યું. ભંડકમાં ને તૂતક પર ઘેટાંબકરાંની જેમ ખીચોખીચ માણસો ભર્યાં હતાં. હવાનો માર્ગ જ જાણે સાવ રૂંધાઈ ગયો હતો. શ્વાસ લેવાનું દુષ્કર થઈ પડ્યું હતું. કમજોર ને માંદો માણસ તો બેશુદ્ધ જ થઈ જાય તેવી રૂંધામણ હતી. ભીડની પરવા કર્યા વિના પૃથ્વીસિંહ પણ આ જ સ્ટીમરમાં ચઢી બેઠા.

સામાન્ય રીતે હોંગકોંગ પહોંચતાં જહાજને છ દિવસ લાગે, પણ આ વખતે સમુદ્રમાં કોઈ એવું ભયંકર તોફાન ઊઠ્યું હતું કે, સંખ્યાબંધ માનવી-

એનો ભોગ લીધા પછી દરિયો કંઈક શાંત થયો. ને ત્યાર પછી છેક ૧૫ દિવસે જહાજને હોંગકોંગ બંદરનું બારું હાથ લાગ્યું.

જહાજના મુસાફરોને માથે આ પંદર દિવસમાં જે વીતક વીત્યાં હતાં એનો કોઈ હિસાબ નહોતો. સાગરે મસ્તીમાં આવી જહાજને એવું તો હિલોળે ચઢાવ્યું હતું કે, પગ ઠેરવી ઊભા રહેવું અશક્ય બની ગયું હતું. રાતદિવસ ટેવાયેલા જહાજના ખલાસીઓ સિવાય આ ઝંઝાવાતમાં આધાર વિના ઊભા રહેવાનું કોઈનું ગજું નહોતું. તૂતક પર બાંધેલા દોરડે બાઝી મુસાફરોએ પોતાના જાનની રક્ષા કરવાની હતી. હાથમાંથી દોરડું છૂટ્યું કે ઊછળીને પડ્યા એ અફાટ જલનિધિમાં. આમ આ તોફાને કંઈ કેટલા ય લોકોના જાન લીધા હતા. જહાજનો કપ્તાન પણ એટલો જ નિરાશ થઈ ગયો હતો. એણે લોકોને કહી દીધું કે, ‘ ભાઈ, મારા હાથની વાત રહી નથી.’

તરુણ પૃથ્વીસિંહની હિંમત પણ ગળવા લાગી હતી. કારણ પાંચ દિવસ પછી તો બિલકુલ ભૂખે મરવાની પાળી આવી લાગી હતી. કેટલા ય લોકો તો ભૂખને લીધે એટલા કમજોર બની ગયા કે, જીવાદોરી સમા તૂતકના એ દોરડાને વળગી રહેવું પણ એમને માટે અશક્ય બની ગયું. ને તોફાન એમને સમુદ્રનાં પાણીમાં ઘસડી ગયું. પૃથ્વીસિંહનો બિસ્તરો પણ ગયો પાણીમાં. પાસે રહી ગઈ માત્ર એક નાનકડી ટીનના પતરાની પેટી. આઠ આઠ દિવસના ઉપવાસે શરીરની તાકાત હરી લીધી હતી. આખરે પંદરમે દિવસે આ અવદશાનો અંત આવ્યો ને જહાજે હોંગકોંગનાં પાણીમાં લંગર નાખ્યું.

હોંગકોંગમાં ઊતર્યા તો ખરા, પણ અહીં એમનું કોઈ જાણપિછાણ કે ઓળખાણવાળું માણસ તો હતું નહિ. પાસે ૬૫ રૂપિયા બચ્યા હતા ખરા, પણ ઓછા ખરચે રહેવાનું નક્કી કરી, તેઓ બીજા મુસાફરોની સાથે સાથે શીખોના મંદિર ગુરુદ્વારામાં પહોંચ્યા. અહીં એક મોટા ઓરડામાં પોતાનો સરસામાન મૂકી, રાતે ખુલ્લા આસમાન તળે બિસ્તરો બિછાવી, એ ય બધાની સાથે ઊંઘી ગયા. ચોરી ને હાથચાલાકીનો અનુભવ લેવાનો વખત આ ગભરુ જુવાનની જિંદગીમાં આજસુધી કદી આવ્યો નહોતો. એટલે કશા ય ખચકા વિના પૈસા પેટીમાં જ રાખી, રાતે નિશ્ચિંત મને એ બહાર સૂઈ ગયા.

સવારે ઊઠીને જોયું તો પેટીમાંથી પૈસાનો બટવો જ ગાયબ ! સાવ

ખંખેરાઈ ગયા. પાસે પૈસો ય બચ્યો નહિ. રસ્તે રઝળતા ભિખારી જેવી દશા થઈ ગઈ. પણ કોઈને એક શબ્દ ય આ વિષે કહ્યો નહિ. છતાં ગુરુદ્વારાવાળા લોકોથી આ વાત અછતી રહી ગઈ નહોતી. એટલે જમતી વખતે ખાસ આગ્રહ કરીને તેઓ એમને સાથે જ લઈ જતા, ને કાળજી પૂર્વક જમાડતા.

અહીં એમને બે પંજાબી નવયુવાનો સાથે ઓળખાણ થઈ—પ્યારેલાલ ને બલવંતસિંહ. બેઉ જણા સુશિક્ષિત હતા. એમનાં દિલ દેશદાઝની તમન્નાથી જલતાં હતાં. તેઓ અમેરિકા જવા નીકળ્યા હતા. ઘેરથી પૈસા મંગાવેલા એની રાહ જોઈ રહ્યા હતા. એમની સાથેની દોસ્તીએ પૃથ્વીસિંહની નજર સામેની દુનિયા પલટી નાખી. એમને લાગવા માંડ્યું કે, માત્ર પોતાની જ જાત માટે એશ–આરામની દુનિયા શોધવા પાછળ દોડધામ કરી જિંદગી પૂરી કરવી, એના કરતાં કોઈ વધુ ઉન્નત ધ્યેયની સાધના અર્થે આ દેહનો એક વિશેષ ઉપયોગ થઈ શકે તેમ છે. દેશની આઝાદી જેવી અમૂલ્ય ચીજ મેળવવા માટે મરી ફીટીને આ કાયાનાં મૂલ મૂલવી શકાય તેમ છે.

થોડા દિવસમાં પ્યારેલાલને ઘેરથી પૈસા આવી પહોંચ્યા ને એ તો અમેરિકા ભણી ઊપડી ય ગયો, પણ બલવંતસિંહને હજી વાર હતી.

ગુરુદ્વારાના ગ્રંથી ( પૂજારી ) સરદાર ભગવાનસિંહ પણ પાકા દેશભક્ત હતા. રાષ્ટ્રીયતાની ભાવનાથી ભરપૂર હતા. એમની વાણીમાં કોઈ અજબ શક્તિ હતી. ત્યાંના શીખોમાં તેઓએ બહુમાન ને આદરભર્યું સ્થાન જમાવી દીધું હતું. એમના એક ભાષણે પૃથ્વીસિંહમાં પ્રકટી ઊઠેલ રાષ્ટ્રપ્રેમની જ્યોતને વધુ જ્વલંત બનાવવાનું કામ કર્યું.

એ જ વખતે કેનેડામાં વસતા શીખોનું એક પ્રતિનિધિમંડળ વાઈસરૉય આગળ પોતાની તકલીફોનું બયાન કરવા હિંદ જઈ રહ્યું હતું. એ પ્રતિનિધિ-મંડળના બે સભ્યો — સરદાર ભાગસિંહ તથા સરદાર બલવંતસિંહ ગુરુ-દ્વારામાં જ ઊતાર્યા હતા. એમની સાથેના વાર્તાલાપે પૃથ્વીસિંહના દિલમાં જલી રહેલ શાહીવાદ સામેની આગમાં ઘી રેડવાનું કામ કર્યું.

૧૮ વર્ષની ઉંમર હતી, પણ મેમ્યોથી નીકળ્યા તે દિવસે ગભરુ ને

મુગ્ધ યુવાનીની જે છાયા પૃથ્વીસિંહ પર હતી તે આજે હવે રહી નહોતી. દુનિયાના અનુભવે આ જુવાનના મનને ઘડીને ખડતલ બનાવ્યું હતું.

એક દિ' એમણે પોતાના મિત્ર બલવંતાસિંહને કહ્યું કે; "મારે હવે હિંદ જઈ દેશસેવાના કામમાં લાગી જવું છે."

બલવંતાસિંહે સલાહ આપી કે, "કોઈ પણ રીતે પહેલાં અમેરિકા જઈને હિંદમાં ક્રાંતિ જગાવવા મથતા હિંદી-ક્રાંતિકારોને મળો. કારણ એ લોકો ત્યાં જુવાનોને ક્રાંતિ માટેની તાલીમ આપે છે." ને તે ઘડીથી પૃથ્વીસિંહે અમેરિકા જવાની મનમાં ગાંઠ વાળી લીધી. પણ તે વખતે ફૂટી કોડીની ય મતા એમની પાસે હતી નહિ. કેટલા ય દિવસની દોડધામ પછી એક સોડા-વૉટરની ફેક્ટરીમાં મહિને ૧૫ રૂપિયાના પગારે એમને દરવાન તરીકેની નોકરી હાથ લાગી. બલવંતાસિંહ પાસે ય કમાણીનું કોઈ સાધન નહોતું એટલે આ આઠ આનાની કમાણી ઉપર જ બેઉએ પેટગુજારો કરવો પડતો. પણ આ નોકરીનું આયુષ્ય બહુ ટૂંકું નીવડ્યું. મુખિયા દરવાનને બીક લાગી કે, રખેને કોક દિ' આ જુવાન મારી નોકરી ય પડાવી લે. એટલે પૂરા પંદર દિવસ વીત્યા ન વીત્યા ત્યાં તો એણે ખટપટ શરૂ કરી દીધી, ને પૃથ્વીસિંહને ત્યાંથી રજા અપાવી.

લશ્કરી છાવણીમાંથી કેટલા ય શીખ ને હિંદુ સૈનિકો અવારનવાર આ ગુરુદ્વારામાં આવતા. એમની મારફત રાજપૂત સૈનિકોને આ તરુણ રાજપૂતની ખબર પડી. એક દિવસ આવીને તેઓ પૃથ્વીસિંહને પોતાની છાવણીમાં લઈ ગયા. ને છાવણીના તમામ સૈનિકો સાથે એમને ઓળખાણ કરાવી. એ લોકોના આગ્રહને વશ થઈ પૃથ્વીસિંહને રોજ ખાવા માટે છાવણીમાં જવું પડતું. આવવા-જવાનું નાવડીનું ભાડું ય તેઓ જ ચૂકવી આપતા. પૃથ્વીસિંહ રોજ ત્યાં જમવા જતા, ને પોતે જમી લઈ થોડી રોટલીઓ બળવંતસિંહને માટે સાથે બાંધી લાવતા.

આમ ને આમ આખું એક વરસ પસાર થઈ ગયું. ૧૮૧૧ ની સાલનો કોક મહિનો હતો. પૃથ્વીસિંહે જોયું તો હોંગકોંગના ચૌટે ચૌટે લાંબી લાંબી ચોટલીઓ-શિખાઓના ઢગલા થયા છે. મંચુવંશના રાજાઓની ગુલામીનું ચિહ્ન ભૂંસી નાખવા માગતા ચીની પુરુષોએ પોતાની લાંબી લાંબી ચોટલીઓ કાપી

નાખી ચૌટા વચ્ચે એના ઢગ ખડક્યા છે! ચીની ક્રાંતિનું આ તો હતું પ્રથમ પ્રતીક માત્ર.

ચીનીઓની આ ક્રાંતિનો ઉદ્દેશ શું હશે, એ વાતનો કશો ખ્યાલ તે વખતે પૃથ્વીસિંહને નહોતો. પણ એટલું તો એમણે જોઈ લીધું કે, એકાએક ચીની પ્રજામાં કંઈ અજબ પરિવર્તન આવી ગયું હતું! હોંગકોંગમાં કે જ્યાં એક નજીવી ને નાની શી વાત પર પોલીસ કોન્સ્ટેબલો ચાર ચાર પાંચ પાંચ ચીના મજૂરોને ચોટલીએથી ઝાલી પોલીસ–થાણે ઘસડી લાવતા, ત્યાંની આજે કંઈ હવા જ બદલાઈ ગઈ છે! આજે તો ચીની કુલી સાથે જરા સરખી "તું તાં" કરવા જતાં પોલીસ કોન્સ્ટેબલ ઊલટો માર ખાઈ બેસે છે. આ નમ્ર ને ગરીબ દેખાતા ચીનાઓમાં આત્મસન્માનની આવી ઉત્કટ આગ ક્યાંથી પ્રગટી નીકળી એ એક આશ્ચર્યની વાત હતી. ને પૃથ્વીસિંહના મનમાં એક જ વિચાર ઘોળાઈ રહ્યો હતો, 'ક્યારે મારાં હિંદી ભાંડુઓના દિલમાં આવી આકરી આગ પ્રગટી ઊઠશે, ને સદીઓની ગુલામીનાં બંધનો તે તોડીફોડી ફગાવી દેશે?'

એ વખતે અમેરિકાનાં દ્વાર હિંદુસ્તાનીઓ માટે ઉઘાડાં નહોતાં. વિદ્યાર્થીઓ ને પ્રવાસીઓ સિવાય કોઈ એ ભૂમિ પર પગ મૂકી શકતું નહિ. પૃથ્વીસિંહને ખબર મળી કે, મનિલા થઈને અમેરિકા પહોંચી શકાય એમ છે. પણ અમેરિકા પહોંચવા માટે તો ઓછામાં ઓછી ૪૦૦ રૂપિયાની પૂંજી પાસે જોઈએ તેનું શું?

ચીનમાં જ કોક જગાએ વસવાટ કરતા રતનસિંહ નામના એક ભાઈ આવીને એક દિવસ આ ગુરુદ્વારામાં જ ઊતર્યા હતા. ને અહીંથી જ મનિલા થઈને તેઓ અમેરિકા જવા ઊપડવાના હતા. એક ભાવનાશીલ ને દેશદાઝભર્યા યુવાન તરીકે ગુરુદ્વારામાં પૃથ્વીસિંહ સૌના પ્રેમઆદરના ભાગી બન્યા હતા. ભાઈ રતનસિંહને કાને ય એમની વાતો પહોંચી ગઈ. એક દિવસ પૃથ્વીસિંહને પાસે બોલાવી રતનસિંહે કહ્યું, "ચાલો મારી સાથે મનિલા. તમારું બધું ખરચ હું આપી દઈશ. હાથમાં પૈસા આવે ત્યારે પાછા વાળી આપજો."

૧૯૧૧ ના અંતમાં પૃથ્વીસિંહ ભાઈ રતનસિંહની સાથે મનિલા પહોંચ્યા. અહીં હિંદુસ્તાનીઓની વસ્તી બહુ નહોતી. સોએક જેટલા હિંદીઓ દરવાન

તરીકેનું કામ કરતા હતા ને થોડાક સિંધીઓ અહીં રેશમનો ધંધો કરતા હતા. એ સિવાય થોડાક એવા લોકો ય હતા કે જેઓ ફેરિયાનો ધંધો કરતા. આખા ટાપુમાં તેઓ બધે ઘૂમી વળતા. હિંદુસ્તાની દરવાનોની અહીં ઠીક ઠીક કદર થતી, પગાર પણ સારો મળતો. મહિને ૮૦ રૂપિયાનું વેતન કંઈ કમ તો ન જ કહેવાય.

પણ પૃથ્વીસિંહ અને ભાઇ રતનસિંહે ફેરિયાનો ધંધોજ વધુ પસંદ કર્યો. ત્યાં વસતા એક ભાઈ લાલસિંહે ધંધાના રોકાણુ માટે જરૂરી મૂડી પણ પૂરી પાડી. થોડા મહિનામાં તો પૃથ્વીસિંહે આ ધંધામાં એટલી કમાણી કરી લીધી કે લાલસિંહનું બધું દેવું ભરી આપ્યું. પૈસા હાથમાં આવ્યા કે પહેલા જ જહાજમાં રતનાસિંહ તો અમેરિકા તરફ રવાના થઈ ગયા.

પૃથ્વીસિંહ એકલા પડ્યા. પણ હવે તો તેઓ આ દેશથી પૂરા પરિચિત થઈ ગયા હતા. એમણે પોતાનું ધ્યાન પૈસા કમાવા પાછળ લગાડી દીધું. ‘જરૂરી પૈસા ભેગા થાય તો ઝટ અમેરિકા ઊપડી જાઉં.’ રાતદિવસ મનમાં આ એક જ વિચાર રમ્યા કરતો.

બીજા બેએક હિંદુસ્તાની ફેરિયાને સાથી બનાવી લઈ, એમણે એક નાનકડી ટોળી જમાવી લીધી હતી. દેશ એવો વેષ ન હોય તો પરદેશમાં મુશ્કેલી નડે જ છે. ભારે મોટી પાઘડી ને લાંબી લાંબી દાઢી જોઈ ત્યાંનાં છોકરાંને કુતૂહલ થતું. એક દિવસ તો એમણે રીતસર તોફાન શરૂ કર્યું. પાછળ પડી હુરિયો બોલાવવા માંડ્યો, ગાળો દેવા માંડી ને એથી ય આગળ વધી પથરા મારવા ય શરૂ કર્યા. ફેરિયાઓએ જઈ ને પોલિસ પાસે રાવ ખાધી. પણ જોયું તો એ પણ છોકરાંના તોફાનમાં શામેલ થઈ ગયો! થોડી મિનિટમાં બીજા બેત્રણ પોલીસ ત્યાં ભેગા થઈ ગયા. એ પણ એમની સાથે બૂમરાણ મચાવવામાં ને ગાળો વરસાવવામાં શામેલ થઈ ગયા!

ત્રણે સાથી તો આ ચરિત્ર જોઈ ને ઠંડા જ પડી ગયા. જમાનો વરતી ગયેલ સાથીઓને અહીં આત્મસન્માનની ખાખ ચાળવા ન બેસવું એ જ ડહાપણભર્યું લાગ્યું ને તેઓ તો ચૂપ રહ્યા. પણ પૃથ્વીસિંહને કાબૂમાં રાખવાનું એમનાથી ન બન્યું. પૃથ્વીસિંહે સામી બેચાર ગાળો ચોપડાવી દીધી. પોલીસ કોન્સ્ટેબલોથી આ કેમ સહેવાય? એ તો ઊતરી પડ્યા મારામારી

પર ! ૨૦ વર્ષનો નવલોહિયો જુવાન પૃથ્વીસિંહ એમાં ય કંઈ પાછો હઠે એમ નહોતો. આ મારામારીમાં બે પોલીસને સારી પેઠે માર લાગ્યો. થાણે ખબર પહોંચ્યા. પોલીસ ટુકડી આવી પહોંચી. પૃથ્વીસિંહને પકડીને કાચી જેલની કોટડીમાં નાખ્યા.

આ કસ્બાના પ્રમુખનો દીકરો મનિલાની કોઈ કૉલેજમાં વિદ્યાર્થી હતો. એણે વચ્ચે પડી સમાધાન કરાવવા પ્રયત્ન કર્યો. પૃથ્વીસિંહને એણે સલાહ આપી કે, "માફી માગી લો તો બધું પતી જાય." પણ પૃથ્વીસિંહને ગળે આ વાત કેમ ઉતરે ? કહે, "અપમાનનો કડવો ઘૂંટડો જિંદગીમાં કોઈ કાળે ગળે ન ઉતારું." પતાવટ કરનારના હાથ હેઠા પડ્યા ! પોલીસે એમને ગિરફતાર કર્યા.

પૃથ્વીસિંહની ગિરફતારીના ખબર મનિલાના એક રાજપૂતભાઈ બરકતઅલીને કાને પહોંચી. શહેરના એક વકીલને લઈને એ તરત ત્યાં પહોંચ્યા. પોલીસવાળા ગભરાઈ ગયા. એમણે માફી માગી ને પૃથ્વીસિંહ જેલની કોટડીમાંથી બહાર આવ્યા.

: ૩ :

# અમેરિકા : ક્રાંતિકારી પડછાયા : ૧૯૧૨–૧૪

સરદાર લાલસિંહ ફેરી માટેનો સોદો ખરીદવામાં પૃથ્વીસિંહને હંમેશ મદદ કરતા. સાચદિલ ને સાહસિક માણસ દુનિયાના ગમે તે છેડે જાય, તો ત્યાં ય એના મિત્રો પેદા થઈ જાય છે. પૃથ્વીસિંહ પર લાલસિંહને ખૂબ વિશ્વાસ બેસી ગયેલો. એમને થયું, છોકરો મહેનત તો ઘણી કરે છે, પણ અમેરિકા જવાના પૈસા આમ તે કયે દહાડે ભેગા કરી રહેશે ? ને એક દિવસ પોતે જ ઊઠીને વાત કરી કે, 'અમેરિકા જવું હોય તો ટિકિટના ૧૫૦ ડોલર ( ૫૦૦ રૂપિયા ) હું તને આપું.' મુખ્ય મુશ્કેલી પતી ગઈ એટલે તો બધા દોસ્તોએ કંઈ ને કંઈ મદદ કરી : કોઈએ કોટપાટલૂનનો સુંદર પોશાક

કરાવી આપ્યો, તો કોઈએ અમેરિકા ઊતર્યે ત્યાંના અધિકારીઓને દેખાડવી પડતી ૫૦ ડૉલરની રકમ ભેગી કરી આપી. આમ, અમેરિકા ઊપડી જવા માટેની પૂરી તૈયારી થઈ ગઈ.

*

૩૫,૦૦૦ ટનનું એક મોટું જહાજ અમેરિકા જવાનું હતું. પૃથ્વીસિંહ ને એમના બીજા ૫૦ હિંદી સાથીઓ પણ આ જ જહાજમાં ચડી બેઠા. સાથીઓનું જૂથ મોટે ભાગે પંજાબીઓનું બનેલું હતું. કપડાંલત્તાં ને રૂવાબભર્યા દેખાવને લીધે પૃથ્વીસિંહ આ ટોળામાં જરા વધુ ભદ્ર ને સુશિક્ષિત લાગતા હતા. સૌએ ભેગા મળી એમને જ પોતાના આગેવાન તરીકે નીમી દીધા.

પૂરા ચાળીસ દિવસે પ્રશાંત મહાસાગરનાં પાણી કાપતું એમનું જહાજ સિયેટલ (ઓરગન રાજ્ય)ની બંદરગાહમાં આવી લાગ્યું. કકડતી ઠંડીના દિવસો હતા. સમુદ્રયાત્રા સુખરૂપ પૂરી થઈ. શરીરસ્વાસ્થ્ય પણ બધાંનું સારું રહ્યું હતું. બંદરે ઊતરતાં હિંદી મુસાફરોએ પૃથ્વીસિંહને પોતાના દુભાષિયા બનાવ્યા. કારણ એમાંના કોઈને આ પરદેશી ભાષામાં કંઈ ગતાગમ પડતી નહોતી. સાદા સીધા ખેડૂના દીકરા, મજૂરી કરી પેટિયું રળવા પરદેશ ખેડવા નીકળી પડ્યા હતા. બંદરે ઊતરતાં પહેલાં અમેરિકન અમલદારોના પ્રશ્નોના જવાબ આપવાની વેળા આવી. પૃથ્વીસિંહ અમેરિકન અમલદારના સવાલને પંજાબીમાં સમજાવતા ત્યારે એમના સાથીઓ બોલી ઊઠતા, "મૈનૂ કી પતા, તૂ હી દસ દે" (મને શું પૂછે છે, તું જ કહી દેને ?) એકે એકે કરી બધાને ઊતરવાની રજા મળી ગઈ.

હવે પૃથ્વીસિંહનો વારો આવ્યો. અમલદારે પૂછ્યું: "તમે અહીં શા માટે આવ્યા છો ?"

જરા ય થોથવાયા વિના પૃથ્વીસિંહે જવાબ આપી દીધો, "હું ? હું અહીં આવ્યો છું મારા દેશને આઝાદ શી રીતે કરવો તે તમારી પાસે શીખવા."

અમલદાર સ્તબ્ધ બની પૃથ્વીસિંહના મોં ભણી તાકી રહ્યો. પૂરી પાંચ મિનિટ સુધી એમાંથી કોઈ એક શબ્દ ય બોલ્યું નહિ. અમલદાર એનાં કાગળિયાંમાં ય કંઈ લખતો નથી! પૃથ્વીસિંહના મનમાં ધ્રાસકો પડ્યો, પણ એ જ ઘડીએ અમલદાર ખુરશી પરથી ઊભો થયો, હસતો હસતો પાસે

આવ્યો ને પૃથ્વીસિંહ સાથે હાથ મિલાવ્યા. પછી એમની પીઠ થાબડતાં બોલ્યો, " જાઓ. "

*

અમેરિકાની સ્વતંત્ર ધરતી પર પ્રથમવાર પગ મૂકતાં દિલમાં કંઈ અવનવા ભાવો જાગી રહ્યા હતા. હોંગકોંગમાં હતા ત્યારે લાગતું કે, ' આ દિન કદી ઊગશે ખરો!' પણ દિવસભર પરસેવો પાડી, માંડ પેટપૂર અન્નની જોગવાઈ કરી લેતા એ તરુણના દિલમાં રમી રહેલ કલ્પના પાછળ સંકલ્પની દૃઢતાનું બળ હતું. ને એ જ વસ્તુએ એને આ અજાણી પણ સ્વતંત્ર ભૂમિ સુધી પહોંચાડી દીધો હતો.

પૃથ્વીસિંહ ને એમના સાથીઓએ પહેલાં તો એક હોટલમાં જઈ, પેટ ભરીને ખાધું. ત્યાર પછી જૂથ આખું નીકળ્યું શહેર ઘૂમવા. આ નવી દુનિયાના નવા શહેરને આંખો ભરીભરીને જોયું. હોંગકોંગ ને ફિલિપાઈન સુધી તો એશિયાઈ ચહેરા જ વધારે જોવા મળતા. પણ અહીં તો બધા ગોરા જ ગોરા. બાલસહજ કુતૂહલમાં આખી રાત એમણે શહેરની સહેલ કરવામાં જ વિતાવી દીધી.

એમના સાથીઓનાં કેટલાંક સગાંસ્નેહીઓએ અમેરિકાના આ પશ્ચિમ તટ પર પહેલેથી વસવાટ માંડી દીધો હતો. બધાંની સાથે પૃથ્વીસિંહ પણ કેલીફોર્નિયામાં સ્ટાકટન મુકામે જવા ઊપડ્યા. હિંદી મજદૂરો મોટે ભાગે અહીંનાં ખેતરોમાં મજૂરી કરતા. અત્યારે ખેતરોમાં બટાટાની ફસલ તૈયાર થઈ ગઈ હતી. આઠ કલાકની મહેનત–મજૂરીમાં રોજના બે ડોલર એટલે કે લગભગ છ રૂપિયા મળતા. પણ ખેતરની મહેનત–મજદૂરી એટલે આઠ કલાક સુધી સતત કોદાળી ને પાવડા સાથેનું કામ, ટોપલા ભરવા–વહેવાની મહેનત, શરીરની પૂરેપૂરી કસોટી રતો !

પૃથ્વીસિંહનું શરીર આમ તો મજબૂત હતું, પણ કામનો પ્રકાર જરા આકરો લાગતો. થોડા દિવસ સુધી તો રોજ પંજાબ ને બ્રહ્મદેશનું ઘર યાદ આવતું. પણ પછી એક પખવાડિયામાં દોસ્તોની હારોહાર કામ કરતાં ધીમે ધીમે શરીર ટેવાઈ ગયું. સાથેના હિંદી મજદૂરો હૃષ્ટપુષ્ટ ને ખડતલ કાયાના શીખો હતા. પૃથ્વીસિંહના દિવસો સારી રીતે ગુજરતા હતા. થોડા

વખતમાં તો એમણે પોતાને માથે ચઢેલું બધું કરજ ફેડી નાખ્યું. ફ્રિલિ-પાર્કનના લાલસિંહને એના પૈસા પાછા વાળી દીધા. પિતાને પણ ૬૦૦ રૂપિયા મોકલી આપ્યા.

*

**હિંદુસ્તાન** ને પશ્ચિમના સમાજજીવન વચ્ચે કેટલા ય ગાઉનું અંતર છે. હિંદુસ્તાનનું સમાજજીવન સેંકડો રૂઢિરસમોનાં બંધનોમાં જકડાઈ ગયેલું છે. પશ્ચિમનો સમાજ એથી સાવ ભિન્ન રીતે જીવે છે. બાંધી રાખેલા ઢોરને છોડી મૂકતાં તે આનંદથી ગાંડું બની ગમે તેમ નિર્બંધ બને દોડવા માંડે છે, તેવી જ હાલત અહીં મહિનાની કમાઈ એક જ દિવસમાં કમાઈ લેનાર હિંદુસ્તાની મજદૂરની થાય છે! પૃથ્વીસિંહે સાથીઓને બેહાલ થતા પોતાની સગી આંખે જોયા હતા. ને તે દિવસથી એમણે મનમાં ગાંઠ વાળી લીધી હતી કે, 'મારી જાતની કોઈ દહાડો આ દશા તો નહિ જ થવા દઉં.' આત્મસન્માન ને રાષ્ટ્રીય ભાવનાનો દીપક એમના દિલમાં ક્યારનો ચેતી ગયો હતો. એમણે આત્મસંયમ માટેના સોનેરી નિયમો ઘડ્યા:

૧. શહેરમાં જતાં ભભકાવાળો પોશાક કદી નહિ પહેરું. નહિ ખરીદું.
૨. ખાસ કારણ સિવાય સદાય મજદૂરોના પોશાકમાં જ રહીશ.
૩. દારૂના પીઠામાં, નાટક–સિનેમાગૃહોમાં કે નાચ–ઘરમાં કદી પગ નહિ મૂકું.

ખૂબ કડકાઈપૂર્વક આ નિયમોનું પોતે પાલન કરતા. પણ સાથીઓને તો આવા નિયમબિયમનાં બંધન પસંદ નહોતાં. મહેનતના છ દિવસ પછી રવિવાર–રજાનો એક દિવસ–હાથ લાગતો. ગાંઠે ચાલીસપચાસ રૂપિયાનું ગરથ ભેગું થઈ જતું. પછી હૈયું હાથ શે રહે? સૌ શહેર ભણી નીકળી પડતા. નાટક–સિનેમાગૃહો ચિક્કાર ભરી દેતા. પૈસાની ગરમી હોય ત્યાં સુધી દારૂનાં પીઠાંમાં પેસી ઢીંચાય તેટલો ઢીંચતા. ને પછી મારપીટ, ગાળાગાળી ને ઝગડાંનાં રમખાણ મચી જતાં. નશામાં ચકચૂર બની લથડતે ડગલે રસ્તા પર બહાર પડતા તો શહેરના ઠગો ને પોલીસવાળાઓ એમના પર તૂટી પડતા! પાકી બોરડીની જેમ ઝૂડાઈ જઈ, ઘેર પહોંચતા. આવા સાથીઓની ભાળસંભાળ લેવા જતાં પૃથ્વીસિંહ ને એમના નિકટના બે સાથીઓને કેટલી ય વાર દારૂડિયા સાથીઓના ધક્કામુક્કા ને થપાટોનો માર ઝીલવો પડતો.

શુદ્ધિમાં આવતાં એમને પોતાનો દોષ સમજાતો ત્યારે તેઓ પશ્ચાત્તાપ કરતા ને પોતાના આ ઉમદા સાથીઓની કદર પણ બૂઝતા.

*

**અ**મેરિકા ગયા પછી એમને ક્રાંતિકારીઓના નેતા બાબા સોહનસિંહ ને બાબા જ્વાલાસિંહની ભાળ મળી ગઈ હતી. પણ પૃથ્વીસિંહની ટોળી એમનાથી દૂર બીજી જગ્યાએ કામ કરી રહી હતી. એક દિવસ ઓરગનમાં જ હોંગકોંગવાળા મિત્ર બલવંતસિંહ સાથે મુલાકાત થઈ ગઈ. એ ય કેટલોક વખત થયાં અમેરિકા આવી ગયા હતા. પછી તો એમની સાથે રાજકારણની ચર્ચાઓ થવા લાગી. 'ગદર' (ક્રાંતિ) નામનું એક અખબાર પણ અહીંના હિંદી ક્રાંતિકારી ગ્રુપ તરફથી નીકળવા માંડ્યું હતું. પૃથ્વીસિંહ ખૂબ ધ્યાન-પૂર્વક નિયમિત રીતે એ વાંચવા લાગ્યા. એટલું જ નહિ પણ સાથોસાથ એમણે હિંદુસ્તાની મઝદૂરોમાં પણ એ વિચારોનો ફેલાવો કરવા માંડ્યો.

એ સમયની એક ઘટના છે. પૃથ્વીસિંહની ટોળી શહેરથી ઘણે દૂર સુકન્દરનાં ખેતરોમાં કામ કરી રહી હતી. દર રવિવારે શહેરમાં જવું શક્ય બનતું નહિ. પણ જ્યારે કદી શહેર જવાનો મોકો મળતો, ત્યારે એ જ પુરાણી રસમ અનુસાર બેહાલ બની તેઓ પાછા આવતા. એક વાર મધરાતનો સમય હતો. કેટલાક ગુંડાઓએ એક હિંદી નવજવાનની છેડતી કરવી શરૂ કરી. પૃથ્વીસિંહ ને બલદેવાસિંહ આ અટકચાળું સાંખી શક્યા નહિ. એમણે પેલા લોકોને ચેતવ્યા, પણ મિથ્યા. અમેરિકામાં પિસ્તોલ રાખવાની મનાઈ હોતી નથી. એટલે બેઉ દોસ્તો ખિસ્સામાં સાથે લઈને ફરતા. તરત ભરી પિસ્તોલો કાઢીને એમણે પેલા બદમાશો સામે તાકી. એ દેખતાં જ ગુંડાઓ તો ઠંડા પડી ગયા. ને ચૂં કે ચાં કર્યા વિના પાછે પગલે રસ્તો માપી ગયા.

પણ પૃથ્વીસિંહ ને હવે આ જીવનચર્યા તરફ ઘૃણા આવી ગઈ હતી. હરનામસિંહે ને એમણે ભેગાં મળી એક દિવસ સંતલસ કરી કે, "ચાલો અહીંથી આપણે લોસએન્જલ્સ ચાલ્યા જઈએ. ત્યાં જઈ નાના નાના ખેડૂતોને ત્યાં મજૂરી કરીશું." ને બીજે જ દિવસે બેઉ સાથી ખભે ઝોળી ભરાવી નીકળી પડ્યા.

*

હિંદી મજદૂરો અમેરિકા સુધી ગયા તે માત્ર મજદૂરી માટે જ. કલકત્તા કરતાં રંગૂનમાં વધારે મજદૂરી મળે છે, સાંભળી પંજાબી મજદૂર બ્રહ્મદેશ તરફ ચાલી નીકળતો. ત્યાંથી ય જ્યારે એને ખબર મળતી કે, પિનાંગ ને સિંગાપુરમાં એથી ય વધુ મજદૂરી મળે છે, ત્યારે બ્રહ્મદેશ છોડી એ ત્યાં પહોંચી જતો. ને આમ 'વધુ મજદૂરી'નો પીછો પકડતો તે હોંગકોંગ, શાંગહાઈ ને ફિલિપાઈનના ટાપુઓ ખૂંદી છેક અમેરિકા સુધી નીકળી આવતો.

અમેરિકામાં મજદૂરી ખૂબ મળે છે. સારી રીતે ખાઈ પી મોજ થાય છે ને ઘેર પણ હજારો રૂપિયા મોકલી શકાય છે. આ જોઈને ઘેર રહેલા બીજા લોકોના મોંમાં ય પાણી છૂટે છે. અમેરિકા જઈ રૂપિયાનાં ઝાડ ખંખેરી ઘર ભરી દેવાની લાલસા જાગે છે. પાસે જર–જમીનનો ટુકડો હોય તો તે વેચી–ખૂચી, ગીરવે મૂકીને ય અસંખ્ય મુશ્કેલીઓનો સામનો કરતા આડ-ખીલીઓ ઓળંગતા તેઓ અમેરિકા સુધી પહોંચી જાય છે.

ને ત્યાર બાદ અમેરિકાના સ્વતંત્ર વાતાવરણમાં રહેતાં રહેતાં, ત્યાંના અનુભવો ધીમે ધીમે એમની આંખો ઉઘાડવા માંડે છે. થોડાજ વખતમાં એમને સમજાવા માંડે છે કે, 'આપણે ગુલામ છીએ. આપણને અહીં મજદૂરી મળી રહે છે, પૈસા ય મળે છે, પણ કોઈની પાસેથી સન્માન મળતું નથી.' આ વસ્તુની એમનાં મન પર ઘેરી અસર થવા માંડે છે. જાત–અનુભવે સિદ્ધ કરેલ જ્ઞાનના એક ધક્કાથી એમની અંદર સૂતું પડેલું આત્મસન્માન ને દેશાભિમાન એકદમ જાગી ઊઠે છે.

બાબા સોહનસિંહ આજ સુધી અહીં આવેલા લોકોમાં કંઈક વધુ સંસ્કારી ને સુશિક્ષિત હતા. ઘરમાં માનભર્યું ને ઠીક ઠીક સુખી જીવન વિતાવતા હતા. બાબા જવાલાસિંહ ને બિશાખાસિંહ પણ મજદૂરીમાંથી પૈસા બચાવી ઘેર નાનીશી ખેતી જમાવી બેઠા હતા. એમને પણ આત્મસન્માનના અભાવનો કાંટો કાળજામાં ભોંકાતો હતો. ને આમ જે લોકોને હૈયે આ સંવેદના વહેલી જાગી ઊઠી, એમણે આ સ્વતંત્ર દેશમાં રહીને પણ પોતાના દેશની ગુલામીનો અનુભવ કરવા માંડ્યો. બીજા હિંદુસ્તાની મજદૂરોનાં દિલમાં પણ આ વાતનો પડઘો ઉઠ્યા વિના ન રહ્યો.

કેલિફોર્નિયાનાં ખેતરોમાં ગોરા અમેરિકન મજદૂરોની હારોહાર તેઓ

કામ કરતા. જીવનની પ્રત્યેક ક્ષણે તેઓ જોઈ શકતા કે, આ ગોરા મજદૂરો કરતાં પોતે કોઈ વાતે કમ નથી. ને છતાં પોતાની સામે આમ હલકી દષ્ટીથી શું કામ જોવામાં આવે છે? ને એ કડવું સત્ય સમજાતાં એમને વાર લાગી નહિ કે, 'આ તો હિંદુસ્તાનની ગુલામી જ છે, કે જેની કાળી છાયાએ અહીં અમેરિકા સુધી એમનો પીછો છોડ્યો નથી. પછી એ લોકો વિચારમાં પડી જતા કે, આ મુઠ્ઠીભર ગોરાઓએ આપણને શી રીતે ગુલામ બનાવી રાખ્યા છે? કઈ વાતમાં આપણે એમનાથી ઊતરતા છીએ, ભલા? આ ગુલામી તો આપણા કપાળમાં કલંક સમાન છે.' ત્યાર બાદ તેઓ સ્વતંત્રતાનાં સ્વપ્નમાં ધડવા માંડતા. એમને થતું કે ના, સાત રૂપિયાની રોજની મજદૂરી કરતાં ય મોટી એક ચીજ છે–એ છે દેશનું ગૌરવ. ને એ ગૌરવ તો ત્યારે જ પામી શકાય કે, જ્યારે આપણે આપણા દેશને આઝાદ કરવામાં સફળ થઈએ.

*

બાબા જ્વાલાસિંહે કેલિફોર્નિયાના મજદૂરોમાં રાષ્ટ્રીય જાગૃતિ પેદા કરવા ઘણું ઘણું કામ કર્યું હતું. નાતજાત કે ધર્મના ભેદભાવ વિના એમણે કેટલાય હિંદી વિદ્યાર્થીઓને બોલાવીને પોતાની પાસે રાખ્યા હતા ને એમનામાં ક્રાંતિકારી ભાવનાનાં બીજ રોપ્યાં હતાં. પોતાની બધી કમાણી તેઓ હિંદી વિદ્યાર્થીઓ અને મજદૂરોમાં જાગૃતિ ફેલાવવામાં જ ખરચી નાખવા લાગ્યા.

કેનેડામાં વસતા હિંદી મજદૂરોએ હવે પોતાના પ્રત્યે થતા ગેરવર્તાવ માટે અસંતોષ પ્રગટ કરવા માંડ્યો હતો. અમેરિકામાં નૂતન જાગૃતિનું મોજું ફરી વળ્યું હતું. એજ વખતે હિંદના એક ક્રાંતિકારી લાલા હરદયાલ ત્યાં જઈ પહોંચ્યા. તુર્કસ્તાન, ઈરાન, ને ચીનમાં કોઈ નવી જાગૃતિ આવી રહી હતી. હિંદુસ્તાન પાછળ ન રહી જવું જોઈએ, એમ લાલા હરદયાલ જેવા ક્રાંતિકારીઓ માનવા લાગ્યા હતા.

સામાન્ય જાગૃતિનું શરૂઆતનું કામ તો એ અવસ્થાએ પહોંચી ગયું હતું, કે જ્યારે કોઈ નક્કર સંગઠનની જરૂર સમજાય. આગેવાન હિંદીઓએ ભેગા મળી એક સંમેલન બોલાવ્યું. જેમાં બાબા જ્વાલાસિંહ, બાબા સોહનસિંહ,

બાબા કેહરસિંગ, ઉધમસિંહ, નવજુવાનોનો લાડીલો નેતા કર્તારસિંહ, તથા પંડિત જગતરામ આદિ લોકો ભેગા થયા.

આ જ સંમેલનમાં હિંદુસ્તાનીઓના ક્રાંતિકારી સંગઠન ગદર પાર્ટીનો પાયો નંખાયો. હિંદમાં અને હિંદ બહાર વસનારા હિંદીઓમાં ક્રાંતિકારી વિચારોનો ફેલાવો કરવા "ગદર" (ક્રાંતિ) નામનું અખબાર પ્રસિદ્ધ કરવાનું પણ પાર્ટીએ એ સંમેલનમાં જ નક્કી કર્યું. સંમેલનની ખબર મળતાં જ લોકોએ દિલ ખોલીને પૈસા આપવાનું શરૂ કર્યું. આત્મ-સન્માન ને દેશાભિમાનની ભાવના પૂરજોશથી વધવા લાગી.

આજ પહેલાં કેનેડા ને અમેરિકામાં કોઇ ગોરા માણસના મોંમાંથી એટલા જ શબ્દો નીકળે કે, "ઓહ! કલકત્તા, મુંબઈ, કરાંચી, મદ્રાસ, દિલ્હી" તો બસ. હિંદુસ્તાનીઓ ફૂલ્યા ન સમાતા. ને પાણી પાણી થઈ જઈ કહેતા, "ઓહ! યે તો સાડા સા'બ હૈ" (આ તો આપણો સાહેબ છે.) ને એની સાથે હાથ મિલાવી એને દારૂના પીઠામાં નોતરી, ખૂબ દારૂ પાતા.

પણ "ગદર" પત્રના પ્રચારની સાથે હિંદીઓનો આ મનોભાવ બિલકુલ બદલાઈ ગયો. હવે તો કોઈ ગોરો "કલકત્તા-મુંબઈ"ની ટહેલ નાખતો એમની પડખે ચડી જતો તો પીઠામાં લઈ જઈ એકાદ પ્યાલી પાઇ, ઝગડાનું કંઇક બહાનું શોધી કાઢતા ને પછી પેલા પર તૂટી પડી એનાં હાડકાં ખોખરાં કરી નાખતા. થોડાં અઠવાડિયાં પછી જોયું તો શહેરની સડકો પર "કલકત્તા-મુંબઈ" વાળા એ ગોરા ટહેલિયાઓનો ક્યાં ય પત્તો ન મળે.

"ગદર" છાપવા માટે સાનફ્રાન્સિસ્કોમાં એક પ્રેસ ખરીદી લેવામાં આવ્યું. દસબાર ઉત્સાહી તરુણોએ પોતાનું સર્વસ્વ અર્પણ કરી, આ જ કામ પાછળ પોતાનું જીવન જોડી દીધું. લાલા હરદયાલ અખબારના તંત્રી હતા. આ "ગદર" પત્રની ગંધ તો ઠેઠ "સ્કોટલેન્ડ યાર્ડ" (બ્રિટિશ છૂપી પોલીસ-ખાતું) ને અમેરિકામાં વસતા બ્રિટિશ એલચીના આવાસ સુધી પહોંચી ગઈ હતી. ક્રાંતિકારી હિંદીઓના સ્વમાનની તીવ્ર ગંધે એમને એકદમ અકળાવી મૂક્યા. બ્રિટીશ સત્તાધિશોનો ઈશારો થતાં જ લાલા હરદયાલને પકડી લીધા. પણ મહામુશ્કેલીએ જામીનગીરી પર છોડાવી એમને યુરોપ મોકલી દેવામાં આવ્યા. એમના જતાં "ગદર" ને જબરજસ્ત ધક્કો લાગ્યો, પણ જુવાન

કાર્યકર્તાઓએ એને સંભાળી લીધું. ગદર પાર્ટીના પ્રમુખ બાબા સોહનસિંહ પ્રચાર અર્થે એકાદ વાર પૃથ્વીસિંહ રહેતા એ ઇલાકામાં આવ્યા હતા. તે વખતે એક મોટી સભા મળેલી. આવી મોટી સભા પૃથ્વીસિંહે આ પહેલી જ વાર જોઈ.

લાલા હરદયાલની ગિરફતારી પછી એમ લાગવા માંડ્યું કે, કદાચ બધાને પકડી લેશે. એટલે એમની જગા પૂરવા બીજા લોકોએ તૈયાર થઈ જવું એમ નક્કી થયું. આ ખબર મળતાં જ પૃથ્વીસિંહ તૈયાર થઈ ગયા ને બીજે જ દિવસે લોસ-એન્જલ્સથી સાનફ્રાન્સિસ્કો જવા રવાના ય થઇ ગયા. પ્રેસનું કામ એમણે શીખી લીધું. જોયું તો મનિલામાં એમને મદદ કરનાર એમના પુરાણા દોસ્ત રતનસિંહ પણ અહીં પ્રેસમાં જ કામ કરતા હતા. એમને જોઇને પૃથ્વીસિંહને પુષ્કળ આનંદ થયો.

ગદર પાર્ટીનો વિચાર હિંદુસ્તાની મજદૂરોમાં ય ખાસ કરીને શીખોને જ પહેલવહેલો આવેલો. એમણે જ પોતાના હૃદયનાં ખૂન સીંચી 'ગદર'ના એ છોડને ઉછેર્યો હતો. દેશની લગની ને કુરબાની માટેના ઉત્સાહમાં તેઓ અજોડ હતા. પણ હજી તેઓ સાવ બિન-અનુભવી કહેવાય. રાજનીતિના અભ્યાસને અભાવે તેઓ પોતાના દુશ્મનના દાવપેચની આંટી-ઘૂંટી સમજી શકતા નહિ. એનો લાભ લઈને "સ્કોટલેંડ યાર્ડ" (બ્રિટિશ છૂપી પોલીસખાતું) ના જાસૂસો આ સંગઠનમાં ઘૂસી જતા, ને અંદર જઈ એને તોડવાની ચાલ અજમાવતા. રામચંદ્ર નામનો એક માણસ આમ જ એમાં ઘૂસી જઈ શક્યો હતો. એને મોઢે મોટી મોટી વાતો સાંભળી મજદૂરો માનવા લાગેલા કે, આ જ ક્રાંતિનો ખરો અવતાર છે.

ગદર પાર્ટીમાં જો અનુભવી કાર્યકર્તાઓ હોત, તો એની સ્થિતિ કંઇ જુદી જ હોત. પણ આ લોકોને એ વાતનો ય કશો ખ્યાલ હતો નહિ કે હિંદુસ્તાનના રંગમંચ પર તે વખતે શી શી રમતો રમાઈ રહી હતી. પૃથ્વીસિંહ જેવા કંઈ કેટલા ય તરુણોએ સાવરકરે લખેલ "ભારતીય સ્વાતંત્ર્ય યુદ્ધ" નામનું સને ૧૮૫૭ ના બળવાનું પુસ્તક વાંચ્યું હશે. કેટલાયની નસોમાં એ પુસ્તકે દેશદાઝની સરવાણીઓ વહેતી કરી હશે કેટલાકે એ વાંચી લેખો ને કવિતાઓ લખી નાખી હતી. પણ રાજકારણના

ઊંડા અભ્યાસ વિના એક તાકાતવાન રાજસત્તા સામે સફળતાપૂર્વક મુકાબલો શી રીતે કરવો, એ તેઓ જાણતા નહોતા.

ગદર પાર્ટીના વીરોની આત્મત્યાગની વાતો પૃથ્વીસિંહે ઘણી વાંચી હતી. હોંગકોંગમાં રાજપૂત સૈનિકોને એમણે નિકટ જઈ ઓળખ્યા હતા. તેમના દિલમાં થતું : "બસ, એક વાર હિંદ પહોંચી જાઉં કે એ રાજપૂત સૈનિકોને કહીશ : ભાઈઓ ! માતૃભૂમિના નામ પર, એક રાજપૂત તમારી આગળ આવી પ્રાર્થના કરે છે : ઉઠો, ખડા થઈ જાઓ, આ બ્રિટિશ રાજના ભુક્કા ઉડાડી નાખો ને એની જગાએ આપણી પોતાની હકૂમત કાયમ કરો." બસ, આટલું કહ્યું કે બધું પતી ગયું જ સમજો. પૃથ્વીસિંહના બીજા સાથીઓના દિમાકમાં પણ આવી જ કલ્પનાઓ રમતી હતી.

"ગદર" પત્રમાં ખૂબ જોશભર્યા લેખો ને કવિતાઓ છપાતાં. અમેરિકામાં વસતા હિંદી મજદૂરોને એમાંથી ઘણું ઘણું શીખવા મળતું. પણ રાજનીતિ ને સંગઠનના શિક્ષણ તરફ એમનું ધ્યાન દોરવાનો પ્રયાસ આ અખબારે બિલકુલ કર્યો નહોતો. તેઓ એટલું જ સમજતા કે, આપણા શક્તિશાળી શત્રુનો મુકાબલો કરવા માટે આપણે શક્તિશાળી હથિયારો વાપરવાં પડશે. ને એટલે જ આધુનીક યુદ્ધનાં હથિયારો વાપરતાં શીખી લેવાનું કામ એમણે બહુ ચીવટપૂર્વક કર્યું. કર્તારસિંહે વિમાની તરીકે કુશળતા મેળવી લીધી. બીજા કેટલા ય લોકોએ સૈનિક તરીકેની પૂરેપૂરી તાલીમ હાંસલ કરી. પણ પૃથ્વીસિંહનું ધ્યાન આવી વિદ્યાઓ શીખવા તરફ નહોતું. એ વિચારતા કે હિંદુસ્તાનમાં તાલીમબાજ સૈનિકોની ક્યાં ખોટ છે? ઘણા ય લોકો તૈયાર છે.

સંભવ છે કે, ગદર પાર્ટીને બેત્રણ નહિ તો ય બીજાં થોડાં વર્ષોનો અનુભવ મળત તો એમાંથી એ ઘણું ઘણું શીખી લેત, પોતાની ભૂલો સુધારી લેત. પણ એને એવો અવસર લાધે તે પહેલાં જ "કામાગાતામારૂ" આગબોટ-વાળી ઘટના બની ગઈ ને ૧૯૧૪ નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું. ધાવણા બાળકની અવસ્થામાં જ ગદર પાર્ટીને પોતાનું સર્વસ્વ હોડમાં મૂકી મેદાનમાં કુદી પડવાનો અવસર આવ્યો.

કામની શોધમાં સંયુક્ત પ્રાંત ને બિહારનાં લાખો સ્ત્રી–પુરુષો આફ્રિકા,

ફીજી, માર્સેલ્સ, ત્રિનિદાદ ને ગાયના સુધી પહોંચી ગયાં હતાં, પરંતુ તે સ્વતંત્ર રીતે નોકરી ધંધો કરવાની રૂએ નહિ પણ કરારે બંધાયેલ કૂલી તરીકે. અર્ધા ગુલામ ને હાળી–દૂબળા જેવી મુસીબતોભરી જિંદગીમાંથી તેમને ગુજરવું પડતું.

૧૯૧૦ પહેલાં હજારો પંજાબી કેનેડામાં જઈ વસ્યા હતા. તેઓ બધા ગુલામોની રૂએ વસતા ન હતા; પણ ખેતરો, જંગલો, કારખાનાં ને ખાણોમાં સ્વતંત્ર રીતે કામ કરનાર મજદૂરો હતા. હિંદુસ્તાની મજદૂરોની પુષ્કળ ભરતી થઈ જવાથી હવે કેનેડાવાળાઓને ભય લાગવા માંડ્યો, કેમકે તેઓ ઓછા પગારે મજદૂરી કરવા તૈયાર થઈ જતા. આથી કેનેડાના વતનીઓ પણ એમના તરફ તિરસ્કારભરી દૃષ્ટિથી જોવા લાગ્યા હતા. કેનેડાની સરકારે એમની વિરુદ્ધ એવો એક કાયદો પસાર કરવાની કોશિશ કરી કે, વર્ષો થયાં ત્યાં વસી ગયેલ હિંદીઓના પગ પણ એ ભૂમિ ઉપરથી ઉખેડી નાખી શકાય. પણ એની વિરુદ્ધ તો ખુદ કેનેડા, અમેરિકા ને હિંદુસ્તાનમાં જબરજસ્ત આંદોલન જાગી ઊઠ્યાં, ને એ કાયદો પસાર કરવાનું કામ સરકારને પડતું મૂકવું પડ્યું.

કેનેડામાં વસવાટ કરી રહેલ હિંદીઓ પોતાનાં કુટુંબોને પણ ત્યાં જ પોતાની પાસે બોલાવી લેવા ઇચ્છતા હતા. એમણે બ્રિટિશ સરકાર ને હિંદી સરકાર પાસે પોતાની દરખાસ્ત રજૂ કરવા પ્રતિનિધિ મંડળો મોકલ્યાં. કેનેડાની સરકારે એમની આ વિનંતીને ઠોકરે મારી. બહાનું કાઢતાં કહ્યું કે, હિંદુસ્તાનથી કેનેડા સુધી કોઈ જહાજ સીધું આવતું જ નથી. જો એ આવતું હોય તો અમે તમારાં કુટુંબો તો શું પણ નવા મજદૂરોને ય અહીં શું કામ ન આવવા દેત ?

કેનેડાની સરકારે માન્યું હશે કે, "નવ મણ તેલ કદી ભેગું થવાનું નહિ ને રાધા નાચવાની ય નહિ" પરંતુ બાબા ગુરુદત્તસિંહે મનમાં ગાંઠ વાળી લીધી કે, 'એ કામ કરીને એને બતાવીએ ત્યારે ખરા.' એ વખતે સિંગાપુરમાં એક સદ્ધર ઠેકેદાર (કૉન્ટ્રાક્ટર) હતા. એમણે "કામાગાતામારૂ" નામનું એક જપાની જહાજ ભાડે લીધું. ને એમાં કલકત્તાથી ચારસો પંજાબી કેનેડા જવા ચઢ્યા. આખરે એક દિવસ જહાજ કેનેડાને કિનારે આવી ઊભું.

કેનેડાની સરકારે આ ઘડીની કદી કલ્પના કરી નહોતી, સામ, દામ, દંડ, ભેદ વગેરે તમામ હથિયારોનો પ્રયોગ કરી, કોઈ પણ ઉપાયે "કામાગાતામારૂ" ને બંદરના બારામાંથી પાછું કાઢવાનું એણે મન સાથે નક્કી કરી લીધું.

બાબા ગુરુદત્તાસિંહ ને એમના સાથીઓ ય કંઈ કાચી માટીનાં પૂતળાં તો નહોતાં જ, તેઓ સમજતા હતા કે આ તો દેશના માન ને ઇજ્જતનો સવાલ છે. કેનેડિયન સરકારે બારામાં ઊભેલા આ જહાજ સાથેનો બધો વ્યવહાર કાપી નંખાવ્યો. ન તો કોઈ માણસ એમાંથી ઊતરી કિનારે આવી શકે, ન કિનારેથી કોઈ ત્યાં જઈ શકે !

ધીરે ધીરે જહાજમાં ખોરાક, મીઠું, પાણી ને બીજી સાધનસામગ્રી ખૂટી પડી. પોલીસે બધા નેતાઓને પકડી લેવા વિચાર કર્યો. પણ ત્યાં તો ચારસો માણસો મરણિયા બની, કુરબાની માટે તૈયાર થઈને બેઠા હતા. કેનેડિયન સરકારે યુદ્ધને બહાને જબરજસ્તીથી જહાજને પાછું કાઢવા મથામણ કરી.

કેનેડામાં વસતા હિંદીઓને કાને આ બધી વાતો પહોંચી. એમનાથી મૂંગે મોઢે આ બધું શે સહેવાય ? કેનેડિયન પ્રજાએ હિંદીઓની વીરતાનો પરચો જોયો, ને તેઓ પણ પ્રભાવિત થયા વિના રહ્યા નહિ. હજારો ગોરા મજદૂરો હિંદીઓ સાથે મળી ગયા. બધાએ મળી કેનેડીયન સરકારને ચેતવણી આપી કે, "ખબરદાર, જો આ જહાજની સામે દારૂગોળો કે હથિયારોનો ઉપયોગ કર્યો છે તો...આખા વંકોવર શહેરને આગ લગાડી દઈશું." પાંચ હજાર હિંદીઓ દેશની શાન ને ઇજ્જત બચાવવા માથે કફન બાંધી ફરવા લાગ્યા.

સરકારે હથિયાર તો ન વાપર્યાં પણ કામાગાતામારૂના એક પણ માણસને કેનેડાની ધરતી પર ધરાર પગ મૂકવા દીધો નહિ. કામાગાતામારૂને હિંદ પાછા ફરવું પડ્યું.

આ ઘટનાનો પ્રભાવ બહુ દૂર દૂર સુધી પહોંચી ગયો. અમેરિકામાંના હિંદીઓને આ વાતની ખબર પડી, કે એમની આંખોમાં લોહીની ટશરો ફૂટી નીકળી. જુવાન-વૃદ્ધ સૌનાં લોહી ઊકળી ઊઠ્યાં. "ગદર" નો ખાસ અંક કાઢવામાં આવ્યો. પ્રેસમાં કામ કરતા પૃથ્વીસિંહના હાથમાં આ ખબર છાપવા માટે આવ્યા. વાંચતાં વેંત એકદમ એમનું લોહી તપી ઊઠ્યું. મશીન પર કામ

કરવું મુશ્કેલ થઈ પડ્યું. ક્રોધનું માર્યું આખુ શરીર કંપી રહ્યું હતું. સાથીઓને પૃથ્વીસિંહની આ ઉત્તેજના જોઈ જરા ડર લાગ્યો. એમના દોસ્ત જગતરામે એમને ખૂબ સમજાવ્યા.

પૃથ્વીસિંહ કહેઃ "ના, હવે અહીં અમેરિકામાં હું કોઈ રીતે રહી શકું એમ નથી. કેટલાક સાથીઓને લઈને સ્વદેશ જઈશ, ને ત્યાં રહી દેશની ઇજ્જત–આબરૂની રક્ષા કાજે મારાથી જે કાંઈ બનશે તેટલું કરી છૂટીશ." દોસ્તોએ એમને સમજાવી લેવા બહુએ કર્યું પણ મિથ્યા.

પાર્ટીએ એક પરિષદ બોલાવવાનું નક્કી કર્યું. પૃથ્વીસિંહે હિંદુસ્તાની મજદૂરો વચ્ચે ઘૂમવા માંડ્યું, ને દેશના અપમાનનો બદલો લેવા લોકોને પ્રોત્સાહિત કરવા માંડ્યા.

કેટલાક મજદૂરોએ રૂપિયે-પૈસે મદદ કરી, તો કેટલા ય લોકો રણમેદાને નીકળી પડવા પણ તૈયાર થઈ ગયા. તે ઘડીએ એમને એ વાતનો ખ્યાલ સુદ્ધાં ન આવ્યો કે, આ આઠનવ રૂપિયાની રોજી છોડી આપણે આમ ક્યાં જઈ રહ્યા છીએ?

અંતે, સેકરામેન્ટો ખાતે પરિષદ ભરાઈ. બાબા કેસરસિંહ ને બીજા છવ્વીસ નવજુવાનોએ એમાં આગળ પડતો ભાગ લીધો. છ ફૂટ લાંબા, કદાવર ને કસાયેલ કાયાના આ દૂધમલિયા જુવાનો શહાદત માટે અધીરા બની ગયા હતા. હજારો લોકોએ પરિષદમાં ભેગા મળી, ઈંગ્લૅંડના રાજા ને ભારતના સમ્રાટ સામે ખુલ્લંખુલ્લા યુદ્ધની ઘોષણા કરી. આ પરિષદમાં હિંદીઓ પ્રત્યે સહાનુભૂતિ રાખનાર હજારો અમેરિકન મજદૂરોએ પણ ભાગ લીધો. અંગ્રેજ રિપોર્ટરો શબ્દે શબ્દને પોતાની નોટબુકમાં ટપકાવી રહ્યા હતા. રાજ સામે લડવા માટે કોણ કોણ હિંદ જાય છે, એ વાતની ય એમને ખબર પડી ગઈ હતી.

આ પરિષદને લીધે લોકોમાં ખૂબ જોશ આવ્યું. એમનો આત્મવિશ્વાસ વધી રહ્યો હતો. ખૂબ ગરમાગરમ ભાષણો દ્વારા હિંદુસ્તાનની જનતાને અપીલ કરવામાં આવી કે, આમ અપમાન સહેવું ને ગુલામીને સલામત રહેવા દેવી એ પાપ છે.

*

: ૪ :

# અસફળ ક્રાંતિ

ગદર પાર્ટીની આ પરિષદમાં એક હજાર માણસોએ આઝાદીના સૈનિક તરીકે ભેખ લીધો. એક સો માણસ તો એને માટે હિંદુસ્તાન જવા તૈયાર થયા. બધાની પાસે ઊંચી જાતની પિસ્તોલો, રિવોલ્વરો ને સારા એવા કારતૂસોનો જથ્થો જમા થયો હતો. આ સો જુવાનોએ મહાબલવાન અંગ્રેજ સરકારની સામે બાથ ભીડવાનું બીડું ઝડપ્યું. સૌ રણભૂમિ પર જવા ઉતાવળા બની ગયા હતા. અમેરિકાથી એક દહાડો એ હિંદ ભણી રવાના થઈ ગયા. આદર્શઘેલા આ યુવાનો સિવાય ભાગ્યે જ કદી કોઈએ ઇતિહાસમાં આવાં કામ આમ પાર પાડવાની કોશીશ કરી હશે! એમને એ ય ખબર નહોતી કે કેટલા ય સરકારી જાસૂસોએ એમનો પીછો પકડ્યો હતો.

૧૯૪૪ ના ઑગસ્ટની ૫ મી તારીખે આ કેસરિયા જુવાનો જહાજ પર સવાર થઈ ગયા. જહાજમાં જ એમણે પોતાની એક યુદ્ધસમિતિ ચૂંટી કાઢી. સમિતિએ જવાબદાર ને કાબેલ આદમીઓને ચૂંટી કાઢી જુદા જુદા ઇલાકાઓ પર અંકૂશ કેમ રાખવો, એની તાલીમ આપવા માંડી. આમાં પૃથ્વીસિંહને ય કેટલીક વાર ભાષણો આપવાનું કામ કરવું પડતું. એક વાર એમણે ભાષણ કરતાં કહ્યું કે,

> "આપણે સ્વતંત્રતાની લડત લડવા હિંદુસ્તાન જઈ રહ્યા છીએ. સ્વતંત્રતા આપણને મળશે કે નહિ, એ તો હું નથી જાણતો. પણ એક વાત તો ચોક્કસ છે કે, આપણે ભારતની જનતાને સ્વતંત્રતાના પાઠ ભણાવીશું. ને દેશની આઝાદીને ખાતર પ્રાણ કેમ અપાય તે બતાવી આપીશું."

સાનફ્રાન્સિસકોથી આખી દુનિયામાં ખબર ફેલાઈ ગયા કે, હિંદુસ્તાની ક્રાંતિકારીઓની એક ટુકડી બ્રિટિશ સરકાર સામે લડવા માટે હિંદ ભણી રવાના થઈ ગઈ છે. જહાજ હોનોલૂલૂ પહોંચ્યું, ત્યારે તો ત્યાં સેંકડોની મેદની આ મતવાલા સૈનિકોને આશ્ચર્યભરી દૃષ્ટિએ નીરખી લેવા ભેગી મળી હતી.

એ વખત સુધીમાં મહાયુદ્ધ પૂરવેગથી ભડકી ઉઠ્યું હતું. એક શિક્ષિત અમેરિકને જહાજ પર કોઈને છાપું વાંચતાં જોયો. એની પાસે જઈ

હાથમાંથી છાપું ઝૂંટવી લેતાં એણે કહ્યું, "છાપાં વાંચવાનો આ સમય નથી. હિંદુસ્તાન જાઓ, ક્રાંતિ કરો, અમે હિંદ આઝાદ થયાની ખબર સાંભળવા આતુર છીએ."

પૃથ્વીસિંહના સાથીઓ સમજ્યા કે, આ કોક શરાબી યા તો પાગલ માણસ લાગે છે. પણ પાછળથી ખબર પડી કે, એ તો એક નામપ્રસિદ્ધ પુરુષ છે. ને આ દ્વીપનો સત્તાધીશ પ્રમુખ છે.

દશ દિવસના પ્રવાસ પછી જહાજ જપાનના યોકોહામા બંદરે પહોંચ્યું. આઝાદીના સૈનિકો ત્યાંના હિંદુસ્તાનીઓને મળી એમને ક્રાંતિનો સંદેશ આપવા ખૂબ ઉત્સુક હતા. અહીં એમને ઝાંસીવાળા પંડિત પરમાનંદ સાથે ભેટો થઈ ગયો. એમને બધી વાતોની ખબર પડી, ત્યારે તેઓ પોતે પણ અમેરિકા જવાનો વિચાર બદલી ક્રાંતિકારીઓની આ ટોળીમાં સામેલ થઈ ગયા. પોતે સારા વક્તા ને ગાયક પણ હતા. વ્યાખ્યાનો અને ગીતો દ્વારા તેઓ લોકોમાં ઉત્સાહ ને પ્રેરણાનો સંચાર કરતા. કોબે ને નાગાસાકી થઈને જહાજ હવે હોંગકોંગ નજદીક પહોંચી રહ્યું હતું. સમુદ્રની આ લાંબી યાત્રા ને ઠંડી હવાઓ બધાનાં દિમાકને કંઈક અંશે ઠંડા પાડવામાં સહાયતા કરી હતી. હવે એમને વિચાર આવવા લાગ્યા કે, આપણે મુઠ્ઠીભર માણસો અંગ્રેજોના કિલ્લા સમા હોંગકોંગમાં પ્રવેશ કરવા જઈ રહ્યા છીએ.

અમેરિકન જહાજ તો એમને અહીં સુધી વળાવીને જ પાછું જવાનું હતું. હવે એમણે આગળ જવા માટે બીજું જહાજ પકડવાનું હતું. પૃથ્વીસિંહ ને એમના સાથીઓ આપસઆપસમાં વિચાર કરવા લાગ્યા, 'હથિયાર લઇને ઊતર્યા કે તરત આપણને ગિરફ્તાર કરવામાં આવશે. પછી હિંદુસ્તાન જવાની વાત તો દૂર રહી જશે, ને આપણે અહીં જ રહી જવું પડશે.' આખરે એમ નક્કી કરવામાં આવ્યું કે, તમામ હથિયારો સમુદ્રમાં પધરાવી દેવાં. એ કામ કરતાં કેટલાયની આંખોમાંથી પાણી વરસી રહ્યાં હતાં. બધા કડક શિસ્તના બંધનમાં માનનારા હતા, એટલે હથિયારો ફેંકી દેવાના કામમાં ઢીલ થઈ નહિ.

હોંગકોંગમાં હિંદુસ્તાની ફોજ સાથે વાતચીત થઈ. આખી ફોજ એમને સાથ આપવા ખડે પડે થઈ ગઈ. એ વખતે તમામ લશ્કરને આ

બાજુથી ખેંચી લઇને ફ્રાન્સના રણમેદાનમાં જમા કરવામાં આવતું હતું. એને લીધે એ વાત બિલકુલ સંભવિત હતી કે, એક વાર હોંગકોંગને કબજે કરીને ત્યાં એ લોકો પોતાનો અંકુશ જમાવી દઈ શકત. પરંતુ એમને અંગ્રેજનાં જંગી જહાજો ને બીજાં હથિયારોની શક્તિનું પૂરેપૂરું ભાન હતું. બીજું તેઓ એ પણ જાણતા હતા કે અહીંની ચીની પ્રજા સાથે એમને કશી જ લેવા દેવા નહોતી, કશો જ સંબંધ નહોતો. આમ બધી બાજુનો વિચાર કરી હોંગકોંગમાં યુદ્ધ જગાવવાનો ખ્યાલ એમણે છોડી દીધો.

એ વખતે જર્મન સબમરીન એમ્ડેને આ બાજુના સમુદ્રમાં હાહાકાર વર્તાવી મૂક્યો હતો. બહુ જ થોડાં જહાજ બંદરમાં આવતાં. આ જહાજ બંદરે આવ્યું કે કેટલા ય લોકો એને જોવા માટે કિનારે પહોંચ્યા. જહાજના બધા મુસાફરોને શહેરમાં જવાની રજા મળી ગઇ. પણ પૃથ્વીસિંહના સાથીઓને ઊતરવાની રજા ન મળી. કોઈ અંગ્રેજ ઑફિસર એમને જોવા ય આવ્યો નહિ. એમના વર્તન પરથી તો જાણે એમ લાગતું હતું કે, આ મુસાફરોને વિષે તેઓ કંઈ જ જાણવા માગતા નથી. પણ જાણવાનું હતું, એ તો તેઓ પહેલેથી જ જાણી ચૂક્યા હતા.

લોકોના દિલમાં તરેહ તરેહની શંકાઓ ઊઠવા લાગી: 'એમને પકડીને જેલમાં પૂરી દેશે? કે પછી લશ્કરી અદાલતમાં એમના પર કામ ચલાવી એમને ગોળીએ દઈ દેશે? ગમે તે થઈ જાય. પણ કોઈના ય દિલમાં જરા સરખો ડર ફરક્યો નહોતો. મૃત્યુ સામે આવે તો એને પણ આલિંગન આપવા સૌ તૈયાર થઈ બેઠા હતા. એમની હિલચાલ પર તીણી નજર રાખતા બ્રિટિશ અધિકારીઓએ આખરે એમને શહેરમાં જવાની રજા આપી. દસ દસ, પાંચ પાંચની ટોળીમાં એ લોકો શહેરમાં જવા લાગ્યા. એમનો મુખ્ય ઉદ્દેશ હતો–પોતાની પાર્ટીનો સંદેશ શક્ય હોય ત્યાં ત્યાં બધે ફેલાવવો. હિંદુસ્તાની સૈનિકો ને પોલીસ એમના તરફ ખૂબ સહાનુભૂતિ રાખતા, પણ એ સહાનુભૂતિનો ઉપયોગ કરવાનું એમને યોગ્ય લાગ્યું નહિ.

કેટલા ય દિવસો સુધી રાહ જોયા પછી એમને "તોશામારૂ" નામનું એક જપાની જહાજ મળી ગયું. જર્મન સબમરીનનો ભય તો હરપળે માથા પર સવાર જ હતો. હોંગકોગથી નીકળ્યા, કે રસ્તામાં ગમે તે વખતે ગમે

ત્યાં એનો ભેટો થઈ જવાનો સંભવ હતો. જહાજના બીજા મુસાફરો તો ભગવાનને 'ત્રાહી ત્રાહી' કહી પોકારી રહ્યા હતા. ખેર, પરંતુ સદ્‌ભાગ્યે જહાજ સહીસલામત રીતે સિંગાપુર પહોંચી ગયું. અહીં પણ સિંગાપુરના હિંદી સિપાહીઓની સહાનુભૂતિનું પ્રલોભન એમને માટે ઊભું જ હતું. પણ હિંદુસ્તાન પહોંચતાં સુધી કંઈ ન કરવું, એવું તેઓએ નક્કી કર્યું. સિંગાપુરના ઉત્સાહી સૈનિકોને પણ તેઓએ એક જ સંદેશ આપ્યો કે: 'તૈયાર રહો.'

રસ્તામાં આંદામાન ટાપુ દેખાવા લાગ્યો. એને જોઈ એમનાં દિલમાં સન્માનની ભાવના ઊભરાઈ આવી. બેડીઓમાં જકડાયેલા કેટલા ય દેશભક્તો અહીં કેદ ભોગવી રહ્યા છે, એ વિચારે એ અપ્રત્યક્ષ સ્વદેશ વીરોને વંદના કરતાં એમણે શપથ લીધા કે, 'આ વીરોની બેડીઓ તોડીશું યા ખુદ એ બેડીઓ પહેરીને એમની પાસે આવીશું." ને ખરે જ ત્યાર પછી એક સાલભરમાં તો એમાંના કેટલા ય એવી બેડીઓમાં જકડાઈ આંદામાન પહોંચી ગયા હતા !

જહાજ રંગૂન પહોંચ્યું. એ વખતે બ્રહ્મદેશ એ બ્રિટિશ હિંદુસ્તાનનું જ એક અંગ ગણાતું હતું. અહીં પણ એ લોકો સિપાહીઓની બેરેકોમાં ગયા, એમને મળ્યા, અહીં તો એમની હિંમત એટલી હદ સુધી વધી ગઈ હતી કે ભરરસ્તે ખુલ્લંખુલ્લા એ લોકો વિદ્રોહ ને ક્રાંતિની વાતો કરવા લાગ્યા. રંગૂનમાં પહેલી વાર ત્યાંના લોકોને મોઢેથી એમને જાણવા મળ્યું કે, "કામાગાતામારૂ"ના મુસાફરો પર શી શી વીતી હતી. બજબજમાં જહાજમાંથી ઊતર્યા બાદ નાનાં નાનાં જૂથ બાંધી એ લોકો પોતાના દેશબાંધવોને પોતાની દુ:ખગાથા સંભળાવતા હતા, ત્યાં અચાનક કશી જ ચેતવણી આપ્યા વિના એમના પર ગોળીઓનો વરસાદ વરસાવવામાં આવ્યો હતો. કેટલા યે તે દિ' પોતાના જાન ગુમાવ્યા હતા. મોટા ભાગના લોકોને ગિરફતાર કરી લેવામાં આવ્યા. કેટલા ય ત્યાંથી નાસી છૂટ્યા ને જંગલોમાં જઈ છૂપાઈ ગયા. આ વાતો સાંભળી પૃથ્વીસિંહ ને એમના સાથીઓના હૃદયને ભારે આઘાત લાગ્યો. મનોમન આ બધા જુલ્મોનો બદલો લેવાની પ્રતિજ્ઞા લીધી. પણ બુદ્ધિ તો તે વખતે ય એમને કહી રહી હતી: ભલા, તમારા નસીબમાં પણ આનું આ જ લખાયેલું છે.

જહાજ કલકત્તાના બારામાં પહોંચ્યું. ડૉકટરના વાઘા સજી પોલીસ આખા જહાજની તપાસ કરવા ઉપર ચઢી આવી. એક એક ચીજની ખૂબ બારીકીથી તપાસ લેવાઈ. એકે હથિયાર હાથ આવ્યું નહિ. સ્વચ્છ સુઘડ પોશાકવાળો ને સહેજ મજબૂત બાંધાનો માણસ જોયો કે એને 'ખતરનાક' ગણી સ્પેશિયલ ટ્રેન માટે રવાના કરી દેવામાં આવ્યો. ટ્રેનમાં પહેલેથી જ પંજાબની છૂપી પોલીસના માણસો સારી સંખ્યામાં બિરાજમાન હતા. ગુરખા સિપાહીઓ એમને લઈ જઈ રહ્યા હતા. છૂપી પોલીસે બધું જાણવા માટે ખૂબ માથાં પછાડ્યાં પણ કોઈ કંઈ કહે તો ને? એમને કશું કહેવા નવરું નહોતું.

પંડિત જગતરામ તો જહાજમાંથી ઊતરતી વખતે જ પોલીસના હાથમાંથી ક્યાંય ગાયબ થઈ ગયા હતા. પણ મુગલસરાઈથી તેઓ પોતાના સાથીઓની સ્પેશિયલ ટ્રેન જોડે થઈ ગયા. ફાટેલ ચીંથરેહાલ લુગડે ને મૂંડેલા માથે એ કોક અજાણ્યા જેવા જ લાગતા હતા. બધા એમને જોઈને હસવા લાગ્યા. એક વિચારે સૌને સંતોષ થયો કે, ના, અમારો એક સાથી તો બહાર જનતાની વચ્ચે છે. ગદર પાર્ટીના મજદૂર ક્રાંતિકારીઓ વ્યક્તિગત ત્રાસવાદ પર નહિ, પણ હિંદી સેનાની મદદ પર વિશ્વાસ રાખતા હતા. ને એ સેનાને પોતાનું લોહીમાંસ સમજી તેને પોતાના ભેગા મિલાવી લેવાની તેઓ આશા સેવતા હતા.

## છૂપી કામગીરી

પંજાબના છૂપી પોલીસખાતાને તો સાનફ્રાન્સિસકોથી કંઇ કેટલી ય બાબતની સૂચનાઓ મળી ચૂકી હતી. એની પાસે બધાનાં પૂરાં નામ મોજૂદ હતાં, પણ કેટલા ય ક્રાંતિકારીઓએ અહીં પોતાનાં નામ ને સરનામાં જુદાં જ લખાવ્યાં ને એ મુજબ બીજાં સ્ટેશનો પર તેઓ ઊતરી પણ ગયા. પૃથ્વીસિંહે પણ પોતાનું નામ ઠેકાણું બદલ્યું હતું. પણ બાવીસ વર્ષની જુવાનજોધ પડછંદ કાયા ને ઊજળો પહેરવેશ જોઈ પોલીસે એમને બહાર જ નીકળવા ન દીધા. એમના પર કોઈ જાતનો આરોપ તો હતો જ નહિ, છતાં ગાડી રાવલપિંડી પહોંચી. ડબ્બામાંથી એક એક કરીને બધા જ માણસો વારાફરતી ચાલ્યા ગયા. પણ હજી પૃથ્વીસિંહને ઊતરવાની છૂટ મળતી નથી. છૂપી પોલીસના અમલદાર વરસાદથી બચવા છત્રી

ઉઘાડીને ઊભા હતા. બારી ઉઘાડી હતી. પૃથ્વીસિંહના દિમાક ને શરીર બેઉમાં વીજળીનો સંચાર થઈ ગયો. એક જ ક્ષણમાં એમણે કંઈક નક્કી કરી લીધું. ને વીજળીની ઝડપે ડબ્બામાંથી કૂદી પડી તે પ્લૅટફૉર્મ પરની ભીડમાં મળી ગયા. કદાચ કોક બીજાને પકડી લઈ છૂપી પોલીસે પોતાની ગણતરીનો ખાડો પૂરી લેવો પડ્યો હશે. દૂર ઊભાં ઊભાં એમણે જોયું તો ટ્રેન સ્ટેશન પરથી પસાર થઈ ગઈ.

શહેરમાં જઈ, નવાં કપડાં ખરીદી પહેલાં તો એમણે પોતાનો વેષ બદલી લીધો. પછી પાછા સ્ટેશન પર જઈ તે પોતાના સાથીઓ જોડે મળી ગયા. બીજી ટ્રેનમાં બધા લાહોર આવ્યા. અહીં બેસીને સૌએ ભવિષ્યનો કાર્યક્રમ નક્કી કર્યો. પૃથ્વીસિંહ રાજપૂતોમાં ક્રાંતિનો સંદેશ ફેલાવવા અધીરા બન્યા હતા. પણ રાજપૂત કોમના વડેરાઓ આ ઊગતા તરુણની વાતોની શી કદર કરવાના હતા ?

સવા મહિના સુધી છૂપા રહીને તેમણે પોતાનું કામ કર્યા કર્યું. આમાં પોતાની કોમના કેટલાક લોકોને ખેંચવામાં એમને સફળતા મળી. પણ એથી ય વધુ સહેલાઇથી તેઓ નાનપણમાં એમની સાથે ભણનારા દોસ્તોને બધું સમજાવી શક્યા. પુરાણા સહાધ્યાયીઓ પૃથ્વીસિંહના નેતૃત્વ હેઠળ કામ કરવા તૈયાર થઈ ગયા.

પોલીસ ખૂબ ધ્યાનપૂર્વક એમની તલાશ કરી રહી હતી, પરંતુ વિદ્યાર્થીઓની ચોક્કસાઇ ને સહાયતાને લીધે તે એમને પકડી શક્તી નહોતી. અમ્બાલા સ્ટેશને, લાલડુ તરફ જનારી સડકો પર તથા ગામમાં એમને માટે સખત ચોકીપહેરો ગોઠવાઇ ગયો હતો. પણ પોલીસની નજર ચૂકવી ત્યાંથી નીકળી જતાં પૃથ્વીસિંહને કંઇ મુશ્કેલી નડતી નહિ.

એક રાતે તો બધા સાથીઓ અમ્બાલા શહેર પાસેના એક ખેતરમાં ભેગા થયા હતા. બધાએ પોતપોતાના કામનો અહેવાલ આપ્યો. સૌને નવું કામ સોંપવામાં આવ્યું. ત્રણ કલાકની એકસરખી બેઠક પછી બધા પોત-પોતાની જગાએ પાછા ફર્યા.

આવી જ બીજી એક બેઠક એક નાનકડા સ્ટેશન પર મળી હતી. એમને જોતાં એમ લાગતું હતું કે જાણે આ પંજાબી ગમારો ક્યાંક જવા માટે

ગાડીની રાહ જોઈ રહ્યા હશે. બેઠક મળી, તેમાં પાસે પૂરતા પૈસા ન હોવાની સહુએ ફરિયાદ કરી. કેટલાક લોકોએ મહાજનો યા તો સરકારી ખજાના લૂટવાનો પ્રસ્તાવ મૂકયો. પણ સરકારી ખજાનો લૂંટવા માટેનાં સાધનો કે શક્તિ એમની પાસે નહોતાં. મહાજનોને લૂંટવાની બાબતમાં મોટા ભાગના લોકો સહમત હતા. પણ બધાના મુખ્ય ને જવાબદાર નેતા નિધાનસિંહે આ વાતનો સખત વિરોધ કર્યો. આ જાતના વિચારને મનમાં પેસવા દેનાર ને જીભે આણનાર લોકોને એમને સખત રીતે ધમકાવી નાખ્યા. આખરે એ વાતને ત્યાંથી જ પડતી મૂકવામાં આવી.

સાઠ વર્ષની વયે બાબા નિધાનસિંહ ક્રાંતિકારીઓની આ સેનામાં ભરતી થયા હતા. એ ખૂબ હિંમતવાન ને પાકદિલ આદમી હતા. આ ઝિંદાદિલ બુઝર્ગ સૌના સન્માન ને આદરનું પાત્ર હતા.

એક દિવસ અખબારમાં વાંચ્યું કે, પંડિત જગતરામ પેશાવરમાં ગિરફતાર થઈ ગયા છે. એમને સરહદ પ્રાંતમાં કામ કરવા મોકલ્યા હતા. આવા કુશળ સાથીની ગિરફતારીથી ક્રાંતિકારીઓની આ ટુકડીને બહુ મોટો ફટકો પડ્યો એ પછી કંઈક થોડા જ દિવસની વાત છે. કેટલાક સાથીઓ ઘોડાગાડીમાં બેસી કયાંક બેઠક ભરવા જઈ રહ્યા હતા. રસ્તામાં કેટલાક પોલીસોએ એમને અટકાવ્યા, ને ત્યાં જ ઉતારી પાડવાથી કોશિશ કરી. આ વાત પર તો ખાસ્સો એવો ઝગડો થઈ ગયો. આમ તો સરકારી ઓફિસરો ઉપર પણ ગોળી છોડવાની પાર્ટીએ સખત મનાઈ કરી હતી. છતાં આત્મરક્ષા માટે જરૂર પડે હથિયારો વાપરવાની છૂટ હતી. બધા પાસે હથિયાર હતાં. લડાઈ જામી, ને એમાં પોલીસના એક માણસને ગોળી વાગતાં ત્યાં જ એનું મોત નીપજ્યું. બીજા પોલીસો વધુ મદદની શોધમાં ત્યાંથી ભાગી છૂટ્યા. વધારે દૂર કયાંય ભાગી છૂટવાનો તો પૃથ્વીસિંહના સાથીઓ માટે કોઈ રસ્તો નહોતો, એટલે ઝાડીઓમાં છુપાઈ રહીને પોલીસનો પૂરો સામનો કરવાનું એમણે નક્કી કર્યું. પોલીસ આવી પહોંચી. બંને વચ્ચે ખૂબ ઝપાઝપી થઈ. આખરે કારતૂસો ખૂટ્યાં ને બધા પકડાઈ ગયા.

આટલા બધા સાથીઓની એકસામટી ગીરફતારી ને તેમાં ય ત્રણ મુખ્ય આગેવાનોની ખોટ પડતાં પાર્ટીના કાર્યકર્તાઓ પર બહુ બૂરી અસર થઈ.

એમનો ઉત્સાહ નરમ પડવા લાગ્યો. તેઓ પૃથ્વીસિંહને પણ સલાહ આપવા લાગ્યા કે, હવે બધું છોડી દો. પણ પૃથ્વીસિંહના મનમાં તો જંગનું મેદાન છોડવાનો વિચાર સરખો પ્રવેશ પામી શકે તેમ નહોતો. ગમે તે થાય, પોતાના માર્ગેથી ચળવા તેઓ બિલકુલ તૈયાર નહોતા.

## ગિરફતારી !

**પાર્ટીની** ત્રીજી બેઠક મળવાની હતી. રજમાત્ર સંદેહ પડતાં પોલીસ ગમે તેને ગિરફતાર કરી લેતી હતી. અમ્બાલા શહેર પૃથ્વીસિંહનું કાર્યક્ષેત્ર હતું. સૂચના મળતાં જ વેશપલટો કરી તેઓ બેઠકવાળી જગાએ જવા નીકળી પડ્યા. પોલીસ જાણતી હતી કે, પૃથ્વીસિંહ ખાસ કરીને રાજપૂતો ને રાજપૂત સિપાહીઓમાં કામ કરી રહ્યા છે. એ જ લોકોમાં અમીચંદો પેદા કરવા તેણે જાળો નાખી. પણ કોઈ રજપૂત પોતાના એ પ્યારા સિંહને દગો દેવા તૈયાર થયો નહોતો.

આખરે અમ્બાલાના પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટે સરદાર લહનાસિંહ નામના એકઝીક્યુટીવ એન્જિનિયરને ફોડવામાં સફળતા મેળવી. સરદાર લહનાસિંહ બચપણથી જ શાળામાં સાથે ભણેલો એટલે પૃથ્વીસિંહને બરાબર ઓળખતો હતો. પૃથ્વીસિંહને પોતાના કામને અંગે ઘણી વાર કોમના મુખિયાઓને મળવા જવું પડતું. પણ લહનાસિંહ પર એમને કદી વિશ્વાસ બેઠેલો નહિ, એટલે હંમેશા એનો પડછાયો ટાળીને જ તેઓ કામ કરતા.

એક દિવસે પૃથ્વીસિંહ રાજપૂત બોર્ડિંગ હાઉસમાં રહ્યા હશે. કેટલાક છોકરાઓએ ઉત્સાહમાં આવી જઈ આ વાત લહનાસિંહ આગળ પ્રકટ કરી દીધી. લહનાસિંહ સીધો પૃથ્વીસિંહના ઓરડામાં આવ્યો. ખૂબ મીઠી મીઠી વાતો કરી. થોડા દિવસ પોતાને ગામ આવી જવા એણે પૃથ્વીસિંહને દાબીદાબીને આગ્રહ કર્યો. પૃથ્વીસિંહે કહ્યું, "ના ભાઈ, એ તો કેમે ય બને એમ નથી." લહનાસિંહ ચાલ્યો ગયો.

પૃથ્વીસિંહ પાસેથી નીકળી લહનાસિંહ સીધો પોલીસ સુપ્રિન્ટેન્ડટની પાસે પહોંચ્યો. છોકરા બધા શાળામાં ચાલ્યા ગયેલા. બોર્ડિંગમાં પૃથ્વીસિંહ સિવાય કોઈ જ રહ્યું નહોતું. તેઓ પણ બહાર જવા માટે કોટ પહેરતા

જતા હતા. એટલામાં બારણા પર ટકોરા પડ્યા. બારણું ઉઘાડ્યું. જોયું તો નાગરિકના પોશાકમાં એક શીખ સજ્જન ઊભા હતા. આગંતુકે ગભરાયેલા સ્વરે પૂછ્યું, " આજ શીખ બોર્ડિંગ હાઉસ કે ? "

" ના, આ તો રાજપૂત બોર્ડિંગ છે."

" ઓહ, માફ કરજો, આપ મને જરા શીખ બોર્ડિંગ હાઉસ ન બતાવી જાઓ ? "

" હા જરૂર, તમે જરા બેસો, હું કપડાં પહેરી લઉં."

આગંતુકના ચહેરા પરથી ગભરાટનો ભાવ હજી દૂર થયો નહોતો. એના મોં સામે જોતાં અચરજ થયા વિના રહેતું નહિ. થોડી જ ક્ષણોમાં પૃથ્વીસિંહે એ સજ્જનનું ખરું સ્વરૂપ દીઠું. લાગ મળતાં રિવોલ્વર કાઢીને એકદમ પેલા આગંતુકે ધાંટો પાડી કહ્યું, " સારા મોં આમ થાઓ આગળ, નહિ તો ગોળી છોડું છું."

વિચાર કરવાનો તો વખત જ ક્યાં હતો ? આગંતુક અનુકૂળ તક શોધી ઘોડો દબાવવાની પેરવીમાં જ હતો. ત્યાં પૃથ્વીસિંહે છલંગ મારી રિવોલ્વરની નળી પકડી લીધી. અંધારા ઓરડાના એક ખૂણામાં આ ઘટના બની રહી હતી. પૃથ્વીસિંહ હજી નક્કી નહોતા કરી શક્યા કે, આ તે કોઈ ગુંડો છે કે પોલીસનો માણસ છે. પોલીસનો માણસ હોય તો પછી આમ સાદા પોશાકમાં આવવાની શી જરૂર ? ને જો બદમાશ હોય તો પછી એને પૃથ્વીસિંહ પાસે પૈસા છે, એ વાતની ખબર ક્યાંથી મળી ? મદદ માટે પૃથ્વીસિંહ કોઈને બૂમ પાડી શકે એમ તો હતું નહિ. ને પેલો માણસ પણ મૂંગે મોઢે જ ઝપાઝપી કરી રહ્યો હતો. એમને લાગ્યું કે જરૂર આ કોઈ બદમાશ જ છે. અને તેમણે એ આગંતુકની પાસેથી રિવોલ્વર છીનવી લઈ, એને એ ઓરડીમાં પૂરીને જ ત્યાંથી ગાયબ થઈ જવાનું એમણે નક્કી કર્યું.

જિંદગી ને મોતનો સવાલ હતો. પેલો માણસ પણ ખૂબ મજબૂત ને તાકાતવાન હતો. ખૂબ ઝપાઝપીને અંતે એની પાસેથી પિસ્તોલ ઝૂંટવી લેવામાં પૃથ્વીસિંહને સફળતા મળી. એને એમણે દૂર ફેંકી દીધી કે તરતજ પેલા માણસે પોતાના ખિસ્સામાંથી છરો કાઢ્યો. ને એના વડે પૃથ્વીસિંહના શરીર

પર કેટલા ય જખમ કર્યા. પણ એ ઉત્તેજનાની ક્ષણોમાં આવા જખમોની પરવા એમને શાની હોય? છરાની ધારે હથેલીમાં ખાસ્સો ઊંડો જખમ કર્યો હતો. પણ એમણે પેલાને છોડ્યો નહિ. ઘાયલ સાવજના ઝનૂનથી પૃથ્વીસિંહ એના પર તૂટી પડ્યા હતા. એના હાથમાંથી છરો ઝૂંટવી લઈ દૂર ફેંકી દીધો. ને પેલા માણસને કેટલી ય વાર એમણે સામી દીવાલ પર પછાડ્યો. થોડી વારમાં એ બેહોશ બની ત્યાં પડ્યો. પૃથ્વીસિંહના જખમોમાંથી ય ઘણું લોહી વહી ગયું હતું. એટલે એ ય બેહોશ થઈ ને ત્યાં જ પડ્યા.

*

: ૫ :

## ખૂનનો આરોપ

પૃથ્વીસિંહની આંખ ઊઘડી. ચારે બાજુ જોયું તો પોતે એક ખાટલા પર પડ્યા છે ને નાગી તલવાર લઈ ચાર સિપાહીઓ એમના પર પહેરો ભરી રહ્યા છે. થોડે દૂર બીજા બે માણસો બેઠા છે. એક છે પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ ને બીજો છે શહેરનો માજિસ્ટ્રેટ. પૃથ્વીસિંહની આંખો ઉઘાડી જોઈ પેલા બેઉ જણા પાસે આવ્યા, ને એમને પોતાનું બયાન લખાવવા કહ્યું.

પૃથ્વીસિંહ પૂરેપૂરા ભાનમાં આવી ગયા હતા. પણ હજી ઘાનું દર્દ અનુભવી શક્તા નહોતા. એમણે ગઈગુજરી ઘટના સંભારી બધું યાદ કરવા પ્રયત્ન કર્યો. થોડી વારમાં તો એમને બધી વાત સ્પષ્ટ રીતે સમજાઈ ગઈ. હવે તેઓ ભૂતકાળને બાજુએ હડસેલી ભવિષ્યનો વિચાર કરવા લાગ્યા.

માજિસ્ટ્રેટે એમના પરનું આરોપનામું વાંચી સંભળાવ્યું.

પૃથ્વીસિંહે પૂછ્યું, "રિવોલ્વર લઈને હુમલો કરનાર પેલો શીખ ક્યાં છે?"

જવાબ મળ્યો, "મૃત્યુશય્યા પર."

પૃથ્વીસિંહને પૂરેપૂરું સ્મરણ રહી ગયું હતું કે પોતે એ માણસને જાનથી મારી નાખવા ઇચ્છતા જ નહોતા. એવો કશો પ્રયત્ન પણ પોતે કર્યો નહોતો. છરો ને રિવોલ્વર એના હાથમાંની ઝૂંટવી લઈ એમણે દૂર ફેંકી દીધાં હતાં.

એમણે બીજો પ્રશ્ન પૂછ્યો, "મૃત્યુશય્યા પર શાનો ?"

પણ એ પ્રશ્નનો કંઈ કશો જ જવાબ એમને મળ્યો નહિ. પાછળથી ખબર પડી કે, એ માણસ તો સાજોનરવો આરામ ખુરસી પર બેઠો ઝૂલી રહ્યો હતો. મૃત્યુશય્યાની વાત કરીને માજિસ્ટ્રેટ ને પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ પૃથ્વીસિંહને ગભરાવવા માગતા હતા. કે જેથી કંઈક વાત એમના મોંમાંથી નીકળી પડે. પછી સવાલજવાબ શરૂ થયા. પૃથ્વીસિંહના શરીર પર ખૂબ ઘા પડ્યા હતા. પણ એથી કંઈ એ દબાય એવા નહોતા. તપાસ પૂરી થઈ, એમનું બયાન લખી લઈ એમને પાછા પહેરા હેઠળ મૂકી દેવામાં આવ્યા.

## ઘાની વેદના

હવે એમને જખમોની વેદના બરાબર વર્તાવા લાગી. પણ એ વખતે એની ખબર લે એવું પાસે કોઈ હતું નહિ. પહેરેગીર સિપાહીઓના લુખ્ખા ચહેરા જોઈ, એમને કંઈ કહેવાનું મન થયું નહિ. એ જ વખતે બચપણનો એક સાથી-તરુણ એમની પાસે આવ્યો. પોલીસની ચોકી વટાવી એ શી રીતે અંદર આવ્યો હશે એ વાત તરફ એમનું ધ્યાન ગયું નહિ. એણે એમના તરફ ખૂબ સહાનુભૂતિ દર્શાવી, ને સાથે આણેલાં થોડાંક સંતરાં આપ્યાં. જતાં જતાં એ પોલીસને વીનવતો ગયો કે, "હું મારા મિત્રને મળ્યો છું, એ વાત મહેરબાની કરીને પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટને કાને જવા ન દેતા."

શહેરમાં તો આટલી વારે તરેહ તરેહની અફવાઓ ફેલાઈ ચૂકી હતી: "કોઈ મોટો ક્રાંતિકારી પકડાઈ ગયો છે, ને પોલીસ ચોકી પર જબરદસ્ત ધાડ પડવાની છે."

પરિણામ એ આવ્યું કે, લોકોમાં એકદમ ગભરાટ ફેલાઈ ગયો. એ દિવસે વખત પૂરો થાય તે પહેલાં જ શહેરની બધી દુકાનો ફટોફટ બંધ થઈ ગઈ.

## ૪૦ : સરદાર પૃથ્વીસિંહ

પૃથ્વીસિંહને પુષ્કળ તાવ ચઢ્યો હતો. જિંદગી ને મોતની વચ્ચે એ ઝોલાં ખાઈ રહ્યા.

ઓકટોબરની ૮ મીએ પકડાયા હતા. પોલીસ પણ ખૂબ હાંફળીફાંફળી બની ગઈ હતી. ચાર દિવસ પણ એમને હોસ્પિટલમાં રાખવા એમને માટે મુશ્કેલ થઈ પડ્યું. ૧૨ મી તારીખે મધરાતની શાંતિમાં અમ્બાલાની સેન્ટ્રલ જેલને એમનો હવાલો સોંપી દેવામાં આવ્યો.

જેલના કેદીઓ ય અફવાઓ સાંભળી કહેવા લાગ્યા હતા કે, "ક્રાંતિકારીઓએ શહેર પર આક્રમણ કરી દીધું છે. બહાર ધમસાણ મચી ગયું છે. ને ગમે તે પળે જેલ પર હુમલો થવાની સંભાવના છે."

પૃથ્વીસિંહ એમની કાળી કોટડીમાં એકલા પડ્યા હતા. જખમોમાં કારી વેદના ઊપડી હતી. પાસે પાણી પાવાવાળું પણ કોઈ હતું નહિ. બીજા કેદીઓ તો જેલના તોતિંગ દરવાજા ભણી આશાની મીટ માંડી બેઠા હતા કે, 'દરવાજો તૂટશે ને આપણને મુક્તિ મળશે.' પણ એમને એ ખબર નહોતી કે, આ તમામ અફવાઓના કારણ સમો એ ક્રાંતિકારી આ જ જેલમાં મરણતોલ બની અસહ્ય વેદનાનો માર્યો બેશુદ્ધ થઈને પડ્યો છે.

સવારના પહોરમાં દરવાજો ખૂલ્યો. છ ફૂટ લાંબી કાયાવાળો, સીસમ જેવા કાળા રંગનો બિહામણા ચહેરાવાળો ભંગી અંદર આવ્યો. બચપણમાં જેલ વિષે સાંભળેલી વાર્તાઓ પૃથ્વીસિંહને સાચી લાગવા માંડી. ખાવાની તો વાત જ દૂર રહી, પણ પીવા માટે ટીપું પાણી સુદ્ધાં અત્યાર સુધી પૃથ્વીસિંહને આપવામાં આવ્યું નહોતું.

જેને લીધે શહેરભરમાં આટલો ઉત્પાત મચી ગયો હતો, એવા ભયંકર આદમીને જેલના અધિકારી જોવા ઇચ્છતા હતા. એ જોવા આવ્યા. પૃથ્વીસિંહે તો એમને ક્રૂરતાના અવતાર માની લીધા હતા. પણ એમની આ ધારણા ખોટી પડી. ખરી રીતે એ સુપ્રિન્ટેન્ડન્ટ (જે સિવિલ સર્જન પણ હતો) ક્રૂર નહોતો. એનો મદદનીશ સર્જન તો એના કરતાં ય વધુ મૃદુલ સ્વભાવનો હતો.

જખમોનું વર્ણન વાંચ્યા બાદ સિવિલ સર્જને કહ્યું, "બેટા, તું ઘણો સદ્ભાગી છે. નહિ તો તારી ગરદન પર બંને બાજુની નસોમાં એવા ઊંડા ઘા થયેલા છે, કે એ જોતાં માણસ બચી જાય એ આશ્ચર્યની વાત છે."

પૃથ્વીસિંહ હજી તો કાચી જેલના કેદી હતા. સગાં-સંબંધીઓ ને મિત્રોને એમને માટે બહારથી ખાવાનું મોકલવાનો હક્ક હતો. પણ હક્ક-બક્કને અહીં કોણ પૂછે એમ હતું? અહીં તો કોઈ સંબંધી એમની પાસે પણ ફરકી શકે એમ નહોતો. કદાચ અમલદારોએ માન્યું હશે કે આમ કરીને આપણે પૃથ્વીસિંહની હિંમત ભાંગી નાખી શકીશું. પણ એમની એ આશા તો મિથ્યા જ સાબિત થઈ.

થોડા દિવસ પછી પોલીસે આત્મારામ નામના એક માણસને પકડી લાવી પૃથ્વીસિંહની બાજુની કોટડીમાં પૂરી દીધો. રોજ પોલીસ એને સખત માર મારવાનો અભિનય કરતી. પૃથ્વીસિંહ સરવા કાને પેલા માણસની ચીસો સાંભળ્યા કરતા. મારઝૂડનું નાટક શરૂ થાય તે પહેલાં જેલના દરવાજા આગળ ઊભો રાખી, પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ એ માણસને દમ ભિડાવતો, "સાલા, બધી વાતો સાચેસાચી ન કહી નાખી તો તેને ગોળીએ ઉડાડી દઈશું. પૂરેપૂરો વિચાર કરી લે. નહિ તો પછી આ પૃથ્વીસિંહની જેમ કિસ્મતનો આખરી ફેંસલો સાંભળવા તૈયાર થઈ રહેજે."

## ફસાવવાની ફોગટ કોશિશ

પંજાબના શિયાળાની કકડતી ઠંડી હતી. કોટડીની અંદર તો બહાર કરતાં ય વધુ ઠંડી હતી. જેલરે મહેરબાની બતાવતાં, પૃથ્વીસિંહને થોડી મિનિટો બહાર સૂરજના તાપમાં બેસવાની રજા આપી. રોજ દહાડો ઊગ્યે ગાળો ને મારની છડીઓ ઝીલતા પડોશી કેદી પ્રત્યે પૃથ્વીસિંહના દિલમાં સહાનુભૂતિની લાગણી પેદા થઈ ગઈ હતી. બહાર નીકળી તે દિવસે એમણે જોયું તો, એ જ પેલો આત્મારામ હતો. આવી બરફ જેવી ઠંડીમાં નથી એની પાસે કંઈ ગરમ કપડાં કે નથી શરીર ઢાંકવા માટે એકે કામળો. ઠંડીને લીધે એનું શરીર થરથર કંપી રહ્યું છે. ભગવાન ને ધર્મના નામ પર સોગંદ દઈ દઈ ને એ માણસ સિપાહીઓને વીનવી રહ્યો હતો; પણ સિપાહીઓ એને એક ક્ષણ માટે પણ તાપમાં જવા દેવા તૈયાર નહોતા.

આમ કેટલા ય દિવસો સુધી પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ રોજ ત્યાં આવી ગંદી ગાળોનો વરસાદ વરસાવી જતો. એને મારવાનો અભિનય પણ ચાલુ જ હતો. ધીમે ધીમે દયાથી પલળતા સિપાહીઓએ એને તાપમાં બહાર બેસવા

દેવા માંડ્યો. ધીરે ધીરે સમદુઃખિયા પડોશીઓ વચ્ચે વાતચીતનો વહેવાર શરૂ થયો.

ત્રીજે જ દિવસ આત્મારામે ક્રાંતિકારીઓની વાત છેડી. ને આમ ધીરે ધીરે વાતોનો ઝોક એ તરફ જ વધતો ગયો. એક દિવસ એણે કહ્યું કે, "જો તમે મારે માટે રિવોલ્વરની ગોઠવણ કરી આપો તો હું આ સુપ્રિન્ટેન્ડન્ટ પરનું મારું વેર ચૂકતે કરી લઉં."

આત્મારામે મોટા મોટા ક્રાંતિકારીઓ સાથેના પોતાના સંબંધની વાતો કરવા માંડી. એક દિવસ એનાથી બોલાઈ ગયું કે, "પંડિત જગતરામે જ મને ક્રાંતિનો આ માર્ગ સૂઝાડ્યો ને મને કહ્યું કે, તમે ભારતની ક્રાંતિના આગેવાન બનો."

પૃથ્વીસિંહે પૂછ્યું, "ભલા, તમે પંડિત જગતરામને દેખ્યા ક્યારે?"

તો કહે, "આ કોઈ, ચારેક મહિના થયા હશે."

પૃથ્વીસિંહની આંખો વહેમથી ચમકી ઊઠી. એમને થયું કે પોલીસની બાજીમાં અહીં જ મોટું ગાબડું રહી ગયું છે. આ માણસને બરાબર પઢાવ્યો લાગતો નથી પેલો ચાર મહિનાની વાત કરતો હતો, પણ એને એ ખબર નહોતી કે પંડિત જગતરામને હિંદ આવ્યે તો હજી પૂરા બે મહિના ય થયા નહોતા. રંગારાના કૂંડામાં પડી વનના રાજા થઈ બેઠેલ શિયાળને એમણે ઓળખી લીધું.

પાંચમે દિવસે વાત વાતમાં એણે કહ્યું, "ગમે તે ઉપાયે પણ તમે મને બૉમ્બ બનાવતાં શીખવો."

પૃથ્વીસિંહે કહ્યું, "કાગળ-પેન્સિલ લાવો, નુસ્ખો લખી આપું."

કાગળ–પેન્સિલ પણ આવી ગયાં. પૃથ્વીસિંહે કહ્યું, "તમે મેટ્રિક સુધી તો ભણી ઉતર્યા છો. ગંધક જેવી ઝટ સળગી ઊઠે એવી ચીજોને તો બરાબર ઓળખી શકતા હશો."

"હા, જાણું તો છું, પણ એ બધી ભેગી કરવી શી રીતે, એ જ સવાલ છે ને?"

પૃથ્વીસિંહે કહ્યું; "એ તો હું ય જાણતો નથી, પણ જો સુપ્રિન્ટેન્ડન્ટને તમારે મારવો જ હોય તો એ વસ્તુઓ ભેગી કર્યા વિના શી રીતે ચાલવાનું હતું ?"

"ખેર, એ વાતની તો હું કંઈક ગોઠવણ કરી લઈશ !"

પૃથ્વીસિંહે કહ્યું, "એ બધી ચીજો ભેગી કરીને એક એકાંત કોટડીમાં જજો. એ કોટડી એવી હોવી જોઈએ કે કોઈ તમને જોઈ ન શકે. એક સારો એવો સ્ટવ ને લોઢાની એક મોટી કઢાઈ પણ સાથે લેતા જજો. કોટડીમાં પેસી અંદરથી તાળું વાસી દેજો, કે જેથી કોઈ જલદી ઉઘાડી નાખી શકે નહિ. પછી સ્ટવ પેટાવીને તૈયાર કરજો ને ઉપર કઢાઈ મૂકી દેશો. સાથે આણેલી બધી સામગ્રી ભેગી કરી, કડાઈ તપી ને લાલચોળ થઈ જાય એટલે એમાં નાખી દેજો. સારો એવો બોમ્બ તૈયાર થઈ જશે."

પેલો બોલી ઊઠ્યો, "તમે તો મારી મશ્કરી કરો છો ! આમાં તો હું જ મરી જાઉં ને !"

"દોસ્ત, હું મશ્કરી નથી કરતો, મશ્કરી તો તમે કરી રહ્યા છો. પોતાની જાતને જોખમમાં મૂક્યા વિના સામાને તમે કેવી રીતે મારી શકવાના હતા ?"

મનમાં ગુસ્સો તો ઘણો ય ભરાઈ આવ્યો હતો, પણ એને કશું વધારે એમણે કહ્યું નહિ. બીજે જ દિવસે આત્મારામ પડોશ છોડી ગાયબ ! એ જ દિવસે કહાનસિંહ નામનો એક રાજપૂત જુવાન એ ખોલીમાં દાખલ થઈ ગયો. નાનપણમાં એ પૃથ્વીસિંહની સાથે સ્કૂલમાં ભણતો હતો. બંને વચ્ચે ત્યારે સારી એવી દોસ્તી હતી. એમની ગિરફતારીને દિવસે કહાનસિંહ ત્યાં મોજૂદ હતો. પૃથ્વીસિંહનો સાથી સમજી એને ગિરફતાર કરવામાં આવ્યો પણ કહાનસિંહને શી ખબર કે પૃથ્વીસિંહની દોસ્તી આટલી મોંઘી પડશે ? એક આબરૂદાર ને ધનવાન કુટુંબનો છોકરો આજે બેડીઓ પહેરીને જેલની કોટડીમાં કેદ થયો હતો. પૃથ્વીસિંહે એને ખૂબ ખૂબ સમજાવ્યો. એક બે દિવસમાં જ એણે ય હિંમત ગાંઠી લીધી.

*

## ન્યાયનો ઢોંગ

બે અઠવાડિયાં સુધી પૃથ્વીસિંહ શરીરની પૂરી હિલચાલ પણ કરી શક્યા નહોતા. જખમ જરા રુઝાવા આવ્યા કે એમના પરનો મુકદ્દમો શરૂ થયો. એક ફર્સ્ટક્લાસ માજિસ્ટ્રેટ આવીને જેલમાં જ મુકદ્દમો ચલાવી જતો. એ વખતે પૃથ્વીસિંહને ખબર પડી કે, પેલો શીખ તો પોલીસ સબ ઇન્સ્પેક્ટર હતો. ને પોલીસ પાર્ટી આવી પહોંચે તે પહેલાં ગુનેગાર ભાગી ન જાય એ માટે નજર રાખવા એને ત્યાં મોકલવામાં આવ્યો હતો. પૃથ્વીસિંહ પર ખૂન માટે પ્રયાસ કર્યાનો ને કહાનસિંહ પર લૂંટનો આરોપ હતો.

કહેવામાં આવ્યું કે સબ ઇન્સ્પેક્ટર ને પૃથ્વીસિંહ વચ્ચે મારામારી ચાલી રહી હતી, તે જ વખતે કહાનસિંહ ત્યાં આવ્યો, ને સબ ઇન્સ્પેક્ટરના ગજવામાંથી પૈસાનું પાકીટ લઈ રફુચક્કર થઈ ગયો.

એક ધનવાન ને ખાનદાન કુટુંબના નબીરા પર આરોપ મૂકવામાં આવ્યો ને અદાલતે એ માની પણ લીધો! એક સુશિક્ષિત ને સંસ્કારી નવજુવાન જિંદગી ને મોત સામે લડાઈ લડી રહેલ પોતાના દોસ્તની મદદ માટે નહિ, પણ પૈસાની ચોરી કરવા માટે ત્યાં આવે! ને એના સાક્ષી કોણ? તો કહે, એકલા સબ ઇન્સ્પેક્ટર સાહેબ! એનો ન્યાય તોળનાર કોણ? તો કહે, એક અંગ્રેજ માજિસ્ટ્રેટ. ૧૯૧૪ ની સાલમાં અદાલત એ શી વસ્તુ હતી એનો આ એક અચ્છો નમૂનો છે.

પેલા સબ ઇન્સ્પેક્ટરે પોતાના નિવેદનમાં કહ્યું કે, " આરોપી મારા હાથમાંથી રિવોલ્વર છીનવી લઈ મારી સામે ગોળી છોડવા જ જતો હતો. પણ મેં દબાવવાના ઘોડાની નીચે પતરાનો એક ટુકડો મૂકી રાખ્યો હતો. એટલે એ મને મારી શક્યો નહિ. " બીજું, એણે કાનનો એક ટુકડો બતાવી એમ પણ કહ્યું કે, " આરોપીએ છરા વડે મારા પર હુમલો કર્યો, પણ હું બચી ગયો. "

આ અદાલતમાં ન્યાય મેળવવાની આશા પૃથ્વીસિંહ માટે રહી જ નહોતી.

બ્રહ્મદેશમાં બેઠાં ચૌધરી શાદીરામે દીકરાની ગિરફતારીના ખબર સાંભળ્યા. દોડ્યા દોડ્યા એ અમ્બાલા આવી પહોંચ્યા. માજિસ્ટ્રેટની રજા

મળતાં અદાલતમાં જ બાપબેટાની મુલાકાત થઈ. મુલાકાતને વખતે કાગળ-પેન્સિલ હાથમાં લઇ છૂપી પોલીસનો માણસ કોણ જાણે ક્યાંથી ય આવીને ત્યાં ખોડાઈ ગયો. બાપબેટે બ્રહ્મી ભાષામાં જ વાતચીત શરૂ કરી.

પૃથ્વીસિંહે જોયું કે, દુઃખથી કલેજું ચીરાઈ ગયું છે, છતાં પિતાના મોં પર ક્યાં ય દીનતાની રેખા કે આંખમાં આંસુ નથી. આથી એમને ખૂબ સંતોષ થયો. પૃથ્વીસિંહ પિતાને પગે લાગ્યા.

પુત્રના મુખ સામે જોઈ પિતા બોલી ઊઠ્યા, " મારી પાસે બ્રહ્મદેશમાં જ રહી ગયો હોત તો સારું થાત. પણ ખેર, જેવી પ્રભુની ઇચ્છા...એને ગમ્યું તે જ ખરું..."

*

## 'નિર્દોષ' છતાં-

વધારે બાતમી ભેગી કરવા માટે પોલીસે કોણ જાણે કેટલા ય નિરપરાધી ને નિર્દોષ લોકોની પારાવાર કનડગત કરી. કેટલા ય રાજપૂત વિદ્યાર્થીઓને જેલની કોટડીમાં પૂરી અનેક પ્રકારની સતામણીઓ કરવામાં આવી. સાથે સાથે સ્કૂલના અધિકારીઓને કહ્યું કે નિશાળમાં રોજ એમની હાજરી પૂરજો, કે જેથી કોઈ પોલીસ પર કશો આરોપ મૂકી શકે નહિ. કેટલાક રાજપૂત કોમના મુખિયાઓને પણ વહેમ પરથી પકડવામાં આવ્યા. ને દિવસો સુધી એમના પર જુલમો ગુજારવામાં આવ્યા. પણ એમને જ ખબર ન હોય, ત્યાં પોલીસને ક્યાંથી કંઈ પણ જાણવા મળે ?

ચૌધરી હંસરાજ પર તો હદ ઉપરાંત જુલમ ગુજારવામાં આવ્યો. લગાતાર કેટલા ય દિવસો સુધી એમને બિલકુલ ઊંઘવા જ ન દીધા. પણ એ બધાની પરવા કર્યા વિના એ હિંમતવાન રાજપૂતે એક વખત સાફ સાફ કહી નાખ્યું કે, " આમ રિબાવી રિબાવીને ચાહે તો મારી નાખો. પણ જૂઠું બયાન આ જીભે કદી હું લખાવવાનો નથી. "

જે વિદ્યાર્થીઓએ ડરના માર્યા પોલીસે શિખવાડેલી વાતો કહી નાખી હતી. એમણે ય ન્યાયાધીશ આગળ પોલીસના પાપનો ઘડો ફોડી નાખ્યો.

સેશન્સ જજના ત્રણ એસેસરોમાં બે વાણિયા હતા ને એક હતો મુસલમાન રાજપૂત. એસેસરોનો મત પૂછવામાં આવ્યો, તો તેઓ બહાર જઈને આપસમાં ચર્ચા કરી, ચિઠ્ઠી પર પોતાનો મત લખી લાવ્યા કે, "આરોપી નિર્દોષ છે, એને છોડી મૂકવો જોઈએ."

યુરોપિયન જજ આ મત વાંચી ક્રોધનો માર્યો સળગી ઊઠ્યો. એણે કહ્યું, "તમારે બધાએ અલગ અલગ આમ કહેવા માટેનાં કારણો દર્શાવવાં પડશે."

પહેલા એસેસરને પૂછવામાં આવ્યું, એ તો ઊભો થઈને કંઈ પણ બોલતાં પહેલાં જ એકદમ ધ્રૂજવા લાગ્યો. બીજો ય ચુપચાપ ઊભો રહ્યો. જજે પોલીસનાં માણસોને બહાર ચાલ્યા જવા હુકમ કર્યો, ને ફરી એસેસરો સામે એનો એ જ પ્રશ્ન રજૂ કર્યો.

બે એસેસરો તો વાઘ સામે બકરાંને ઊભાં કર્યાં હોય તેમ ચુપચાપ ઊભા રહી ગયા. જજે ત્રીજા એસેસરને એ જ સવાલ પૂછ્યો. પોતાના સાથીઓનો આ જાતનો વર્તાવ જોઈ એને મનમાં ખૂબ ગુસ્સો આવ્યો હતો. જરા ય ઉશ્કેરાટ બતાવ્યા વિના એકદમ ઊભા થઈ જઈ, એણે સાફ સાફ શબ્દોમાં કહ્યું કે, "આરોપ સિદ્ધ થયો જ નથી. એટલે મારા મતે આરોપી તદ્દન નિર્દોષ ઠરે છે. અદાલતે એને છોડી દેવો જોઈએ."

જજે વધારે સવાલ પૂછવાનું માંડી વાળ્યું. બીજા એસેસરોમાં પણ સાથીના સ્પષ્ટ જવાબની હૂંફે હિંમત આવી. એમાંના એકે તો કહી દીધું કે, "સાહેબ અમે બે આગની વચ્ચે છીએ. એક તરફ નરકની આગ ને બીજી તરફ આ પોલીસની આગ! નિરપરાધી માણસને દોષિત ઠરાવીએ તો અમારે નરકની આગ વેઠવી પડે. ને પોલીસની વિરુદ્ધ જઈએ તો એના દંડા ખાવા પડે એમ છે. પણ ખેર, પોલીસના દંડા સહેવાનુંજ અમે વધુ પસંદ કરીશું."

બીજા એસેસરે પણ વાતમાં સાથ પુરાવ્યો. જજે એ દિવસે છે ફેંસલો આપવો માંડી વાળ્યો. સરકારી વકીલને લાગ્યું કે, 'મુકર્દમો નબળો છે.' એણે જજનું ધ્યાન ખેંચતાં કહ્યું કે, "ભલેને આ આરોપ સાબીત ન થાય. પણ પૃથ્વીસિંહ છોડી મૂકવા લાયક માણસ નથી."

ત્રણ દિવસ સુધી જજે દ્વિધામાં ઝોલાં ખાધા કર્યાં. પણ આખરે માલિકોની મરજી આગળ એને ઝૂકવું પડ્યું. પૃથ્વીસિંહને ૧૦ વર્ષની ને કહાનસિંહને ૧૫ માસની સજા એણે ફરમાવી દીધી. પણ લોકોને કાને આ વાતનો અણસાર સરખો પહોંચવા પામ્યો નહિ. કોની મજાલ હતી કે એના છાપામાં આ વાતનો એક અક્ષર પણ છાપી શકે? ૧૯૧૪ ની સાલમાં ભારતમાં આ ન્યાય હતો!

## જેલયાતના

પૃથ્વીસિંહને પહેલેથી ખબર હતી કે કેદીઓને ૨૦, ૨૦ પાકા શેર ઘઉં દળવા અપાતા ને ન દળી શકે એની પીઠ પર દંડાના માર પડતા. એમના હાથ હજી કોમળ હતા. બારણાની સાખે હાથ ઘસી ઘસી, ૨૦ દિવસમાં તો એમણે પોતાની બેઉ હથેળીઓની ચામડી ખડતલ કરી નાખી.

એક બપોરે જજના આખરી ફેંસલામાં ૧૦ વરસની કેદ લઈને, કાચી જેલની પોતાની કોટડીમાં તેઓ પાછા ફર્યા. જોયું તો કોટડીના મોં આગળ ૨૦ શેર ધાનની ટોપલી એમની પ્રતીક્ષા કરી રહી છે. બાજુમાં જેલનો પોષાક પણ પડેલો છે. જૂનાં પુરાણાં ધોયા વિનાનાં કપડાં હજી તો આજ સવારે જ પેલા કેદીએ એના શરીર પરથી ઉતાર્યાં હતાં. એને તાણેવાણે જૂઓ પડી હતી.

પૃથ્વીસિંહે એક પોલીસને એ વિષે કહ્યું, તો જવાબ મળ્યો: "બાબુ, નખરાં છોડો."

જૂવાળાં કપડાં પોતાના શરીર પર પહેરવા તેઓ હરગીઝ તૈયાર નહોતા. એમાંથી લંગોટ એમણે ઉઠાવી લીધો. ને વિણાય એટલી જૂઓ વીણી કાઢી એને ધોઈ કારવી પોતે પહેરી લીધો. બાકીનાં કપડાં એમને એમ જ રહેવા દીધાં. પછી ચક્કીએ વળગ્યા ને આપેલા ઘઉં, સમય કરતાં પહેલાં પીસી બાજુએ મૂક્યા. પહેલવહેલો આવા કામનો અનુભવ હતો. એથી ખૂબ થાકી ગયા.

ચક્કી પીસવાનું આ કામ પૃથ્વીસિંહ વેળાસર પતાવી બેસી જતા. પણ

સુપ્રિન્ટેન્ડન્ટથી આ વાત કેમ ખમાય ? સરકારનો દુશ્મન ત્રાસમાંથી આમ છટકી જાય, એ એમને બિલકુલ ગમ્યું નહિ.

એક દિવસે પૃથ્વીસિંહે જોયું તો બેઠે બેઠે પીસવાની ચક્કીને બદલે ઊભા ઊભા પીસવાની ચક્કી એમને માટે આવી ગઈ છે.

બીજે દિવસે સુપ્રિન્ટેન્ડન્ટને એમણે એ વિષે કહ્યું, તો એણે ઉત્તર આપ્યો, " મુશ્કેલી પડે છે ? ત્યારે એ જ તો અમારે જોઈએ છે. "

પૃથ્વીસિંહે કહ્યું, " તો ભલે જાવ, આજથી તમે મારે મોઢે આવી ફરિયાદ નહિ સાંભળો ! "

દેશપ્રેમ ને આઝાદીના ખ્યાલે પૃથ્વીસિંહ અમેરિકાની ગદર પાર્ટીમાં સામેલ થયા હતા. એમના દિલમાં વિદેશી શાસન પ્રત્યે ખૂબ ઘૃણા હતી. પરંતુ સરકારી અમલદારો પ્રત્યે હજી એટલો રોષ નહોતો જાગ્યો. પણ ૧૯૧૪ થી તે ૨૨ સુધીના આઠ વર્ષના બંદી જીવનમાં એમણે આ નોકરશાહી અમલદારોને જે હદે પશુ બનતા જોયા એણે એમને આખા નોકરશાહી તંત્રના એક ઘોર શત્રુ બનાવી મૂક્યા.

પૃથ્વીસિંહને ફાંસીની સજા પામેલ કેદીઓની સાથે કાળી કોટડીમાં પૂરી રાખતા. બીજા કેદીઓને ત્યાં જવાની છૂટ મળતી નહિ. માત્ર વૉર્ડર ને ભંગીનો ચહેરો એમને જોવા મળતો. નાહવા–ધોવાના કામ સિવાય એમને કોટડીની બહાર કાઢવામાં આવતા નહિ. ખોરાક–પાણી પણ બારણામાં પાડેલ બાકોરામાંથી એમને માટે અંદર નાખવામાં આવતાં.

*

: ૬ :

## મોતની ઇન્તેજારી

અમ્બાલા સેન્ટ્રલ જેલની દીવાલો પાછળ બેઠા બેઠા પૃથ્વીસિંહ ચક્કી પીસી રહ્યા હતા, તે વખતે એમના સાથીઓ બહાર કંઈ ચુપચાપ બેસી ગયા નહોતા. પૃથ્વીસિંહવાળી પહેલી ટુકડી હિંદુસ્તાન આવી

ગઈ, ત્યાર પછી કેટલા ય હિંદુસ્તાનીઓ જુદે જુદે માર્ગે થઈ હિંદુસ્તાન આવી કામે વળગી ગયા હતા.

પરદેશથી પાછા ફરેલા લગભગ તમામ ક્રાંતિકારીઓ ગામડાના ખેડૂતો હતા. એમનામાંથી કોઈ એવો માણસ નહોતો, જેનો દૂરનો યા પાસેનો કોઈ સગો સંબંધી યા તો એકાદ ગામવાસી ય સરકારી સૈન્યમાં ન હોય. એટલે એ રીતે સરકારી સૈન્ય સાથે સંબંધ બાંધવો એ સાવ આસાન કામ હતું. સૈનિકોના સંપર્કમાં આવતાં એમને ખબર પડી કે એ લોકો પણ ક્રાંતિકારીઓ સાથે હાથ મિલાવવા તૈયાર છે.

મહાયુદ્ધ ઉગ્ર સ્વરૂપે ચાલી રહ્યું હતું. હિંદુસ્તાની સિપાહીઓને હિંદની સરહદ બહાર ક્યાંક–કોક અજાણ્યા સ્થળે મોકલી દેવામાં આવતા હતા. દેશપ્રેમનો ભાવ હજી એમને હૈયે ભરવામાં આવ્યો નહતો, છતાં વિદેશી સરકાર પ્રત્યે એમની દૃષ્ટિ કંઈક કડપભરી તો રહેતી જ. જ્યારે એમને કહેવામાં આવ્યું કે, “ જો મરવું જ છે તો પછી ક્રાંતિના ઝંડા હેઠળ શું કામ શહીદ નથી થતા ? પરાયા ઝંડા હેઠળ પરદેશમાં ગમે ત્યાં મરી જવાથી ફાયદો ય શો ? ” આ વાતની એમના પર ખૂબ ઊંડી અસર પડી. કેટલા ય સિપાહીઓ ક્રાંતિકારીઓને સાથ આપવા તૈયાર થઈ ગયા.

૧૯૧૪ ના એ દિવસોમાં હિંદનાં કારખાનાંઓમાં કામ કરનાર મજદૂરોની સંખ્યા કમ હતી, ને એમનામાં રાજકીય જાગૃતિ ઘણી જ ઓછી હતી. આ ક્રાંતિકારીઓને સંગઠિત કામદાર વર્ગની તાકાતનું મહત્ત્વ હજી સમજાયું નહોતું, એટલે કામદારનાં સંગઠન બાંધવા તરફ એમણે ધ્યાન જ આપ્યું નહોતું.

જે ક્રાંતિકારીઓ હિંદુસ્તાની ફોજોને પોતાની તરફ ખેંચવામાં સફળ થયા, એમાં કર્તારસિંહ ને પિંગળેની કુશળતા ને બહાદુરી અદ્વિતીય હતાં. એ વખતે લશ્કરી બેરેકોમાં જવું એ કંઈ આસાન કામ નહોતું. પણ કર્તારસિંહ ને પિંગળેના માર્ગમાં કોઈ દીવાલ આડી આવી શક્તિ નહિ. કેટલી ય છાવણીઓમાં જઈ જઈ એમણે સૈનિકોને સમજાવવાનું કાર્ય કર્યું હતું. સૈનિકોની મોટી સંખ્યાએ એમને સાથ આપવાનાં વચન આપ્યાં ને બળવાનો દિવસ સુદ્ધાં નક્કી થઈ ગયો હતો.

પણ અંગ્રેજ સરકાર કંઈ ઊંઘતી નહોતી. એને ખબર હતી કે માત્ર ૧૦,૦૦૦ અંગ્રેજ સિપાહીઓના જોરે એ બળવાને દાબી દેવો એ કોઈ સહેલું કામ નથી. સરકારે છૂપી પોલીસખાતાના વિશ્વાસપાત્ર નોકરો પર ભરોસો મૂકી કામ આગળ ધપાવવાનું વિચારી લીધું. છૂપી પોલીસ જાણતી હતી કે, ક્રાંતિ કરવાના ઉદ્દેશથી સેંકડો લોકો પરદેશથી અહીં આવ્યા છે. પણ એમની ભાળ મેળવવી એ સહેલું નહોતું. એમણે એ ભેદ જાણવા કેટલા ય ભેદિયાઓને છૂટા મૂકી દીધા, પણ એમાં હજી કંઈ સફળતા મળતી નહોતી.

અંતે ક્રાંતિકારીઓમાંના જ એકને ખરીદી લેવામાં એને સફળતા મળી. કૃપાલસિંહ અમેરીકામાં રહી ચૂક્યો હતો. ક્રાંતિકારી આંદોલનમાં કામ કરનારા લોકોના ગુણદોષનો એ ભોમિયો હતો. છૂપી પોલીસે એને પોતાનો માણસ બનાવી લીધો. પુરાણી ઓળખાણ-પિછાણને કારણે એ સહેલાઈથી ક્રાંતિકારીઓમાં ભળી જઈ એમનો વિશ્વાસ સંપાદન કરી લેતો.

બળવો કરવાની યોજના આખી તૈયાર થઈ ગઈ, ભિન્ન ભિન્ન કેંદ્રોમાં સૂચનાઓ આપવા માટે સંદેશવાહકો છૂટવાના જ હતા. ત્યાં કૃપાલસિંહને એ વાતના ખબર મળી ગયા. એ તુરત દોડ્યો પોતાના માલેકો પાસે. ને ૨૪ કલાક પહેલાં સરકારને બધા ખબર પહોંચી ગયા. ચેતી જવા માટે એને પૂરેપૂરો સમય મળી ગયો. આખું સરકારી તંત્ર એકદમ કામે લાગી ગયું. જેટલા ક્રાંતિકારી કાર્યકરો હાથ લાગ્યા, એમને પકડી પકડી જેલ ભેગા કરી દીધા. ને ક્રાંતિનું મોજું ઊઠતાં પહેલાં જ દબાઈ ગયું. કેટલા ય હિંદી સિપાહીઓ તૈયારી કરતા પકડાઈ ગયા ને ગોળાનો શિકાર બની મૃત્યુ પામ્યા. ન કોઇએ એમને કદી યાદ કર્યા કે ન કોઈની આંખોએ આઝાદી-ઘેલા સૈનિકોનાં મોત સંભારી આંસુનું એક બિંદુ સરખું ઢાળ્યું !

પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટને જેવા આ ખબર મળ્યા કે તરત એ પહોંચ્યો પૃથ્વીસિંહની કોટડી પર. ને કહેવા લાગ્યો. "જુઓ, આ હાલ છે, હવે તમારે માટે કોઈ આશા રહી નથી. જે સાથીઓ પર આશા બાંધી તમે બેઠા હતા, તેમને તો અમે હાથ કરી ચૂકયા છીએ. હવે તમારે તમારો જીવ બચાવી લેવો હોય તો હજી સમય છે, વિચારી લો."

પણ પૃથ્વીસિંહ કંઈ એની વાતમાં આવી જાય એવા કાચા માણસ તો

હતા જ નહિ. સુપ્રિન્ટેન્ડન્ટે દિવસો સુધી એમનો પીછો છોડ્યો નહિ. કોકવાર સમજાવતો, " જુઓ. અમે તો તમારા ભલા માટે કહીએ છીએ. તમારા જેવા એક નવજવાનની જિંદગી બરબાદ થઈ જાય, એમ અમે ઇચ્છતા નથી. આજની રાત તમે વિચાર કરી જુઓ, ને કંઈક નિશ્ચય પર આવી જાઓ. સવારે હું પાછો તમારી પાસે આવીશ. "

બીજે દિવસે પાછો એ ત્યાં આવી ખડો થઈ ગયો કહેવા લાગ્યો, "તમે ભારે સાહસિક છો. એક રાજપૂત છો. સૈનિક તરીકેનો વારસો તો તમારી પેઢી દરપેઢીથી ચાલતો આવ્યો છે. મારું માની જાઓ તો તમને લશ્કરમાં ઊંચો હોદ્દો આપવા હું વચને બંધાઉં છું. માની જાઓ, હઠે ચડવામાં કંઈ માલ નથી ?"

પૃથ્વીસિંહે ખૂબ શાંતિપૂર્વક કહ્યું, હું તૈયાર છું. યુદ્ધ-ક્ષેત્રમાં મારું શૌર્ય બતાવી આપવા તો હું ખૂબ ઉત્સુક છું. હું એવો અચૂક નિશાનબાજ છું, કે મારું એકે નિશાન ખાલી જતું નથી. એ ક્ષેત્રમાં મારી દક્ષતા પૂરવાર કરવા તૈયાર છું, મને સીધો રણમોરચે મોકલી આપો.

સુપ્રિન્ટેન્ડન્ટના મગજનો પારો એકદમ ઊંચે ચડી ગયો. પગ પછાડી એ બરાડ્યો. " ઠીક, તો આનાં ફળ જિંદગીભર ભોગવ્યા કરો. "

*

## લાહોર કાવત્રા-કેસમાં

લાહોરમાં પોલીસને જે ષડયંત્રનો પત્તો લાગ્યો હતો, એમાં ૮૬ માણસોનાં નામ સંડોવાયેલાં હતાં. એમાંથી ૬૫ જ એના હાથમાં આવ્યા હતા. આ ૬૫ માંથી ૯ તાજના સાક્ષી બની ચૂક્યા હતા. અમેરિકામાં પૃથ્વીસિંહ શું શું કામ કરતા હતા એ બધું એમણે પોલીસને કહી દીધું હતું.

બંગાળ છૂપી પોલીસના સુપ્રિન્ટેન્ડન્ટ ને હિંદી સરકારના છૂપી-પોલીસ ખાતાના સર્વોચ્ચ અધિકારી વધુ માહિતીઓ કઢાવવા માટે પૃથ્વીસિંહ પાસે પહોંચી ગયા. જેલરે બંને ઓફીસરોની ઓળખાણ કરાવી. આટલી મોટી સંખ્યામાં લોકો ગિરફતાર થઈ ગયા છે ને આટલા માણસો ફુટી ગયા વાતની પૃથ્વીસિંહને હજી સુધી ખબર નહોતી.

આ પોલીસ અમલદારોએ મીઠી જબાનમાં ઘણી ઘણી વાતો કરવા માંડી. એમણે પૃથ્વીસિંહ સામે તાકી તાકીને કેટકેટલાં પ્રલોભનો ફેંક્યાં. છતાં પૃથ્વીસિંહને અચળ જોયા, ત્યારે એમણે કહ્યું: "વારુ, તમે જો સાવ નિર્દોષ હો, તો તમારી આખી કહાણી કહી સંભળાવો. અમેરિકા કેમ ગયા? કેવી રીતે ગયા? ત્યાં શું કરતા હતા? તમારા સાથી–મિત્રો કોણ કોણ હતા? વગેરે વગેરે......"

કોઇએ એમના વિષે બધું કહી દીધું હશે, એવો તો એમને કંઈ ખ્યાલ હતો જ નહિ. એમણે તો પોતાની કહાણી શરૂ કરી......બે કલાક સુધી છૂપી પોલીસના અમલદારે નોંધ લખ્યા કરી. અંતે જતાં જતાં એણે કહ્યું "તમે ય ઠીક ઉંદર બિલાડીની વાર્તા કહી સંભળાવી...પણ અમે તો તમારે વિષે બધું જ જાણી બેઠા છીએ. હવે તમે જ ખુદ તમારી બાબતમાં ફેંસલો કરો."

બીજે દિવસે વળી પાછા એ લોકો ત્યાં આવી બેઠા. પૃથ્વીસિંહ પર પ્રશ્નોની ઝડી વરસાવી. બેઉ પોતાના ધંધામાં કાબેલ અમલદારો હતા. ને હજારો ક્રાંતિકારીઓનો એમને અનુભવ થઈ ચૂક્યો હતો. પૃથ્વીસિંહને થયું કે સવાલોના જવાબ દેવા જતાં ક્યાંક હાથ ઝલાઈ જાય એવું ન બોલી બેસાય. એટલે એમણે તો મન સાથે નક્કી કરી લીધું કે, આપણે સો સવાલોનો એક જવાબ આપવો "ના." સવાલના જવાબોમાં એ કહેતા, "હું નથી જાણતો સાહેબ. મને કશી જ ખબર નથી. મને કશું યાદ આવતું નથી, સાહેબ! મેં એવું કદી જોયું જ નથી, સાહેબ!" અમલદારો ગમ ખાઇ ગયા. પૃથ્વીસિંહે નિરાંતનો દમ ભર્યો.

ખરાબ ચક્કી વડે ય ૨૦ શેર લોટ પીસી કાઢવો એમને માટે મુશ્કેલ નહોતું. જેલની બીજી અનેક યાતનાઓ સહી લેવા તે તૈયાર હતા. પણ આ પહોંચેલ અમલદારોના સવાલો સાંભળવા તે તૈયાર નહોતા. એમણે માની લીધું કે એ લોકો હવે પાછા મોં દેખાડવા નહિ આવે. પરંતુ, જોયું તો બીજે દિવસે તેઓ આવીને ખડા જ છે. એમણે કહ્યું, "આ હવે અમે તમને છેલ્લી તક આપીએ છીએ. જે કંઈ કહેવું હોય તે કહી નાખો. જો અમારી વાત માની જશો તો તમને છોડી દઈશું. નહિ તો અહીં રહીને

જિંદગીભર ચક્કી પીસવી પડશે. કદાચ ફાંસીના માંચડા પર ઝૂલવાનો વખત પણ આવે."

પૃથ્વીસિંહ પહેલીથી જ એના જવાબ માટે તૈયાર હતા. એમણે કહ્યું, "બહુ સારું સાહેબ, હું તો નસીબમાં માનનાર માણસ છું. જો મારા નસીબમાં એ જ લખ્યું હશે, તો તેને કોણ મિથ્યા કરી શકનાર છે? જિંદગીભર ચક્કી પીસવી પડશે તો એ ય કરીશ. ને કિસ્મતમાં ફાંસી લખી હશે તો એ ય મને મુબારક હો. કિસ્મતમાં લખ્યું કારવ્યું બધું ભોગવવાની હિંમત પણ હું સાથે બાંધી લાવ્યો છું. આપની રહેમદિલી માટે હું ઘણો આભારી છું. પણ હવે મારી આપને એક જ પ્રાર્થના છે કે, મને મારા ભાગ્ય પર જ છોડી દઈ આપ અહીંથી ચાલ્યા જાવ.

આમ છેલ્લીવારની મુલાકાત પૂરી કરી દાંત કચકચાવતા અમલદારો ચાલ્યા ગયા. પૃથ્વીસિંહની સંતોષભરી નજર એમને જેલના દરવાજા સુધી વળાવી પાછી ફરી.

*

## લાહોર જેલમાં

**અ**મ્બાલા જેલમાં પૃથ્વીસિંહ અગ્નિપરીક્ષા આપી રહ્યા હતા, તેજ વખતે બહાર—લાહોરમાં એક ભીષણ નાટકની તૈયારી થઈ રહી હતી. જુદી જુદી જેલોમાં કેદ કરાયેલા તમામ ક્રાંતિકારીઓને લાહોરની જેલમાં ભેગા કરવામાં આવતા હતા. ૧૯૧૫ નો માર્ચ મહિનો હતો. પૃથ્વીસિંહને પણ અમ્બાલાથી લાહોર ખસેડવામાં આવ્યા. જે ટ્રેનમાં એમને લઈ જતા હતા, એ જ ટ્રેનમાં એમના પિતા એમના મુકર્દમાની અપીલ માટે લાહોર જઈ રહ્યા હતા.

૬૦ દિવસ પહેલાં જોયેલા ત્યારે તો ચૌધરીના માથામાં એક સફેદ વાળ દેખાતો નહોતો. પણ આજે પૃથ્વીસિંહે એમને કોઈ જુદા જ સ્વરૂપમાં જોયા. માથાના વાળ સફેદ ગઈ થયા છે, કમર ઝૂકી પડી છે! ૨૩ વરસના જુવાનજોધ દીકરાના પગમાં ભારે ભારે બેડીઓ પડેલી જોઈ...જેમ તેમ કરી એમણે પોતાની જાતને સંભાળી લીધી. દેશપ્રેમની વાતો એમણે કદી સાંભળી નહોતી, ન તો કદી શિક્ષણ લેવાનો અવસર એમની જિંદગીમાં આવ્યો

હતો. પણ રાજપૂતના ખમીરનું એમને હૈયે ભારે ગૌરવ હતું. બાપબેટાને એકબીજા માટે અભિમાન હતું.

લાહોર સેન્ટ્રલ જેલના કિલ્લામાં ૧૪ નંબર વોર્ડમાં પૃથ્વીસિંહને દાખલ કરવામાં આવ્યા. જેલવાળા એમને વિષે વધુ કંઈ જાણતા નહોતા. એટલે અહીં એમને અમેરિકાથી પાછા આવેલા કેટલાય સાથીઓને મળવાનો અવસર લાધી ગયો. બીજે દિવસે પોતાને સોંપાયેલું કામ પૂરું કરી, એનો હિસાબ આપવા ગયા ત્યાં એમણે જોયું, તો બાબા સોહનસિંહ ભખના પોતાનો બિસ્તરો બગલમાં લઈ, જેલની કોટડીઓ તરફ આવી રહ્યા છે.

પૃથ્વીસિંહે સમજી લીધું કે, મહાયજ્ઞ માટે સમિધાઓ એકઠી કરવાનું કામ શરૂ થઈ ગયું છે. બાબા સોહનસિંહને જહાજ પરથી જ પકડી લીધા હતા. પૃથ્વીસિંહ પર એમને અથાગ સ્નેહ હતો. પૃથ્વીસિંહને રોજ ૨૦ શેર આટો પીસવો પડે છે, એમ જાણ્યું ત્યારે એમને ખૂબ દુઃખ થયું. કેટલીય વાર છૂપા છૂપા એ પૃથ્વીસિંહ પાસે આવતા ને એમને હિંમત ને સાંત્વન આપતા.

થોડા જ દિવસમાં બધી કોટડીઓ ભરાઈ ગઈ. નંબર ૧૪ વાળા વોર્ડમાં સૌથી ભયંકર કેદીઓને જ રાખવામાં આવતા. સૌ વિચારી રહ્યા હતા, કોણ જાણે આપણી સાથે શા ય ખેલ ખેલાશે ? ગમે તે થાય. ‘આપણે તો આઝાદી કાજે પ્રાણ કુરબાન કરવા નીકળ્યા છીએ, જિંદગીની એથી વધુ કિંમત ક્યાં મળવાની છે ?’ આ વિચારે સૌનાં મન પ્રસન્ન હતાં.

પંડિત જગતરામને પણ પૃથ્વીસિંહ જેટલી જ સજા થઈ ચુકી હતી. ને એમને ય લાહોર આણવામાં આવ્યા. એક દિવસે એ બેઉ પાસેથી કેદીનાં કપડાં લઈ લેવામાં આવ્યાં. આટો પીસવાનું બંધ થઈ ગયું. ને ત્યારથી લાહોરના પ્રથમ કાવત્રા–કેસના કેદીઓમાં એમની ગણતરી થવા લાગી.

પૃથ્વીસિંહના વકીલ લાલા દુનીચંદે ચૌધરીજીને ખબર આપી દીધા કે, “ભાઈ, પૃથ્વીસિંહને તો લાહોર કાવત્રાકેસમાં સામેલ કરી દેવામાં આવ્યા છે.” એટલે પિતા ફરી એકવાર પુત્રને મળવા લાહોર જેલ પર આવ્યા. પૃથ્વીસિંહે તો માન્યું હતું કે, દીકરા પરના ભયંકર આક્ષેપો જોઈને કદાચ પિતાના મનને એકદમ આઘાત પહોંચશે ને માની લેશે કે ‘મારો દીકરો મરી ચૂક્યો છે.’

પણ ધૈર્યપૂર્વક દુઃખ ને વ્યથાનો બોજ વહી રહેલ પિતાને જોઈ પૃથ્વીસિંહના મનને શાતા વળી. એમણે પિતાને કહ્યું, "હું આપની કશી જ સેવા કરી શક્યો નથી, આપના આ પુત્રને ક્ષમા કરજો."

*

## અદાલતમાં કેસ

૧૮૫૭ પછી આ પહેલો જ મુકદ્દમો હતો, કે જેમાં એકી સાથે આટલા બધા માણસો ક્રાંતિના ગુનામાં સંડોવાયા હોય. જેલની એક મોટી બેરેકને વિશાળ હૉલમાં ફેરવી નાખવામાં આવી. એક બાજુ એક ઊંચા ચોતરા જેવું બનાવવામાં આવ્યું. જેના પર ખાસ અદાલતના ત્રણ જજો બિરાજવાના હતા. જમણી બાજુ સરકારી અમલદારોને બેસવાની જગા હતી. ને ડાબી બાજુ કેદીઓ માટે એક પાંજરું ખડું કરવામાં આવ્યું. ત્રણ જજોમાં બે અંગ્રેજ ને એક હિંદી (શિવનારાયણ શર્મા) હતા. આ ત્રણ જજોને મદદ કરવા માટે છૂપી પોલીસના મોટા મોટા અમલદારો, સરકારી વકીલો તથા ફોજદારી કેસોના એક પ્રસિદ્ધ બેરિસ્ટર મિ. પેટનમ્‌નું એક સારું એવું ઝૂંડ હતું.

માર્ચ મહિનાની એક સવારે તમામ કેદીઓને એમની કોટડીઓમાંથી બહાર કાઢી, એમના હાથમાં હાથકડીઓ નાખી દેવામાં આવી, ને સિપાહીઓ એમને દોરીને અદાલતના ઓરડામાં લઈ ગયા. સૌનાં મુખ પર પ્રસન્નતા છવાયેલી હતી. સૌએ એકી સાથે જીવનની આખરી ઘડી સુધી મોતનો મુકાબલો કરવાનો સંકલ્પ ઘડી રાખ્યો હતો. એમની સામે આરોપ હતો કે, "તમે ઇંગ્લેંડના રાજા ને ભારતના સમ્રાટ વિરુદ્ધ યુદ્ધ જગાવવાનું કાવત્રું કર્યું છે."

આરોપ ખોટો હતો. કારણકે એમણે છૂપાં છૂપાં કોઈ ષડયંત્ર રચ્યું નહોતું પણ ખુલંખુલ્લા જાંઘ ઠોકીને કહ્યું હતું કે, "જ્યાં અમારા સાથીઓ પર "કોમાગાતામારૂ" વાળાં વીતક વીતે છે, એવા પરદેશી શાસનને અમે કદી બરદાસ્ત કરવાના નથી."

૬૫ કેદીઓમાં ભાગ્યે જ દસબાર માણસ પૂરું અંગ્રેજી સમજી શકતા. એવા લોકોમાં હતા, બાબા સોહનસિંહ, પંડિત જગતરામ, કર્તારસિંહ, પિંગળે,

કેદારનાથ, સહગલ, ભાઈ પરમાનન્દ ને બીજા કેટલાક. એમનાં ભાગ્ય સાથે શા ખેલ ખેલાઈ રહ્યા છે, એ આ લોકો બરાબર સમજી શકતા હતા. બાકીના બીજા લોકોને તો એમાં ખાસ કંઈ રસ પણ પડતો નહિ. એ લોકો એટલા તો બેધ્યાન બની ત્યાં બેઠા રહેતા કે કદીક તો ટ્રિબ્યુનલના પ્રમુખને ઘંટડી વગાડી એમનું ધ્યાન ખેંચવું પડતું. જજ સાહેબને પણ કદીક ગુસ્સે થઈ જતા જોઈ બધા કેદીઓ ખડખડાટ હસી પડતા.

નવ સરકારી સાક્ષીઓ એમની સામે સાક્ષી આપવા ઊભા થયા હતા. એમાંનો નવમો સાક્ષી બે મહિના સુધી જેલમાં એમની સાથે રહ્યા બાદ તાજનો સાક્ષી બની ગયો હતો. આ ૬૫ માંથી પણ કેટલાક એવા માણસો હતા, જેઓ રીતસર કોઈ ક્રાંતિકારી કામમાં જોડાયેલા નહોતા, પણ જોશમાં આવીને અમુક ઘડીએ એ તરફ ખેંચાઈ ગયા હતા. કેટલાક એવા ય હતા કે જેઓ આ કામ તરફ માત્ર સહાનુભૂતિ ધરાવનારા હતા. આખા ટોળામાં માત્ર ત્રણ જ માણસો એવા હતા કે જેઓ ગદર પાર્ટીના આજન્મ સભ્યો હતા, ને પોતાની જિંદગીની એક એક ક્ષણને ક્રાંતિ માટે વાપરવાના શપથ લઈ મેદાને પડ્યા હતા. એવા ૧૫ સભ્યો હજી પોલીસના હાથમાં આવ્યા નહોતા. એ લોકો પાર્ટીના ખૂબ જવાબદાર સભ્યો હતા.

૧૯૧૪ માં હજી અસહયોગની ચળવળનો પવન શરૂ થયો નહોતો. એટલે અદાલતના કામકાજનો બહિષ્કાર કરવાનો કોઈ સવાલ ઊઠ્યો જ નહોતો. એ મુકર્દમાઓમાં જેઓ ભાગ લેતા તે એમ માનીને જ કે, 'અંગ્રેજ સરકાર આપણા પરના આક્ષેપો સાબિત કરવા અસમર્થ છે.' મૃત્યુની તો એમને પરવા હતી જ નહિ. પરવા હતી માત્ર પોતાના દેશની શાન બચાવવાની, તેઓ માનતા કે, 'જો મરવું જ છે તો પછી ક્રાંતિના ઉદ્દેશ તથા એના સંદેશને પોતાની છાતીમાં છુપાવી રાખીને શું કામ મરવું ?'

આખરે નક્કી થયું કે, આખા અપરાધની જવાબદારી ખુલ્લંખુલ્લી રીતે પાર્ટીના સાત સભ્યોએ પોતાને માથે લઈ લેવી. પૃથ્વીસિંહની ઉંમર તે વખતે માત્ર ૨૩ વર્ષની હતી. પણ એ સાતમાં એમણે પોતાનું નામ સામેલ કરાવ્યું ત્યારે જ રહ્યા. સાતમાંના એક ગણાવવું એ એમને મન એક ગૌરવની વાત હતી. એ સૌએ ત્યાં શું શું કહેવું એ પણ નક્કી કરી લેવામાં આવ્યું.

'કોમાગાતામારૂના જુલ્મોની વાત સાંભળી કેવી રીતે એમના દિલમાં આગ ભભૂકી ઊઠી, ને કેવી રીતે હિંદુસ્તાની મજદૂરોના દિલમાં ક્રાંતિકારી સંગઠન કરવાની તીવ્ર ભાવના જાગી, ને કેવી રીતે હિંદ આવી ખુલ્લંખુલ્લા ક્રાંતિ જગાવવા માટે એમણે ઝંડો ઊઠાવ્યો...' વગેરે વગેરે બયાનદ્વારા કહેવાનું નક્કી થયું. તેઓ જાણતા હતા કે આ બયાન જેલની દીવાલો બહાર જવા નહિ પામે. પણ તેમ છતાં એક વાર સત્તાના મદમાં ચૂર બનેલી સરકાર તેઓ પોતાના દિલની વાત સાફ સાફ શબ્દોમાં સંભળાવી દેવા ઇચ્છતા હતા.

સરકારી વકીલ પસાર કરે એ જ વાતો બહાર જઈ શકતી, અખબારોમાં છપાઈ શકતી, આરોપીઓના વકીલોને અહીંની એક પણ વાત બહાર પ્રકટ કરવાની સખત મનાઈ હતી. આરોપીઓનાં સગાંવહાલાંને તો આ અદાલતમાં પ્રવેશમાર્ગ જ મળી શકે એમ નહોતો. આરોપીઓએ લખીને પોતાનાં નિવેદનો અદાલત સમક્ષ પેશ કર્યાં, એમાંનો એક અક્ષર સુદ્ધાં બહાર અખબારોને કાને પહોંચી શકયો નહિ.

તમામ આરોપીઓ એક અજબ પ્રકારના આનંદમાં મસ્ત હતા. દિલમાં ભયનો તો કયાં ય થડકો સુદ્ધાં નહોતો. પૃથ્વીસિંહ હળવું ફૂલ સમું હૃદય લઈ, સૌની સાથે આનંદપ્રમોદ કર્યા કરતા, ને સરકારના ચાડિયાઓને ચીઢવતા.

એક દિવસ અદાલતમાં પોતાનું બયાન સંભળાવતાં એમણે કહ્યું કે, "એક દિવસ પંડિત જગતરામ મને લાહોરની સડક પર મળી ગયા, ને અમે બેઉ ભેગા મળીને ખૂબ હસ્યા...ખૂબ હસ્યા..." કહેતાં કહેતાં એમનું હસવું ક્યાંય માતું નહોતું. પંડિત જગતરામ પણ એમાં સામેલ થઈ ગયા... પછી તો પૂછવું જ શું?

એમની આ ઉદ્ધતાઈ જોઈ જજથી રહેવાયું નહિ. ગુસ્સામાં આવી આંખો રાતીચોળ કરી એ ત્રાડ પાડી ઊઠ્યો, "પણ તમે આમ હસવા કેમ માંડ્યું છે?"

હસવું સહેજ ખાળી, જજ સામે જોઈ પૃથ્વીસિંહે એનો જવાબ આપવા માંડ્યો, "અમેરિકામાં હતા ત્યારે અમારા સાથીઓ અમને ખૂબ સમજાવ્યા કરતા. કહેતાઃ જો જો, હિંદ જાઓ છો, પણ જરા વધુ સાવધાન થઈને રહેજો. નહિ તો ત્યાંની છૂપી પોલીસ બહુ ચાલાક છે. તમારા મોં સામે નજર કરતાં જ એ તમારા મનની બધી વાતો પામી જશે." આટલું કહી

ફરીથી જગતરામ ભણી જોઈ એમણે કહ્યું, "પંડિતજી, જુઓ તો ખરા એમની ચાલાકીનો નમૂનો! બિચારા અભણ ને ભોળાભાળા ખેડૂતોને પકડી એમણે જેલમાં બેસાડી દીધા, ને આપણા જેવા લોકો બહાર રહી મોજથી કામ કરતા રહ્યા!"

આમ તો કેટલીય વાર જેલવાસી ક્રાંતિકારીઓનું આ ઝિંદાદિલ જૂથ દિલ ખોલીને હસી લેતું, તાળીઓના ગડગડાટથી સરકારી ન્યાયના નાટકનો તખ્તો ગાજી ઊઠતો, ને નાટકનો સૂત્રધાર પોતાનું અપમાન થયું સમજી ઘંટડી પર જોરથી હથેળી પછાડવા લાગતો...

પૃથ્વીસિંહ ને જગતરામ પહેલેથી અમેરિકાના ગદર આશ્રમમાં કામ કરતા આવ્યા હતા. હિંદુસ્તાન આવ્યા પછી ય તેઓ સતત કામમાં ડૂબેલા રહ્યા હતા. ભારે ખર્ચો વેઠી, સરકારે પોષેલા જાસૂસીખાતાને એમની ગંધ સુદ્ધાં આવી નહિ. અમ્બાલામાં પૃથ્વીસિંહ ને પેશાવરમાં જગતરામ કામ કર્યે જ જતા હતા. પણ એમના સંપર્કમાં આવનારા લોકોમાંથી જ એમને દગો દેનારા નીકળી પડ્યા. નહિ તો જાસુસીખાતાને પોતાનું મોં છુપાવવાનો વખત આવ્યો હોત. કારણ આજ સુધી એણે માત્ર સાદાસીધા લોકોને જ હાથકડી પહેરાવી, એમના પર "ખતરનાક ક્રાંતિકારીઓ"ની છાપ મારી જેલમાં બેસાડી દેવાનું કામ કર્યું હતું!

એક દિવસ છૂપી પોલીસખાતાના ઇન્સ્પેક્ટર જનરલ પૃથ્વીસિંહ પાસે આવ્યા ને કહેવા લાગ્યા, "ખૂબ કરી, એક જ રાતમાં તમે આવડા મોટા ક્રાંતિકારી ક્યાંથી બની બેઠા, ભલા! અમ્બાલા જેલમાં હતા, ત્યારે તો તમે એમ કહેતા હતા કે આ બધી વાતોમાં હું કશું જ સમજતો નથી?"

એમણે જવાબ આપ્યો, "હા જરૂર, ત્યાં પણ હું આ બધું કહેત. પણ તે વખતે તો તમે પ્રલોભનો આપીને, ડરાવી ધમકાવીને મારી પાસેથી બધી વાતો કઢાવી લેવા માગતા હતા...એમ તો હું કેમ કહું? અહીં તો હવે દિલ ખોલીને બધું કહી નાખવાની ખરી તક છે. મારા દેશભાઈઓ જાણે તો ખરા કે, દેશની આઝાદી અમને અમારા પ્રાણોથી પણ પ્રિય છે, ને એને જ ખાતર અમે અમારા પ્રાણ ન્યોછાવર કરવા તત્પર થયા છીએ."

*

## ફાંસીની સજા

**આ**રોપીઓમાં બિશનસિંહ પહેલવાન જેવા લોકો પણ હતા કે, જેમના તોતિંગ ને બળવાન શરીર તરફ જોતાંવેંત વિરોધીઓ કંપી ઊઠતા. એમના પર લૂંટ ને ખૂનનો આરોપ હતો. એ પૃથ્વીસિંહ જેટલા ખતરનાક નહોતા, જેલના તમામ નિયમોનું તેઓ પૂરેપૂરું પાલન કરતા, ચક્કી પીસવાનું ને બીજાં જે કાંઈ કામ સોંપાય તે બધાં પાર ઉતારતા. કદી કશું તોફાન કે ઝગડો એ કરતા નહિ. ને તો ય એ 'ખતરનાક' ગણાતા! રોજ રાતે એમને એક કોટડીમાંથી બીજી કોટડીમાં પૂરવામાં આવતા. રોજ બદલી! રોજ એમની બેડીઓની સાંકળના અંકોડે અંકોડાની તપાસ કરવામાં આવતી. એમને ઓળખાવવા માટે એમની કોટડી આગળ સફેદ રંગથી રંગેલું એક હાંલ્લું મૂકી રાખવામાં આવતું. બબ્બે કલાકને અંતરે સિપાહી આવી એમને એક ઊઠબેસ કરાવી જતો ને પછી જોરથી બૂમ પાડી ખબર આપતો; "બધું બરાબર છે."

ગિરફતારી થઈ તે વખતે પૃથ્વીસિંહનું વજન ૧૬૦ પાઉંડ હતું. જેલની કપરી જિંદગી ને યાતનાઓમાં તવાઈને એ હવે ૧૩૦ થઈ ગયું હતું. પણ લાહોર જેલમાં પોતાના સાથીઓ મળી જતાં એમનું વજન વધવા લાગ્યું. એક જ મહિનામાં તે ૧૪૫ પાઉંડ થઈ ગયું. ફાંસીની સજા સાંભળતાં સાંભળતાં તો તેઓ ૧૫૦ સુધી પહોંચી ગયેલા.

આમ કેટલા ય મહિનાઓ સુધી સાક્ષીઓની જુબાનીઓ લેવાતી રહી, તપાસ ને ઊલટ તપાસો થતી રહી. ૬૫, ૬૫ માણસોનો મુકદ્દમો ચલાવવો એ જજને માટે કોઈ ખેલ નહોતો. સામસામા વકીલો એમની જીભનો રસ ઉતારી ઉતારીને થાકયા. સવાલજવાબનો જગન પૂરો થયો. એટલે જજ સાહેબે બધો મસાલો લઈ, પોતાનો આખરી ફેંસલો ઘડી કાઢવા કોઈ ઠંડા પહાડનો રસ્તો લીધો.

જીવન ને મૃત્યુ વચ્ચે ઝોલાં ખાતા આરોપીઓને બે મહિના સુધી પાછા જુદી જુદી કોટડીઓમાં પૂરી દેવામાં આવ્યા. જુલાઈ ઓગસ્ટ મહીનાની લાહોરની ગરમી હતી; કોટડીમાં હવાનું એકાદ ઝોકું સરખું કદી ભૂલેચૂકે ય આવી પડે તેમ નહોતું. અદાલતના આ રજાના દિવસો કેદીઓને માટે સળગતા નરકની યાતનાના દિવસો હતા.

એમને માટે આખરી ફેંસલો ફાંસીનો યા જનમટીપનો જ હોઈ શકે. એ સિવાય બીજી કશી શક્યતા કલ્પી શકાય એમ નહોતી. ફાંસીની આશા રાખી બેઠા હતા તેઓ સૌથી વધુ ખુશ હતા. ફાંસીની સૂચિમાંથી પોતાનું નામ બાતલ હોય એમ માનવાને પૃથ્વીસિંહની પાસે કોઈ કારણ નહોતું. કારણ કે પંડિત જગતરામ ને કર્તારસિંહથી તો તેઓ કોઈ પણ સંજોગોમાં છૂટા પડવા માગતા નહોતા. કર્તારસિંહની ઉંમર પણ પૃથ્વીસિંહ જેવડી જ હતી. પૃથ્વીસિંહને મન એ એક આદર્શ પુરુષ હતા. હિંમત તો એ નવજુવાનમાં ઠાંસી ઠાંસીને ભરી હતી.

સાતે જણા શપથ લઈને પોતાનાં બયાન રજૂ કરી રહ્યા હતા. ક્રાંતિકારીઓને એક વખત પૈસાની બહુ તંગી પડેલી. પાર્ટીની નીતિ વિરુદ્ધ જઈને કેટલાક લોકોએ એને માટે ક્યાંક ધાડ પાડવી પડેલી. એમાં એક ખૂન પણ થઈ ગયેલું. મોતના મોં સામે પોતાની વેધક આંખો માંડીને કર્તારસિંહે એ અપરાધ પોતાને માથે લઈ લીધો હતો. કર્તારસિંહે કહ્યું કે, એ ધાડનો હું નેતા હતો, એ ખૂનનો જવાબદાર પણ હું જ છું. મારા એક નિર્દોષ દેશવાસીનું મેં ખૂન કર્યું છે, ને એ માટેની સજામાંથી હું છટકવા માગતો નથી." જજ તો કર્તારસિંહના મોં સામે તાકી જ રહ્યો! આ જુવાનની હિંમત ને સચ્ચાઈએ એને આંજી દીધો. જજે આડકતરી રીતે સૂચન કર્યું કે, આવું બયાન આપવાની કોઈ જરૂર નથી, બીજું ગમે તે કહો. પણ કર્તારસિંહે તો વળી પાછી એની એ જ વાતને દોહરાવી આપી. ક્ષુબ્ધ દિલે ને કંપતે હાથે જજોને એ જ બયાન લખી લેવાની ફરજ પડી.

૧૯૧૫ ની સાલ ના સપ્ટેમ્બરની ૧૫ મી તારીખનો સૂરજ ઊગ્યો, લાહોર જેલની ૬૫ કોટડીઓમાંથી પાંસઠે પાંસઠ કેદીઓને બહાર કાઢી, અદાલતને આંગણે દોરી જવામાં આવ્યા. અદાલતે એકી અવાજે ફેંસલો સંભળાવ્યો: પૃથ્વીસિંહ ને એમના ૨૪ સાથીઓને ફાંસીની સજા: ૨૫ ને જન્મટીપ ને બાકીના લોકોને જુદી જુદી અવધિના કારાવાસની સજા. માત્ર પાંચ જણ એ આરોપમાંથી બચી ગયા. એમને છોડી મૂક્યા, ને જેલનો દરવાજો ઓળંગવા જાય ત્યાં બીજા કોઈ આરોપ હેઠળ એમને પાછા પકડી લઈ જેલમાં બેસાડી દીધા! ફાંસીની સજા પામેલાઓને ઘેર તો

જાણે ઉત્સવ ન આવ્યો હોય! તેઓ ખૂબ આનંદમાં આવી ગયા હતા. પંડિત જગતરામે એ ક્ષણોને અમર કરી નાખતું એક કાવ્ય લખી નાખ્યું...!

૧૯૧૫નું પંજાબ એટલે ડાયરશાહી હેઠળ પિસાઈ રહેલું પંજાબ. કોઈની દેન નહોતી કે આ સજાઓ વિરુદ્ધ એક અક્ષર પણ બોલી કે લખી શકે. પાછળથી ખબર પડી કે, સરદાર સુંદરસિંહ મજીઠિયાએ શીખોની એક સભા ભરી સરકારને અપીલ કરી હતી કે, "એ દુષ્ટોને તો ક્ષણનો ય વિલંબ કર્યા વિના ફાંસીએ ચડાવી દેવા જોઈએ. કારણ એ લોકોએ આખી શીખજાતિનું નામ બોળ્યું છે."

આ જાતની અનેક અફવાઓ ઊડી હતી. પણ એમાં સાચું કેટલું ને જૂઠું કેટલું, એ કહેવું મુશ્કેલ હતું. જે ૨૫ માણસોને ફાંસીની સજા થઈ હતી, એમાં માત્ર ત્રણ જ માણસો એવા હતા કે, જે એ ખૂનના અપરાધમાં સંડોવાયેલા હતા. ૧૫ જણને તો જહાજ પરથી ઊતરતાં જ સીધા પકડી લઈ સરકારે અહીં જેલમાં પૂરી દીધા હતા.

*

## : ૭ :

## કાળાંપાણી

ટ્રિબ્યુનલના ફેંસલા પછી ક્યાં ય અપીલ ન થાય. બીજે જ દિવસે બધાને ફાંસી દઈ દેવાની હતી. મોડું કરવાને કોઈ કારણ પણ નહોતું. જેલની હવામાંથી ખબર પડી કે, રોજ પાંચ પાંચ જણને ફાંસીએ લટકાવવામાં આવશે. પૃથ્વીસિંહની પડોશની પાંચ ખોલીમાં એમના સાથીઓ ગંભીર બની ચર્ચા કરી રહ્યા હતા કે એવા ભાગ્યશાળી કોણ છે, જે ફાંસીના તખ્તા પર પહેલા પગ મૂકી શકશે? સૌ પોતપોતાના પક્ષને મજબૂત કરવા માટેનાં કારણો આપી રહ્યા હતા! પણ મૃત્યુનો નેતા કોણ બનશે એ નક્કી કરવું એમના હાથમાં નહોતું.

સવારે ચાર વાગે દરેક ખોલી પાસે પાણીની એક એક બાલદી ભરીને મુકાઈ ગઈ હતી. એનો અર્થ એ કે, "તૈયાર થઈ જાઓ." બાકોરામાં થઈ ને બહાર હાથ નાખી, સૌએ લોટે લોટે પાણી લઈ સ્નાન કર્યું. પછી વધેલા પાણી વડે ખોલીની છો ધોઈ સાફ કરી નાખી, ને આખરી પૂજા–પ્રાર્થનામાં ચિત્ત લગાવી બેસી ગયા. પૂજા–પ્રાર્થના પૂરી થઈ. સૌ મૃત્યુના દૂતની રાહ જોવા લાગ્યા. રાહ તે કેટલી જોવાની હોય! એમ ને એમ એક કલાક વીતી ગયો. પણ લાહોર જેલના આ ઊંચા કોટડામાં હજી કશી હિલચાલ દેખાઈ નહિ! કેસરિયાં કરવા નીકળી પડેલ હિંદમાતાના આ દુલારા સપૂતોની છાતી જોઈને યમરાજ પણ ડઘાઈ ગયા કે શું? કે પછી સરકારે જ કંઈક કારણસર ફાંસી દેવાનો વિચાર માંડી વાળ્યો? સૌનાં મનડાં વિચારે છે, "કાં તો પચીસેયને લાહોરના એક વિશાળ ચૌટામાં લઈ જઈ એકસામટા દોરડે લટકાવશે!" જેલના ચોગાનના સંધ્યાનમાં સિંદૂરિયા ઓળા ઊતરી આવ્યા ત્યાં સુધી રાહ જોવાઈ રહી હતી, પણ કશા જ ખબર આવ્યા નહિ!

બીજા દિવસની સવારે જેલનો અંગ્રેજ સુપ્રિન્ટેન્ડન્ટ ફાંસીની સજાવાળાઓ પાસે આવ્યો, કેદીઓને થયું કે, ફાંસીનો સમય કહેવા આવ્યો હશે. પણ એમના આશ્ચર્ય વચ્ચે એમણે સાંભળ્યું કે, "વાઈસરૉય પાસે ક્ષમા–યાચના કરવાની તમને રજા આપવામાં આવી છે." ક્ષમા–પ્રાર્થના ને પ્રાણની ભીખ! પોતાના ક્રાંતિકારી જીવનની સોનેરી સંધ્યાને ટાણે શહીદોને આ સરપાવ! પૃથ્વીસિંહ ને એમના સાથીઓએ એ પ્રસ્તાવને ઠોકરે માર્યો.

સુપ્રિન્ટેન્ડન્ટે બહુ બહુ સમજાવવા માંડ્યા, પણ કોઈ એને માટે તૈયાર ન થયું. જેની સામે લડવું એની જ પાસે ક્ષમા માંગવી! એમને સમજાવવામાં બધી રીતે નિષ્ફળતા મળતાં અપરાધીઓના વકીલોને જ એમના વતી ક્ષમા–પ્રાર્થના માટેની અરજી લખવાનું કહેવામાં આવ્યું.

એવે વખતે બહારથી ઉડતા ખબર આવ્યા કે, ક્રાંતિકારીઓ જેલ પર હુમલો કરી, બધાને છોડાવી જવા માટે જબરજસ્ત તૈયારીઓ કરી રહ્યા છે. આખરે બધાએ અરજીઓ પર સહી કરવાનું કબૂલ્યું. કર્તારસિંહે સહી કરી કે નહિ તે ખબર નથી. એક બીજાને મળી ને સલાહ લેવાની તક તો હતી નહિ.

પૃથ્વીસિંહે કહ્યું, "એક શરતે હું મારી સહી કરું" ને તે એ કે મારી અરજી મને જ લખવા દેવી. એમાં એક કાનામાત્રનો ય ફેરફાર ન કરવા દઉં." ને એમણે અરજી લખી:

"મેં જે કંઈ કર્યું છે, તે બધું સમજી-વિચારીને બુદ્ધિપૂર્વક જ કર્યું છે. હું તો માનું છું કે, જે કંઈ કર્યું છે તેમાં મેં એક સભ્ય સમાજ સામે એવો કોઈ અપરાધ કર્યો નથી, કે જેને માટે મને ફાંસી આપવી પડે. મારા દેશની આઝાદીને હું ચાહું છું, ને એને પરદેશીઓની ગુલામીમાંથી મુક્ત કરવા માગું છું. પોતાના દેશ પર પ્રેમ રાખવો એ જ એવો મોટો ગુનો બની જતો હોય કે એને માટે માણસને ફાંસીએ ચઢાવવો પડે, તો મારી તમને એ જ પ્રાર્થના છે કે, એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના મને ફાંસીએ ચઢાવી દેવાની તમારે આજ્ઞા આપી દેવી જોઇએ......"

સુપ્રિન્ટેન્ડન્ટે અપીલ જોઈ કે તરત આવ્યો દોડતો પૃથ્વીસિંહ પાસે. "અરે ભલા માણસ, આ તે અપીલ છે? આને તમે અપીલ કહો છો!"

પૃથ્વીસિંહે નમ્રતાપૂર્વક સ્મિત કરતાં જવાબ આપ્યો. "હા, સાહેબ! જે છે તે આ જ છે. એના જ પર હું મારી સહી કરી મોકલી શકું તેમ છું. બીજા કોઈ લખાણ પર નહિ."

સુપ્રિન્ટેન્ડન્ટ બહુ નરમ દિલનો માણસ હતો. યૌવનના પરોઢમાં પગ મૂકતા નવજુવાનને ફાંસીને માંચડે ચઢી, પ્રાણ ગુમાવતો જોઈ એનું હૃદય દ્રવી ગયું હતું, નિરાશ બની મૂંગેમૂંગો એ પાછો ફર્યો; ખબર નથી એ અરજી એણે વાઈસરૉય પર મોકલી કે નહિ.

આજકાલ કરતાં અઠવાડિયું પૂરું થવા આવ્યું. પણ કશા જ ખબર નથી. મોત માથે લઇ ફરનારાઓને માટે તો દિવસ બેવડો ને રાત ચોગુણી બની ગઇ હતી. દિવસની પળેપળ જાણે લંગડાતી ચાલે ચાલતી, માંડમાંડ સમયનો પંથ કાપી રહી છે! ભવિષ્યને માટે વિચાર કરવાનો અવકાશ તો એમની સામે હતો જ નહિ. સૌ પોતપોતાની જિંદગીનો હિસાબ-કિતાબ પતાવી નાખી વહી-ચોપડા બંધ કરી બેઠા હતા. જનમ-મરણના ફેરામાં સૌ માનનારા હતા. સૌ કોઇએ વિચારી રાખ્યું હતું, "આવતા ભવમાં ય આ જ ધરિત્રીને ખોળે

જનમ લેશું, એના ઉદ્ધાર કાજે જ જીવન ધરીશું." મૃત્યુટાણે આ જ હતો એમનો અંતિમ સંકલ્પ.

*

૧૯૧૫ના મેની ૨૧ મીએ પાછો સુપ્રિન્ટેન્ડન્ટ એમની ખોલીઓનાં દ્વાર ખખડાવતો આવ્યો. એના હાથમાં કાગળનો એક ટુકડો છે. એક એક કરી તમામનાં નામ પોકારાયાં; વારાફરતી સૌને ખોલીની બહાર કાઢવામાં આવ્યા. ખટ્ ખટ્...બેડીઓ કાપી નાખવામાં આવી. તમામને દોરીને બીજા વોર્ડમાં લઈ જવામાં આવ્યા. મોતની સજામાંથી મુક્તિ પામવા બદલ પૃથ્વીસિંહ તથા એમના સાથીઓને સુપ્રિન્ટેન્ડન્ટે અભિનંદન આપ્યાં. પણ એમના જૂના વોર્ડમાં પાછળ કોણ કોણ રહી ગયું, એ વાતની એમને ખબર પડી શકી નહિ. જીવવા માટે હવે એમને નવી કોટડીઓમાં પૂરવામાં આવ્યા.

રહેતાં રહેતાં એમને ખબર પડી કે, અઢાર જ માણસોને મોતની સજામાંથી મુક્ત કરવામાં આવ્યા છે ને એમના સાત સાથીઓ તો પાછળ જ રહી ગયા છે, ત્યારે એમનો જીવી ગયાનો બધો રસ ધૂળ થઈ ગયો. બધો જ આનંદ ઊડી ગયો. દિલ જોરથી ફટકવા લાગ્યું, એક એક કરતાં પાછળ રહેનારાઓનાં નામ જાણવા મળ્યાં :

> કર્તારસિંહ સરાભા ઉંમર ૨૦ વર્ષ; વી. જી. પિંગલે; જગતસિંહ સુરસિંહ; હરનામસિંહ; સિયાલકોટ; સરૈણસિંહ અમૃતસર; બખસીસસિંહ, પંડિત કાશીરામ.

કર્તારસિંહ પૃથ્વીસિંહના સમોવડિયા દોસ્ત હતા. ગદર આશ્રમમાં બેઉ જણ કેટલોક વખત સાથે રહેલા. સાથે કામ કરેલું. કર્તારસિંહને શહાદતના કસૂંબલ જામ આમ એકલા એકલા પીતા જોઈ, પૃથ્વીસિંહને ઈર્ષ્યા આવવા લાગી. પિંગલે એક સુંદર મહારાષ્ટ્રી તરુણ, કુશાગ્ર બુદ્ધિનો તેજસ્વી ને સ્ફટિક જેવા નિર્મળ દિલનો આદમી હતો. આ લોકો ફાંસી પર ચઢી જશે, એ સાંભળી જેલ પર શોકનું વાદળ ઘેરાઈ ગયું હતું. કર્તારસિંહે તો જેલ આખીના સામાન્ય કેદીઓ પર કામણ કર્યું હતું.

પંડિત જગતરામે ભવ્ય શહાદતના એ પ્રસંગને અમર કરતું એક કાવ્ય પણ લખ્યું છે.

સાત બત્રિસલક્ષણાની શહિદી સાથે નોકરશાહી ન્યાયનું પહેલું નાટક ખતમ થયું.

*

## આંદામાનને પંથે

કેટલાક દિવસ પછી ફરી પાછી પૃથ્વીસિંહ તથા તેમના સાથીઓને પગે ભારે ભારે બેડીઓ જડી દેવામાં આવી. એક એક હાથકડીમાં બે બે જણને સાથે મઢી લઈ, બધાને ૧૪ નંબરના વોર્ડમાં લઈ જવામાં આવ્યા. સૂર્યાસ્ત પછી એમને બધાને એક લશ્કરી લોરીમાં પૂરી, મુગલપુરા સ્ટેશને લઈ જવામાં આવ્યા. ત્યાં એક અલગ ડબ્બો એમને માટે તૈયાર રાખવામાં આવ્યો હતો. અંગ્રેજ સૈનિકોના ચાંપતા જાપ્તા હેઠળ એમને એમાં બેસાડી એ ડબ્બો મેલગાડી સાથે જોડી દેવામાં આવ્યો ને કોઈ અજ્ઞાત દિશા તરફ એમણે પ્રયાણ કર્યું. પુરા ૬૦ કલાક એમને ગાડીમાં બેઠે બેઠે જ કાઢી નાખવા પડ્યા. સંડાસમાં જાય તો પણ હાથમાંની હાથકડી તો એમ જ રહેતી. ફાંસી તથા મોતના મોં પર થપ્પડ મારનાર અઢારે જણા નિર્ભય મને ક્રાંતિનાં ગીતો લલકારતા લલકારતા કોક અજાણ્યા પ્રદેશ ભણી પંથ કાપી રહ્યા હતા. સ્ટેશન પર ગાડી ઊભી રહી જતી, ત્યારે કુતૂહલવશ બની લોકો એમના ડબ્બા આગળ ભેગા થઈ જતા. બંદૂકધારી પોલીસ જરા ઓર સાવધાન બની આંટા મારવા લાગતી. બંદૂકોવાળા પહેરેગીરોને જોઈ ડબ્બા પાસે આવવાની તો કોઈની હિંમત થતી નહિ, પણ દૂર ઊભા ઊભા લોકો આ તરફ તાકી રહેતા.

સાંજ પડ્યે ગાડી હાવરા સ્ટેશને પહોંચી. પોલીસના કડક બંદોબસ્ત હેઠળ ઘોડાગાડીઓમાં બેસાડી એમને અલિપુર સેન્ટ્રલ જેલમાં લઈ જઈ અલગ અલગ કોટડીમાં પૂરી દીધા. બીજે દિવસે સુપ્રિન્ટેન્ડન્ટ આવવાનો હશે. કેદી–જમાદાર ને એક સિપાહીએ આવીને એમને શીખવાડવા માંડ્યું, 'સુપ્રિન્ટેન્ડન્ટ આવશે ત્યારે જમાદાર " સરકાર સલામ " બોલશે, તે વખતે દરેક કેદીએ બંને હથેળીઓ ખભે લગાડી, મોંમાંથી જીભ બહાર કાઢી ઊભા રહેવું પડશે.' ત્યાર પછી જેલનો મોટો જમાદાર આવીને ઘણું ઘણું શીખવાડી, સમજાવી ગયો.

"સરકાર" નો સાદ સંભળાયો, વૉર્ડરે પૃથ્વીસિંહને ઊભા કરી દીધા. સિપાહીએ આવીને જોયું તો કેદી ઉદ્દંડની જેમ ઉભો છે, સલાહસૂચના મુજબ એ વર્ત્યો નથી! એના ગુસ્સાનો પાર રહ્યો નહિ. બરાડા પાડતાં એણે કહ્યું, "અરે આમ નહિ આમ" બોલી એણે પોતે જ કેમ ઊભા રહેવું એનો અભિનય કરી બતાવ્યો.

પણ કેદી પર એ વાતની કંઈ અસર જ પડતી નથી! મોટો જમાદાર ચુપચાપ બધો તાલ જોઈ રહ્યો હતો, એનો મિજાજ ગયો. દાંત પીસી એણે કહ્યું, "હૂઉંઉંઉં! તું જાણતો નથી, તે આમ ઊભો છે?"

પૃથ્વીસિંહથી એની આ ગરમી જોઈ હસ્યા વિના રહેવાયું નહિ. એ હોઠમાં જ બબડ્યા: "શાંતમ્ પાપમ્, શાંતમ્ પાપમ્!"

જેલ સુપ્રિન્ટેન્ડન્ટ આવી પહોંચ્યો. પૃથ્વીસિંહ તીણી વેધક દૃષ્ટિથી એના મોં સામે જોઈ રહ્યા. સુપ્રિન્ટેન્ડન્ટે પણ એમના સામું જોયું ને દૃષ્ટિ પાછી વાળી લઈ, કશું બોલ્યા વિના ચુપચાપ ત્યાંથી આગળ ચાલ્યો ગયો.

પાછળથી પૃથ્વીસિંહને ખબર પડી કે, એમના બધા સાથીઓએ પણ આમ જ કર્યું હતું. ખેર, એ દિવસે તો જેલના નિયમોનું અપમાન એ લોકો ગળી ગયા. પણ બીજે દિવસે 'ચાબુકના ફટકા' ની ધમકી આપવામાં આવી. પણ કેદીઓ કહે, તમે અપમાન ગળો કે ન ગળો, અમે તો એમ ઊભા રહીને અમારી જાતનું અપમાન કરવા હરગીઝ તૈયાર નથી. જેલવાળા ય અધીરા બની ગયા હતા કે, 'ક્યારે આ બલા આપણે ગળેથી ટળે' પણ એ 'બલા'ને આંદામાન લઈ જનાર 'મહારાજા' નામના જહાજને આવતાં હજી વાર લાગે તેમ હતું.

આખરે જહાજ આવ્યું, ને અઢારે અઢારને એમાં ચઢાવી દેવામાં આવ્યા. અહીં પણ ભંડકિયાની કોટડીઓ એમને પોતાનામાં સમાવી લેવા મોં ફાડી ઊભી જ હતી. નાની નાની ગોળ બાકોરા જેવી બારીઓમાંથી વેગળા ને વેગળા જતા કલકત્તાના કિનારાને તેઓ આંખો માંડી જોઈ રહ્યા. કોણ જાણે કેમ મન ઉદાસીનતાનાં વાદળાંથી છવાઈ ગયું...સૌના મનમાં એક જ વિચારે વ્યથાનું તોફાન જગાવી મૂક્યું, 'જીવતે જીવ હવે ફરી આ માતૃભૂમિનાં દર્શન કરવા પામીશું કે નહિ? ભગવાન જાણે...'

ભવિષ્યનો વિચાર કરવા લાગ્યા. પણ ફાંસી કરતાં આ જીવન ઘણું કપરું હતું. ફાંસી એટલે તો થોડી જ ક્ષણોની વાત. પણ આ તો થોડાં નહિ ને વધારે નહિ—નકરાં ૨૦ વર્ષ ! જિંદગીનાં ૨૦ વર્ષ આંદામાનનાં કાળાંપાણીમાં કાપવાનાં હતાં ! કેમ કપાશે ?

જહાજમાં કેટલાક સામાન્ય કેદીઓ પણ હતા. એમાંના કેટલાક તો એકાદ વાર આંદામાન જોઈ ચૂકેલા હતા. એમણે ત્યાંની ભયંકર યાતનાની કહાણીઓ સુણાવવા માંડી. એમની વાત સાંભળતાં લાગતું હતું કે, આંદામાન આ ધરતીનું નરક હશે. પણ અઢાર જણાનું આ જૂથ તો એક આદર્શ, ને એક ધ્યેયે બંધાયેલ હતું. એમને વિશ્વાસ હતો કે, ગમે તે આવે, ધ્યેયને ખાતર બધું વેઠી લેવાશે, આંદામાન નરક હશે, તો એ નરકને પણ એમ મૂંગે મોઢે તો સહી લેવાના નથી જ.

ચોથે દિવસે પોર્ટબ્લેરનો સુંદર હરિયાળો તટ આંખો સામે દેખાવા લાગ્યો. જહાજ બંદરને ધક્કે આવી ખડું રહ્યું. અઢારેયને ઉતારી જેલના ફાટક પર લઈ ગયા. એમને ફાટકની અંદર પગ મૂકતા જોયા કે, અત્યાર સુધી એમની રાહ જોઈ બેઠેલ જેલર બારી હસતો હતો જોરથી બરાડી ઉઠ્યો, " રાજ લેનેવાલા લોગ ! રાજ મંગતા રાજ ? રાજ નેઈ કાલૂ ડેગા. "

પૃથ્વીસિંહ ને એમના સાથીઓને જેલરનો આ વિચિત્ર સ્વાગત વિધિ જોઈ જરા ય તાજુબી થઈ નહિ. કારણ એ વિષે એમણે જહાજમાં જ ઘણું ઘણું સાંભળી લીધું હતું. એટલે અઢારનું એ જૂથ પણ એની સામે ખડખડાટ કરતું જોરથી હસી પડ્યું.

બારીનું મોં ગુસ્સાથી લાલ થઈ ગયું. આંદામાન ટાપુનો એ સુલતાન ગણાતો. આખો ટાપુ એના ભયથી થરથર કાંપતો. એની સામે આ નવા આવનાર કેદીઓ ઉચ્છૃંખલતા બતાવે ! જેલમાં સાત બ્લોક અને સાતસો ચાળીસ કોટડીઓ હતી. અઢારે જણાને એણે બબ્બે ત્રણ ત્રણની ટોળીમાં વહેંચી નાખ્યા. જૂનાં કપડાં ઉતારી એમને નવા પોશાક પહેરાવવામાં આવ્યા. પણ પગમાં પહેરવા જૂતાં કે ચંપલ કંઈ આપ્યાં નહિ. ઉઘાડે પગે ચાલવાની કદી આદત નહોતી, એટલે આંગણામાં પાથરેલ મરડિયાની કાંકરીઓ પગમાં ખૂંચી જતી.

પૃથ્વીસિંહને બે નંબરના બ્લોકમાં રાખવામાં આવ્યા. ત્યાં પહોંચ્યા ત્યારે સાંજના વાળુનો સમય થઈ ગયો હતો. લગભગ ૧૦૦ જેટલા કેદીઓ બે પંક્તિમાં વહેંચાઇને બેસી ગયા હતા. એક પંક્તિમાં હતા હિંદુ ને બીજીમાં મુસલમાન. ભોજન પીરસવાવાળા હતા બ્રહ્મી...વીજળીની ઝડપે એ આ બેઉ પંક્તિઓમાં ફરી વળતા. ભાત, બે રોટલી, ભાજી, ને દાળ...એક એક ભાણામાં ફેંકતા જતા. જો સામેનો માણસ સાવધ ન રહે તો ખાવાનું ભાણામાં નહિ પણ જમીન પર જ પડે. પછી એને જોઇએ તો જમીન પરથી ભેગું કરીને ખાઈ જાય, કાં ભૂખ્યો રહે.

પૃથ્વીસિંહને જમવાનું શરૂ કર્યે ચાર જ મિનિટ થઈ હશે, ત્યાં ઊભા થઈ જવાનો હુકમ થયો. ઉતાવળે ખાવાની એમને આદત નહોતી. પંજાબની જેલોમાં ખાવાનું પોતાની ઓરડીમાં જ આપી જતા, એટલે માણસ નિરાંતે બેસીને જમી શકતો. ખેર, તે દિવસ તો એમને ભૂખ્યા જ ઊઠવું પડ્યું. પાસેનાં બે વાસણમાંથી એકમાં પાણી ભરી પોતાની કોટડીમાં લઈ જવાનો હુકમ થયો, ને બીજું વાસણ ત્યાં જ બારણા બહાર મુકાવી દીધું. કડક ને રૂવાબ-ભર્યા અવાજે હુકમ આપ્યો, " જોડી જોડી બેઠ જાઓ." બોલવાની ચાલવાની સખત મનાઈ હતી. અહીં રાજકીય કેદીઓને પણ બીજા સામાન્ય કેદીઓ સાથે જ બેસાડતા. એટલામાં વળી હુકમ આવ્યો, " કપડા નિકાલો."

કેદીઓ પાસે બબ્બે જ કપડાં હતાં. એક અરધી બાંયનું કુરતું ને એક જાંઘિયો. કેદી વોર્ડરોએ બધાં કપડાં ફંફોસી ફંફોસીને જોઈ નાખ્યાં. પછી હુકમ આપ્યો, " કપડા ઉઠાઓ, બેઠ જાઓ."

પૃથ્વીસિંહની કોટડી મેડા પર હતી. વધુ ખતરનાક કેદીઓને આવી કોટડીમાં પૂરતા. પણ એમને તો એ ઓરડી ખૂબ ગમી ગઈ. કારણ અહીં બારણાની ફાટમાંથી દૂર દૂરના હરિયાળા પહાડો સુધી નજર દોડાવી શકાતી. નીલ આસમાનનો કેટલોક ભાગ ને ટમકતા તારા ય એ બારણાંની ફાટોમાંથી એમની કોટડીમાં ડોકિયું કરી લેતા. એમને એક કામળો આપવામાં આવ્યો હતો. મન ચાહે બિછાવો, મન ચાહે ઓઢી લો. ટટ્ટી–પેસાબ માટે માટીનું વાસણ આપ્યું હતું. એ પણ બહુ જ નાનું.

સવારે કોટડીમાંથી બહાર કાઢતાં જ પાછો " જોડી જોડી બેઠ

જાઓ "નો હુકમ મળતો. થોડી મિનિટમાં તો ભાતના ઓસામણની કાંજી પિરસાઈ જતી–મોં ધોવા કે જાજરૂ જવા રહ્યા તો કાંજીમાંથી ગયા સમજો. કાંજી જમ્યા કે સીધા કામ કરવા દોડવું પડતું.

કામ કરવાની જગાએ નારિયેળનાં છોડાં, એક મોટો દંડો ને લાકડાનો એક ટુકડો પડ્યો રહેતો. નારિયેળનાં છોડાંને એના પર રાખી, ટીપી ટીપીને એના રેશેરેશા જુદા પાડવાના હતા. એમણે માન્યું કે કામ બહુ સહેલું છે. સૂકાં છોડાંને લાકડીના એક ડંડુકાથી ટીપવાં એ કંઇ સહેલું કામ નથી. કેટલીકવાર તો લાકડી ઊછળીને માથામાં જ વાગતી. પહેલે જ દિવસે એમને સમજાઈ ગયું કે આના કરતાં તો ૨૦ શેર ( પાકો ) આટો પીસી નાખવાનું કામ આસાન હતું. બપોરના જમવાના વખત સુધી ટીપ ટીપ કર્યું ત્યારે હજુ અડધું કામ ય પત્યું નહોતું. બારણે બહારથી તાળું વાસી દીધું હતું, નહિ તો કોઈ ને બોલાવીને એની પાસે ય કામ શીખી લેત. સાંજે ચાર વાગ્યા સુધીમાં નવ નવટાંક ( પાકા ) રેશા તૈયાર કરી દેવાના હતા. બધી શક્તિ લગાડી એમણે કામ કરવા માંડ્યું. આંગળીઓ ને કાંડાં સૂજી ગયાં, પણ કામ પૂ રું થવાની તો કોઈ શક્યતા દેખાતી નહોતી. બપોરે જમવાને વખતે બારણું ખોલવામાં આવ્યું, ત્યારે બહારના કેદીઓ આગળ એમણે પોતાની મુશ્કેલી કહી બતાવી. કેદીઓએ કહ્યું, ' છોડાંને પહેલેથી પાણીમાં પલાળી લીધે કામ સહેલું થઈ જશે.' ખાધા પછી ફરી કામે લાગ્યા, પણ હાથ હવે કહ્યું માનતા નહોતા. કામ થયું તો ખરું. પણ જોઈ એ એટલું સફાઈદાર નહિ.

આંદામાનમાં એ વખતે અમ્બાલા જિલ્લાનો એક મશહૂર કેદી ચૌધરી રહેમત અલીખાં પણ એની સજા ભોગવી રહ્યો હતો. એ રાજપૂત હતો. એણે સાંભળ્યું કે, એના જીલ્લાનો જ એક બીજો રાજપૂત કેદી અહીં આવ્યો છે, ત્યારથી એના મનમાં પૃથ્વીસિંહ માટે સહાનભૂતિની લાગણી પેદા થઈ ગઈ હતી. રહેમત અલીએ પૃથ્વીસિંહના હાથમાં રેશાનું ફીંડલું જોયું ને એનું ભાવિ પરિણામ સમજી ગયો. તરત એક સફાઈદાર ફીંડલું એણે એમના હાથમાં પકડાવી દીધું. ફીંડલાં લઈ ને બધા ડેપ્યુટી જેલર પાસે પહોંચ્યા. ત્યાં એનો તોલ કરીને જેલર દરેક કેદીની ટિકીટ પર લખતો જતો હતો. પૃથ્વીસિંહનું ફીંડલું સફાઈદાર ને તોલમાં પૂરેપૂ રું ઊતર્યું જોઈ ડેપ્યુટી જેલર એમની સામે જોઈ જરાક હસ્યો.

પણ અઢાર જણમાં બધાંયનાં નસીબ એવાં સારાં ન નીકળ્યાં. પાંચ જણનું કામ એની નજરમાં ન ઊતર્યું. એમને પાંચેયને જેલર બારી સમક્ષ ખડા કરવામાં આવ્યા. કદાચ બારીને એ વખતે બહુ કામ હશે, એટલે ચેતવણી આપીને જ એમને પાછા કાઢવામાં આવ્યા.

બીજે દિવસે એકલા પંડિત પરમાનંદને જ બારી આગળ જવાનો વખત આવ્યો. બારી આરામથી ખુરશી પર બેઠો હતો. સ્વાભાવિક હસમુખા ચહેરાવાળા પરમાનંદ એમની સામે જઈને ઊભા રહ્યા. કેદીના ચહેરા પર હાસ્ય ! બારીથી એ સંખાય જ કેમ? બારી ધૂંઆંફૂંઆં થઈ જઈ, ગંદી ને ગલીચ ગાળો બકવા લાગ્યો. પણ જિંદગી સાથે ખેલ ખેલનારા લોકોને એ શું ડરાવી જતો'તો ?

પરમાનંદે પણ એનો બરાબર જવાબ વાળ્યો. જેલર તો આંખો તતડાવતો એકદમ ઊભો જ થઈ ગયો. નરી ચરબી ને માંસથી ભર્યા લઠ્ઠીંગા જેવા જેલર આગળ પરમાનંદ તો સાવ બચ્ચા જેવા લાગે. પણ એમની ચકોર નજર બારીનો દાવ પામી ગઈ. બારીનો હાથ પરમાનંદ સુધી પહોંચ્યો ન પહોંચ્યો ત્યાં તો ચપળતાથી બે ડગલાં પાછા હટી ગયા ને ઊછળીને જોરથી એની દૂંદ પર એવો મુક્કો લગાવ્યો કે, બારી ગડથોલું ખાઈ ગયો. પહેલો દાવ તો પૂરો થયો...પણ પછી...એ કહેવાની જરૂર રહેતી નથી કે, લાઠીઓના મારે પરમાનંદ પર એણે બધું વેર ઉતારી નાખ્યું.

આ ખબર પવનવેગે આખી જેલમાં ફરી વળ્યા. "બારીકો પીટા, સાલેકો પીટા, શાબાશ બંબવાલા !" મોં ભરી ભરીને સહુએ પરમાનંદનાં વખાણ કર્યાં. પરમાનંદને ખૂબ માર મારીને એક કોટડીમાં પૂરી દેવામાં આવ્યા હતા.

બીજે દિવસે સવારે સુપ્રિન્ટેન્ડન્ટ મરે રોજના નિયમ મુજબ જેલની તપાસ લેવા આવ્યો. એ પરમાનંદની કોટડીમાં ગયો. એમના શરીરની અવસ્થા જોવા છતાં એ બરાડ્યો, "કુત્તાકી મારીક ક્યા પરા હૈ ?"

"કુત્તા તુમ, કુત્તા તુમારા બાપ" કહીને પરમાનંદે એને રોકડો જવાબ પરખાવ્યો.

મરે કંઈ પણ બોલ્યા વિના ત્યાંથી ભાગી નીકળ્યો. બીજે પણ દિવસે

બધા સાથીઓ કાથી કૂટી રહ્યા હતા, ત્યારે પરમાનંદને પાછળ લઈ જઈ હાથ પગ બાંધી, ચાબુકના ૨૦ ફટકા મારવામાં આવ્યા. પરમાનંદને કશી વાત પૂછવામાં આવી નહિ, ડૉક્ટર પાસે એમના શરીરની પરીક્ષા કરાવવામાં આવી.

પૃથ્વીસિંહ ને એમના સાથીઓથી આ બધું મૂંગે મોઢે વેઠી લેવાય એમ નહોતું. કંઈક કરવું તો જોઈએ જ. તુરત પોર્ટબ્લેયરના ચીફ કમિશ્નરને કાને આ વાત નાખવામાં આવી. એ જેલમાં આવ્યા. સાથીઓએ માન્યું હતું કે કમિશ્નરમાં સંસ્કાર ને શિક્ષણની કંઈક અસર તો જરૂર હશે. પણ એમણે જોયું તો એ કંઈ સાંભળવા જ તૈયાર નહોતો.

કેદીઓ કામ છોડી બેસી ગયા હતા, પણ એણે તો બધાંને એ જ કહ્યું કે, " કામ કરો, નહિ તો દંડા પડશે. "

બીજે દિવસે સુપ્રિન્ટેન્ડન્ટ પૃથ્વીસિંહ ને એમના સાથીઓ પાસે આવ્યો, ને દરેકની ટિકીટ પર લખી ગયો: ૭ મહિના એકાંતવાસ, ૭ મહિના દંડાબેડી, માંદાનો ખોરાક, ને સાત દિવસ ઊભી હાથકડી. "

પણ આવી સજાઓને તો આ લોકો ઘોળીને પી જતા. અહીં તો ઈંટનો જવાબ પથ્થરથી આપે એવા હતા બધા. જેલવાળાને ખબર મળ્યા કે પચીસ ક્રાંતિકારી કેદીઓની એક બીજી ટુકડી પણ આવી રહી છે. ત્યારે એમના ફફડાટનો પાર ન રહ્યો.

પૃથ્વીસિંહ તથા એમના સાથીઓને સજાની રૂએ કોટડીઓમાં બંધ કરી દેવામાં આવ્યા હતા. દિવસના તેમની પાસે કામળો કે કંઈ રાખવા દેતા નહિ. પેશાબને માટે વાસણ પણ આપતા નહિ. આમ કુદરતી હાજતને દબાવી એમણે બેસી રહેવું પડતું. આ તો કેદીઓની ટિકીટ પર લખાતી બધી સજાઓ ઉપરાંતની સજા હતી.

પૃથ્વીસિંહવાળા બ્લોકમાં એમના બીજા બે સાથીઓ હતા. પણ કોઈ એક બીજા પાસે જઈ શકે નહિ, વાત કરી શકે નહિ. દિવસભરમાં કોટડીનું તાળું બે વાર ખૂલતું. સવારે હાથ મોં ધોવા ને જાજરૂ જવા માટે ૨૦ મિનિટનો સમય આપવામાં આવતો, તથા બપોરે ને સાંજે જલદી જલદી ખાઈ લેવા માટે થોડી મિનિટો મળતી. સવારે એમને કાંજી મળવી ય હવે

તો બંધ થઈ ગઈ હતી. બાકીનો સમય એ જેલ સત્તાવાળાઓને કેદીઓ પર જુલ્મ કરી, પોતાનો અધિકાર સાબીત કરવા માટે હતો. બપોરને વખતે મુઠ્ઠી ભાત, ને દાળને નામે પીળું પાણી, થોડું બાફેલું ઘાસ (જેલની ભાષામાં તેને શાક કહેવાનું) ભોજનમાં મળતું. સાંજે અડધી કાચી ને અડધી બળેલી બે રોટલી મળતી. જુવાન ક્રાંતિકારીઓની પડછંદ કાયાઓએ આ ખોરાકમાંથી પોષણ મેળવી જીવતા રહેવાનું હતું... આ ખોરાકે ભલભલા ખડતલ માણસોની તંદુરસ્તી પર પાણી ફેરવી દીધું.

*

આજન્મ કાળાંપાણીની કેદ લલાટે લખાવી, બીજા પચીસ ક્રાંતિકારીઓ ય આવી પહોંચ્યા. એ લોકો પણ આવીને તરત કામ ન કરવાની હડતાળમાં સામેલ થઈ ગયા. પણ જેલના જીવનમાં ક્યાં ય નરમાશ આવી જાય, તો જેલસત્તાવાળાઓના જીવતરમાં ધૂળ જ પડે ને? આંદામાનની જેલમાં આમે ય વૉર્ડરો ને જમાદારોની કદી ખોટ નહોતી પડી. તેમાં બીજા ક્રાંતિકારીઓ આવતાં એમની સંખ્યા ઓર વધારી દેવામાં આવી.

ટાપુના વાયરલેસ સ્ટેશનની રક્ષા માટે કેટલાક અંગ્રેજ સિપાહીઓને ત્યાં રાખવામાં આવતા. એમાંથી વીણી ચૂંટીને પહેલવાન જેવા ડઝન એક જુવાનોને જેલમાં લાવવામાં આવ્યા. અંગ્રેજ સિપાહી હાજર ન હોય ત્યાં સુધી કોટડીનાં બારણાં ખોલવાની કોઇને હિમત થતી નહિ. પેશાબ–પાણીનો ત્રાસ, બિમારીમાં દવાદારૂનો ત્રાસ, પીવાના પાણીનો ત્રાસ... આવી આવી અનેક યાતનાઓથી કેદીઓને પીડવામાં આવતા. મરણ-પથારીએ પડેલા કેદીઓની સુદ્ધાં કોઈ કશી ખબર લેતું નહિ.

એક દિવસ પૃથ્વીસિંહ સખત બિમાર પડ્યા. રાતનો વખત હતો. એમના પેટમાં શૂળનું દર્દ ઊપડ્યું હતું. પહેરો ભરનાર માણસને ખબર આપી, પણ સાંભળે જ કોણ? બે કલાક પછી એકદમ ઝાડા શરૂ થયા. વાત પૃથ્વીસિંહના કાબૂની રહી નહોતી. સવાર સુધીમાં તો આખી કોટડી દુર્ગંધથી ભરાઈ ગઈ. કોઈ પહેરાવાળો પાસે પણ આવી શકતો નહોતો. ફરી પાછી બિમારીની ખબર આપવામાં આવી, પણ જાણે કોઇને કાન જ નથી.

છેવટે રોજને સમયે પૃથ્વીસિંહે બહાર જઇને સ્નાન કર્યું ને કોઈ કેદીએ આપેલ જડીબુટ્ટી ખાઈ લીધી. એને લીધે એમને કંઈક નિરાંત વળી.

બારી પાસે આ વાતનો અહેવાલ પહોંચ્યો તો એણે કહ્યું, "સાલો મર્યો નહિ." કેદી–જમાદારને એણે બરાબર ચઢાવી રાખ્યો, એટલે એ એમને ફાવે એટલું હેરાન કરતો. તે રાતે ય નાહી લીધા પછી એણે પૃથ્વીસિંહને પાછા એ જ ગંદી કોટડીમાં મોકલવા માંડ્યા. બાજુમાં ચાલીસ કોટડીઓ ખાલી પડી રહી હતી છતાં. પૃથ્વીસિંહે સાંભળવાની ના પાડી, તો એણે બીજા એક જમાદારને બોલાવી એમને જબરજસ્તીથી અંદર ધકેલી દેવાનો ઈરાદો બતાવ્યો. પૃથ્વીસિંહ ઝાડાને લીધે કમજોર થઈ ગયા હતા, છતાં બાંયો ચઢાવી ખડા થઈ ગયા. કહે, "આવો, મરવું હોય તે ચાલ્યો આવે." પહેરાવાળાનાં હાંજાં ગગડી ગયાં. અંગ્રેજ સિપાહી તો દૂર ઊભો ઊભો આ બધો તમાશો જોઈ રહ્યો.

કંઈક આવો જ પ્રસંગ સરદાર બિશનસિંહ પહેલવાન સામે ય ઊભો થયેલો. એમને ય એવી જ એક ગંધાતી કોટડીમાં પૂરવા માટે જમાદાર હઠ કરી રહ્યો હતો. એમણે અંદર પેસવાની ના પાડી. ૭ ફૂટ લાંબા ને ૨૨૦ પાઉંડ વજનવાળા ભીમને જબરજસ્તીથી કોટડીમાં નાખવા દસ દસ માણસો આવ્યા. સરદારના શાંત ચહેરા પર ક્રોધની રેખાઓ ચમકવા લાગી. સિંહે ગર્જના કરી, "કેડા મૌત મંગદા એ? (એ કોણ મરવા તૈયાર થયો છે?) જો આગળ એક પગલું ભર્યું છે તો ચીરીને બે ફાડિયાં કરી મૂકીશ."

બિશનસિંહ કોટડી બહાર ઊભા હોય તો બારી એનાથી બચીને સો ગજ વેગળો જ ચાલે. એમની આગળ તો લાઠી વાપરવાની ય હિંમત કોઇ કરે નહિ. એકાદ લાઠી ઝૂંટવીને એમણે હાથ કરી લીધી તો કોઇની ખેર નથી. માથું રંગાવ્યા વિના ત્યાંથી પાછો જાય નહિ. એમને કોટડીમાં પૂરવા આવનાર એમનો પડકાર સાંભળતાં પગ દબાવીને ચાલ્યા ગયા.

આવી તો કંઈ કેટલી ય ઘટનાએ બનતી. એમની હિંમત જોઈ જેલના બધા કેદીઓ એમનાં ખૂબ વખાણ કરતા, એટલું જ નહિ પણ એમનો પક્ષ લઈ લડવા પણ ખડા થઈ જતા.

બિચારા બારીની હાલત બૂરી થઈ ગઈ હતી. એનો બધો રૂવાબ માટીમાં મળી ગયો હતો. જ્યારે એને ખબર પડતી કે બધા કેદીઓને કોટડીમાં બંધ કરી દીધા છે, ત્યાર પછી જ પંદર વીસ માણસોને સાથે લઈ એ આવતો ને કોટડીની બહાર ઊભો ઊભો ગલીચ ગાળો બકી ચાલ્યો જતો. એ સાંભળીને કેદીઓને લાગતું કે 'ના, બારીનો રૂવાબ હજી જીવતો છે ખરો.'

બે ત્રણ દિવસ પછી એ જ બારી એકલો ચુપચાપ આવતો ને નરમ અવાજે કહેતો, "જુઓ, હું કોકવાર ચીડાઈને તમને ગાળો દેવા લાગું છું, પણ તમારે કેદી લોકોએ મને હિંદુસ્તાનીમાં ગાળો ન આપવી જોઈએ. મને 'કુત્તે કા બચ્ચા' ન કહેવું જોઈએ."

બારીએ ને સુપ્રિન્ટેન્ડન્ટે મળી આ પંજાબી કેદીઓ વિષે જે રિપોર્ટ હિંદી સરકાર પર મોકલ્યો હતો, એના જ આધારે પોતાના આત્મસન્માન ખાતર મરી ફિટનાર આ ક્રાંતિકારીઓને સરકારે "વરુઓનું ઝૂંડ" કહ્યું હતું.

*

છ મહિના વીતી ગયા, દંડાબેડીઓની સજા ઊતરી ચૂકી. લોકોએ ફરીથી કામ શરૂ કર્યું. પણ તેઓને તો હજી કોટડીઓમાં જ બંધ રાખવામાં આવતા, વાંચવા માટે ચોપડીઓ પણ ન આપતા. જેલર બારી, સુપ્રિન્ટેન્ડન્ટ મરે, તથા કમિશ્નરના જુલ્મોની આંદામાનમાં કોઈ હદ રહી નહોતી. બાબા વિશાખાસિંહ જેવા શાંત સંત પુરુષને પણ ગાવું પડ્યું કે:

અંડમન્ બિચ સી ડાકૂ તિન્ન બડ્ડે
સી. સી; મરે, તે બારી પછાણ તિન્નાં
રહે હે ખૂન નિચોડ સી કૈદિયાં દા
એક દૂસરે તો બેઈમાન તિન્નાં
જો ચાંવદે જુલુમ સી કરી જાંદે
બેરહમ, બેતુખ્મ, શૈતાન તિનોં
અકખીં વેરવ્યા, સચ "બસાખ" લિખદા
જાન કૈદિયાં દી ઉત્થે ખાણ તિનોં

મતલબ કે આંદામાનના ટાપુ પર ત્રણ મોટા ડાકુઓ વસે છે. સી. સી.

એટલે કમિશનર, જેલ સુપ્રિન્ટેન્ડન્ટ મરે, ને ત્રીજો બારી: આ ત્રણે જણ કેદીઓનાં ખૂન નિચોવી નિચોવીને પીએ છે. એ ત્રણ એક એકને માથે ટપી જાય એવા બેઈમાન છે. માનવતાનો અંશ તો આ શયતાનોમાં હોય જ ક્યાંથી? ભેગા મળીને ત્રણે જણા કેદીઓના જીવ ખાય છે.

આ ત્રણ શયતાનો કેદીઓ પર જે અમાનુષી જુલ્મો ગુજારતા, એ વેઠતાં વેઠતાં ભલભલા કાઠા મનના માણસોનાં ય કાળજાં કંપી જતાં. કેટલા ય નવલોહિયા કુમળી વયના જુવાનોએ તો એ સહી ન શકાતાં આપઘાત કર્યા હતા. કેહરસિંહ મરાણ; નન્દસિંહ (બુર્જ); નથ્થાસિંહ (લોરિયાં); બુદ્ધાસિંહ (ગુજરાત); માડસિંહ (સનૈતે); રૂલિયાસિંહ સરમ; રામરકખા (જેહલમ) ને રોડાસિંહ એ પિશાચોના જુલ્મોના બલિ બની ગયા હતા.

ક્રાંતિકારીઓની બીજી જમાતના આવ્યા પછી તો એ બારી ને એ મરેના નાકે પણ દમ આવી ગયો હતો. બધા કેદીઓની શ્રદ્ધા ક્રાંતિકારીઓ પ્રત્યે ઢળવા લાગી હતી. કોઈનું કામ પૂરું ન થાય, કોઇથી કાથી પૂરી ન કુટાઈ હોય, તો બીજા એને મદદ કરતા. જેલના કાયદા મુજબ રવિવારે કેદીઓને બધાં કામોમાંથી રજા હોવી જોઈએ. પણ બારી-મરેને ઘેર તો એમનો પોતાનો જ કાયદો ચાલતો. રવિવારે પણ કહે કે, 'આંગણું સાફ કરી નાખો.' પહેરાવાળા પણ કેદીઓ સાથે મળી ગયેલા. એટલે એ કેદીઓને શીખવતા, "જુઓ બાબુ! તમે આ ઘાસ પર આવીને બેસો, કોઈ આવશે ને પૂછશે તો કહી દઈશ કે ઘાસ નીંદે છે."

જેલવાસનું એક વર્ષ પૂરું થયું એટલે બીજા કેદીઓને કોટડી બહાર રહેવાની તક આપવામાં આવી, પણ પૃથ્વીસિંહને તો ૨૦ મહિના સુધી એકાંત કોટડીમાં જ પુરાઈ રહેવું પડ્યું. બધા કેદીઓ એમના તરફ ખૂબ સન્માન રાખતા. અવારનવાર મદદ પણ કરતા, ને કદીક કદીક તો વાંચવા માટે ચોપડીઓ સુદ્ધાં મળી જતી.

આમ વર્ષો સુધી પંજાબ સરકારે આંદામાનના ટાપુ પર કેદીઓ મોકલ્યા કર્યા. પણ એમાં ચારપાંચ, ચારપાંચથી વધુ સંખ્યા કદી હોતી નહિ. શીખોના વાળની સફાઈ માટે સાબુ, તેલ કે મીઠા પાણીની સગવડ મળતી નહિ. પણ હવે

તો ત્યાં ચાલીસ શીખ હતા. બધાએ મળી જેલના અધિકારીઓ પાસે અરજી કરી, પણ સાંભળે જ કોણ ?

અનુભવથી ખબર પડી કે નારિયેળથી વાળ ધોઈ શકાય છે, એમાં મીઠા પાણીની કશી જરૂર પડતી નથી. સમુદ્રનું ખારું પાણી હોય તો ય ચાલે. શીખોએ નારિયેળના ખોળનો ઉપયોગ શરૂ કર્યો. પણ એને કારણે એમને હાથકડી, દંડાબેડી, એકાંત કોટડી, ટાટનાં લૂગડાં પહેરવાની ને ભૂખ્યા રહેવાની એવી કંઈ કેટલી ય સજાઓ ભોગવવી પડી.

પૃથ્વીસિંહ કદી વાળ રાખતા નહોતા, એ શીખ નહોતા. પણ જેલ-જીવનને કારણે થોડાં દાઢી–વાળ ઊગી ગયાં હતાં. એક દિવસ જેલરને એમણે કહ્યું, "હું શીખ છું, ટોપી પહેરવાનો નથી. મને માથું ઢાંકવા માટે કપડાનો ટુકડો આપો." ને આમ શીખોની લડાઈમાં એ ય સામેલ થઈ ગયા.

*

કોઈને શાંતિથી રહેવા દે તો એ બારી શાનો ? કંઈ ને કંઈ અટકચાળું ન કરે તો એને જંપ ન વળે. બંગાળના એક ક્રાંતિકારી આશુતોષ લાહિરી (ગ્રેજ્યુએટ) શરીરે સાજાનરવા હતા. ત્યારે દિવસનું ૧૫ શેર તેલ પીલી કાઢતા. પણ હવે એમનું શરીર એવું રહ્યું નહોતું. તેઓ કાથી ય પૂરી કૂટી શકતા નહિ.

આ ગુનાને માટે નાની મોટી બધી સજાઓ આપી ચૂક્યા બાદ, એક દિવસ એમને ફટકા મારવાની સજા કરવામાં આવી. આખી જેલમાં સનસનાટી ફેલાઈ ગઈ.

સાવરકર, ભાઇ પરમાનંદ, વારેન્દ્ર વગેરે રાજબંદીઓ એમ માનતા કે, "આપણે શાંતિપૂર્વક આ જીવન વિતાવી દેવું જોઈએ." ફટકા ને જેલની બીજી સજાઓ તથા અપમાનને તેઓ કડવા ઘૂંટડાની જેમ ગળે ઉતારી જવાના મતના હતા. પણ પૃથ્વીસિંહ ને એમના સાથીઓ એમ માનતા કે અપમાનને મૂંગા મૂંગા વેઠી લેવું એ પાપ છે, એ પાપ કરવા કરતાં મરવું ભલું. એટલે ડગલે ને પગલે તેઓને જેલની જુલ્મી દીવાલો સામે ટક્કર ઝીલવાના સેંકડો પ્રસંગો ઊભા થયા કરતા.

જોયું કે, લાહિરીને ફટકા માર્યા છતાં રાજબંદીઓએ એ સામે કશો ઊહાપોહ કર્યો નથી, એટલે બારીની હિંમત ઓર વધી ગઈ. હવે તો એ વાત-વાતમાં એકદમ ગાળો પર ઊતરી જતો.

એક દિવસ એ પૃથ્વીસિંહની કોટડી પાસે આવી વાત કરવા લાગ્યો. પૃથ્વીસિંહે હસતાં હસતાં એને જવાબ આપ્યો. એટલે બારી એકદમ બોલી ઊઠ્યો, " તું બડો પક્કો આદમી છે. મોઢા પર હાસ્ય દેખાય છે, પણ દિલ તારું સાપ જેવું છે."

પૃથ્વીસિંહે ઠંડે દિલે જવાબ આપ્યો " એમ પણ હોય, કોણ જાણે સાહેબ ! તમને તો મારા દિલમાં રમતો સાપ દેખાઈ ગયો, કારણકે એને ઢાંકવા માટે મારી પાસે પૂરતી ચરબી નથી. પણ તમારા દિલમાં શું હશે એ દેખવું મારી આંખો માટે બહુ મુશ્કેલ છે. કારણકે એના પર તો ચરબીનું મોટું પડ જામી ગયેલું છે. ને એ ચરબી ય જીવતી નથી મુડદાલ." બારી ગમ ખાઈ ગયો. વાર્તાલાપ અધૂરો મૂકીને જ એણે રસ્તો પકડ્યો.

*

બાબા ભાનસિંહ સાઠ વર્ષના બુઢ્ઢા ક્રાંતિકારી હતા. એક દિવસ બારી એમની કોટડી આગળ થઈ પસાર થતાં, એના સ્વભાવ અનુસાર બોલી ઊઠ્યો, " જોયું, સાળો રાજ લેવા આવ્યો છે."

બાબાજી આમ બહુ શાંત પ્રકૃતિના આદમી પણ ક્રાંતિકારી તો ખરા જ ને ? તેઓ આવું અપમાન ચુપચાપ ગળી જાય એમ નહોતા. એમણે બારીને જડબાતોડ જવાબ આપ્યો. એમના સાથીઓમાંનું કોઈ ત્યાં એ આંગણામાં હતું નહિ.

બારીએ હુકમ કર્યો. આઠ પહેરાવાળા બાબા ભાનસિંહની કોટડીમાં ઘૂસી ગયા ને માર મારતાં એમને બેહોશ કરી નાખ્યા. એ જ દિવસમાં બાબા મરી ગયા.

આજ સુધી લોકોને એમ ખ્યાલ નહિ કે બારી કોઈ દિવસ આટલી હદે પહોંચી જશે.

બાબાને માર પડ્યો તે રાતે બધી કોટડીઓ બંધ થઈ ગયા પછી

એક પહેરાવાળાએ આવીને બાબાની આખી વાત માંડીને પૃથ્વીસિંહને કહી સંભળાવી.

બાબાજીએ એની જોડે કહેવરાવ્યું હતું, “ માર ખૂબ પડ્યો છે. મને તો લાગે છે કે બહુ હવે દહાડા નહિ કઢાય.”

પૃથ્વીસિંહ રાત ભર વિચારતા રહ્યા. બધું સાંભળી હ્રદયમાં ભારે વ્યથા ઊપડી હતી. જેલના કેદીની અસહાયતા ને લાચારી, તે કેટલી હદ સુધી ! ને સાચે જ, બાબા ગુજરી ગયા.

ભાનસિંહના મૃત્યુ પછી એમને સમજાઈ ગયું કે, બારીએ હવે બીજું હથિયાર ઉપાડ્યું છે. એક એક કરીને જેના પર એની નજર ચોંટશે, એને એ આમ જ મારી નાખશે.

બાબા ભાનસિંહનું મૃત્યુ પૃથ્વીસિંહને હૈયે અણિઆળા પથ્થરની જેમ લાગ્યું હતું. પુત્રવત્સલ બાબાજીનાં સ્મરણો એમને સતાવી રહ્યાં હતાં. પૃથ્વીસિંહ ને બાબાજી વચ્ચે ખૂબ ગાઢ સંબંધ હતો. અમેરિકાથી હિંદ આવવા નીકળ્યા, ત્યારે એ બાબાજી પાસે વિદાય લેવા ગયેલા. છેલ્લે છેલ્લે વિદાય લેતાં એ બોલ્યા, “ બાબા ! દેશને માટે કામ કરવા ભારત જાઉં છું. બનતી સહાય કરતા રહેજો. ”

ઘડી બે ઘડી તો એ ચુપચાપ સાંભળી રહ્યા. પછી હ્રદયના ઊંડાણુમાં સાચવી રાખેલ કોઈ પવિત્ર સંકલ્પનું રટણ કરતા હોય તેમ બોલ્યા, “ તમે દૂધમલ દીકરાઓ દેશને કાજે માથાં વધેરાવા નીકળશો ત્યારે આ બુઢ્ઢો શું એની પાકા પાન જેવી જિંદગીને સાચવતો જ બેઠો રહેશે ! એ તો ભારે શરમની વાત હશે. ”

બાબા ભાનસિંહ અમેરિકાનાં ખેતરોમાં કામ કરતા. ને મહિને પંચોતેર ડૉલર એટલે અઢીસો રૂપિયા કમાતા. પણ દેશદાઝનો જુવાળ એમના સૂતા પ્રાણને જગાડી ગયો, તે ઘડીએથી એમણે ન તો પોતાના સુખની પરવા કરી કે ન બુઢાપો એમના માર્ગમાં આડખીલી બની શક્યો. જીવનની સંધ્યાવેળાએ સુખ, શાંતિ ને નિવૃત્તિની સુંવાળી મીઠી કલ્પનાઓને પોતાના બિસ્તરામાં લપેટી લઈ, બાબા ઘડીભરમાં તો તૈયાર થઈ ઊભા રહ્યા : “હું પણ

ભારત આવું છું." પૃથ્વીસિંહ બાબાના કરચલિયાળા મુખની રેખાઓમાં દેશપ્રેમની ઝલક જોઈ આનંદથી ગદ્દગદ્દ બની ગયા. બાબાજીનું મૃત્યુ એ પૃથ્વીસિંહથી ભુલાય એવી વાત નહોતી.

અંતરમાં જાગેલ અજંપો પોકારી પોકારીને કહેતો હતો, 'કંઈક કરવું જ જોઈએ. તે વિના દિલની શાંતિને પાછી આણવાનો બીજો કોઈ માર્ગ નથી. આંખોમાંથી અવિરત વહી રહેલ આંસુની ધારથી કંઈ અંતરનો આ દાહ બુઝાય એમ નથી.'

*

## ભીષણ ભૂખહડતાલ

**બારી** ને મરે આંદામાનના સર્વશક્તિમાન દેવ બની બેઠા હતા. ક્રાંતિકારીઓની વીરતાએ સામાન્ય કેદીઓના દિલમાં પણ સારું એવું સ્થાન મેળવી લીધું હતું. થોડાક ડાકુ, લૂંટારા ને ગુંડા કેદીઓ બારીનો હુકમ માનવા તૈયાર થઈ જાય, તો આ ક્રાંતિકારીઓની હાકે એથી બમણા ખતરનાક ને બહાદુર કેદીઓ એમને સાથ આપવા ખડા થઈ જાય એમ હતા. બારીને કાને ક્રાંતિકારીઓની બધી વાતો પહોંચાડનારા જાસૂસો હતા, તો ક્રાંતિકારીઓને કાને પણ બારીની એક એક વાત પહોંચી ગયા વિના રહેતી નહિ. એના ટેબલના ખાનામાં કઈ કઈ વસ્તુઓ પડેલી છે, એ ય એમનાથી છૂપું રહી શકતું નહિ. પૃથ્વીસિંહ જેલના તમામ નિર્ભય ને ખતરનાક કેદીઓના સ્નેહ ને સન્માનનું પાત્ર બની ગયા હતા. એ ઉપરાંત, શરીરે ને હિંમતે પોલાદ જેવા બીજા ચાળીસ પંજાબી ક્રાંતિકારીઓ પણ હતા, કે જેમના બળ પર આખી જેલમાં બળવો જગાવી દેવો એ સહેલ વાત હતી.

બારી ને મરેનાં કાટલાં કાઢી નાખવાં એ ય સાવ આસાન કામ હતું. પણ આ લોકો જાણતા હતા કે બારી ને મરે તો એક વિરાટ શેતરંજનાં પ્યાદાં માત્ર છે. એમને એકલાને દૂર કર્યે કંઈ વળે એમ નથી. આપણે દૂર તો કરવાનું છે, આંદામાનના આ શાસનને તથા એનાં ચક્કર ફેરવનાર વિદેશી સત્તાને.

સંઘર્ષ હવે અનિવાર્ય થઈ પડ્યો હતો. ને તે ય મામૂલી છમકલાથી

કંઈ વળે એમ નહોતું. હવે કાં તો આંદામાનની વ્યવસ્થા બદલાઈ જાય, કાં જિંદગીથી હાથ ધોઈ નાખવા પડે.

એમને "ટાઇમ્સ" ને "સ્ટેટ્સમેન" નામનાં અખબાર વાંચવા મળતાં. એ ઉપરથી ખબર પડતી કે, બહાર ઘનઘોર મહાયુદ્ધ ચાલી રહ્યું છે. કેટલીક વાર દેશી અખબારો પણ છાનાંછપનાં એમને વાંચવા મળી જતાં. એ જાણતા હતા કે અત્યારે કંઈ કરવું, એટલે માથું હથેળીમાં લઈને નીકળવા બરાબર છે. પણ હવે એમની સામે બીજો કોઈ માર્ગ રહ્યો નહોતો.

પૃથ્વીસિંહવાળા ચોગાનમાં રાતે ૧૨ પહેરાવાળા પહેરો ભરતા. બધાને એમના તરફ સહાનુભૂતિ હતી. એટલે મોઢે યા ચિઠ્ઠીઓ દ્વારા તેઓ પોતાના બીજા સાથીઓને સંદેશા કહેવડાવી શકતા. એક બપોરે એમને સમાચાર મળ્યા કે પચાસ રાજબંદીઓમાંથી પિસ્તાળીસ જણા કામની હડતાલ પર ઊતરવા તૈયાર થઇને બેઠા છે. એમાંથી કેટલાક બિમાર હતા, એમને કહેવામાં આવ્યું કે, 'તમો હડતાલમાં ભાગ ન લેશો.' બંગાળી રાજબંદીઓમાંથી ત્રણ હડતાલમાં ભાગ લેવા તૈયાર થયા.

ભાઇ પરમાનંદ જો કે પૃથ્વીસિંહના સાથીઓમાંના જ હતા. પણ એમણે હડતાલમાં ભાગ લેવાની ના પાડી. પણ એની સામે કોઇને ફરિયાદ કરવા જેવું કંઈ હતું નહિ. કારણ તેઓ રાજનૈતિક કામોમાં એમનાથી ભિન્ન મત ધરાવતા હતા ને આવાં કાર્યોમાં કદી સાથ આપતા નહિ. પરંતુ જો સાવરકર, ભાઈ પરમાનંદ, વિરેન્દ્રકુમાર ઘોષ તથા એમના સાથીઓ આ હડતાલમાં સામેલ થઈ ગયા હોત તો જરૂર આ પક્ષનું વજન વધી જાત, એમાં કોઈ શંકા નથી.

ખેર, પણ પૃથ્વીસિંહના સાથીઓ તો પોતાની લડાઈ પોતે જ લડી લેવા તૈયાર હતા. બપોરે જમતી વખતે ખબર પડી કે, બાબા સોહનસિંહે ભૂખહડ-તાલ શરૂ કરી દીધી છે. બાબા સોહનસિંહ એટલે ગદર પાર્ટીના સંસ્થાપક ને પ્રમુખ. પૃથ્વીસિંહને પોતાના આ નેતા પ્રત્યે અપાર સ્નેહભક્તિ હતાં. આ ખબર સાંભળ્યા પછી એમનાથી કેમ રહેવાય? બાબા સોહનસિંહ ભૂખહડતાલ કરે એનો અર્થ એ કે મૃત્યુને નોતરું. હવે સમય ગુમાવવાનો અવકાશ નહોતો. પૃથ્વીસિંહે ય અન્નજળનું નામ છોડ્યું.

ભૂખહડતાલનો આ પહેલો અનુભવ હતો. ભૂખનાં માર્યાં પેટમાં આંતરડાં જાણે કૂદાકૂદ કરી રહ્યાં હતાં. તરસને લીધે કંઠ શોષાઇ રહ્યો હતો. સાંજે લુહાર આવ્યો ને પગે દંડાબેડી જડી ગયો. માળ પરની કોટડીમાંથી લાવી એમને ભોંયતળિયાની એક ખોલીમાં પૂરવામાં આવ્યા. ને આજુબાજુની બધી ખોલીઓ ખાલી કરાવી નાખી.

ત્રીજે દિવસે એમણે કોટડી બહાર નીકળવાનું બંધ કરી દીધું. ચોથે દિવસે ભૂખ તો જાણે અંદર અમળાઇ અમળાઇને જ મરી ગઈ. પણ પાણીના શોષે કંઠમાં કાંટા ભોંકાઈ રહ્યા હતા.

રોજ પહેરાવાળો એક વાસણમાં ખોરાક ને બીજામાં પાણી ભરી એમની કોટડીમાં મૂકી જતો કે જેથી એને જોઇને મન કદીક લલચાઈ જાય ને ખાવાનું શરૂ કરી દે ! ચોથે દિવસે તરસ બહુ સતાવવા લાગી. એક વાર ઊઠીને એ પાણીના વાસણ સુધી પહોંચી ગયા. વાસણ હાથમાં લઈ હોઠે અડકાડવા જાય છે, ત્યાં મનને ધક્કો લાગ્યો, " તારે જીવને જ વહાલો કરવો છે, એમને ? " પાણીનું વાસણ ત્યાં જ મૂકી, ધીમે ડગલે પાછા આવી તે પહેલાંની જગાએ બેસી ગયા. આમ બેત્રણ વાર પગ વળી વળીને પાણી તરફ ગયા, પણ દરેક વખતે મન લગામ બાંધી એમને પાછા ખેંચી લાવ્યું. છેલ્લી વખત ધબ દઈ પાણીનું વાસણ હાથમાંથી પડતું મૂકી એ પાછા આવ્યા, ને સંતોષનો દમ ભરતાં બોલ્યા, ' એવા જીવતર કરતાં મૃત્યુ ભલું. '

ઠંડીના દહાડા હતા. સાતમી રાતના બે વાગ્યાનો સુમાર હતો. એમને લાગ્યું કે, પોતાના હાથપગ ઠંડા પડી રહ્યા છે. પણ મોત આસપાસમાં ક્યાં ય દેખાતું નથી ! નવમે દિવસે મેજર મરે આવ્યો. કોટડીનો દરવાજો ઉઘાડી પાસે ઊભો રહીને પૃથ્વીસિંહની નાડી તપાસવા લાગ્યો. ને એક શબ્દ પણ બોલ્યા વિના ત્યાંથી પાછો ચાલ્યો ગયો.

કલાકેક પછી એમના શરીરને એક કામળામાં લપેટી લોકો બહાર લઇ ગયા. જે સાથીઓએ એમને આમ લઇ જતા જોયા એમને તો થયું કે પૃથ્વીસિંહ ગયા. અહીંથી લઇ જઇને એમને હૉસ્પિટલમાં રાખવામાં આવ્યા. ડૉકટર ને કમ્પાઉન્ડરે મળી એમને ખાવા માટે ખૂબ સમજાવવા માંડ્યા.

પણ સરદાર એકના બે ન થયા. ફરી પાછા એમને લપેટીને એમની કોટડીમાં મૂકી ગયા. એમને જબરજસ્તીથી ખવડાવવાને પ્રયત્ન કર્યો, જેથી મેજર મરે ને એમના સાથીઓ ઉપરના અમલદારો પાસે તે પોતાની નિર્દોષતાનો પૂરાવો રજૂ કરી શકે.

દસમે દિવસે પાછા એમને હોસ્પિટલમાં લઈ ગયા. આ વખતે જબરજસ્તીથી એમને નાક વાટે ખોરાક આપવાની કોશિશ કરવામાં આવી. પૃથ્વીસિંહે પોતાની બધી તાકાત લગાવી એનો સામનો કર્યો. નાક વાટે ખોરાક આપવા માટેની રબ્બરની નળી નાખતાં નાખતાં નાકમાં જખમ થઈ ગયો, ને એમાંથી લોહી વહેવા માંડ્યું. દસમા દિવસ પછી તો આ રોજનો કાર્યક્રમ થઈ ગયો.

સવારે ચાર બ્રહ્મી કેદીઓ આવતા, ને કામળામાં લપેટી એમને હોસ્પિટલ ઊંચકી જતા. ત્યાં નાકમાં નળી નાખી એમના પેટમાં દૂધ રેડવામાં આવતું. બેત્રણ દિવસ પછી તો તેઓ દિવસમાં બબ્બે વાર આમ દૂધ રેડવા લાગ્યા. રોજ નવા નવા કેદીઓને આ કામ માટે બોલાવવામાં આવતા, કે જેથી ભાષા ન જાણવાને કારણે વાત બીજા લોકો પાસે પહોંચવા ન પામે. પણ પૃથ્વીસિંહ તો બ્રહ્મી ભાષા જાણતા હતા. એટલે એમની ગાળોની પૂરેપૂરી મઝા લૂંટતા હતા.

બાબા સોહનસિંહ ત્રીજા નંબરના બ્લૉકમાં હતા. એમણે પાણીનો ત્યાગ નહોતો કર્યો. પૃથ્વીસિંહને પણ એ જ બ્લૉકમાં મૂકવામાં આવ્યા કે જેથી એમના પર એનો પ્રભાવ પડે. સાથીઓ પણ એમનો જવાબ માગવા ઉતાવળા થઈ ગયા હતા. પહેરાવાળો કલાકો સુધી એમની પાસે બેસી વાતો કર્યા કરતો, પણ હવે પૃથ્વીસિંહની જીભમાં બોલવાની તાકાત રહી નહોતી. જીભ સૂકાઈને કાંટો થઈ ગઈ હતી.

થોડા દિવસ પછી પાછા એમને હોસ્પિટલ લઈ ગયા. એમને થયું કે, 'આ માણસનું મગજ તો કામ કરતું અટકી ગયું નથી?' પૂરી તપાસ કરી. પૃથ્વીસિંહે ડૉક્ટર ને કમ્પાઉન્ડરને કહ્યું કે, "ભાઈ, મારી જીભ સૂકાઈ ગઈ છે, મારે બોલવું નથી." એક દિવસ ચીફ કમિશ્નર આવ્યો. કહે: "પ્રાણ સાથે આમ રમત ન રમો." પણ આ ભૂખહડતાલ કેમ કરવી પડી' એ વિષે તો એક શબ્દ સુદ્ધાં એણે પૂછ્યો નહિ.

બે મહિના આમ જ વીતી ગયા...મોતનો હજી કંઈ પત્તો નથી. ને જેને ખાતર આ ભૂખહડતાલ કરી હતી એના પરિણામના ય કોઈ અણસાર નથી. જેલવાળા કંઈક અંશે ઢીલા પડ્યા હતા ખરા. પણ હા, સૌથી મોટું પરિણામ તો એ આવ્યું કે બારી હવે એની જીભ પર કાબૂ રાખતાં શીખ્યો હતો.

જેલ બહારથી ખબર આવ્યા કે, આ ભૂખહડતાલના સમાચાર હિંદ સુધી પહોંચી ગયા છે. જનતાએ તથા અખબારોએ એને માટે જબરજસ્ત ઝુંબેશ ઊપાડી છે. એ ખબરમાં સત્ય કેટલું હતું એ તો કહી શકાય એમ નહોતું, પણ એટલું તો થયું કે, જેલના અધિકારીઓ આવી આવીને કહેવા લાગ્યા, 'ભાઈ હડતાલ છોડો, હવે તમારી સાથે ખરાબ વર્તણૂક નહિ ચલાવીએ.' પણ એમના બોલનો ભરોસો કેટલો?

વળી બાબા ભાનસિંહને મારી નાખનારાઓને હજી કંઈ નસ્યત આપવામાં આવી નહોતી. પણ બાબા સોહનાસિંહે માન્યું કે, જેને માટે આપણે ભૂખહડતાળ કરી હતી, તે વસ્તુ જેલ અધિકારીઓની કબૂલાતથી પૂરી થઈ જાય છે. એમણે ભૂખહડતાલ છોડી દીધી. પણ પૃથ્વીસિંહના મનને હજી સંતોષ થયો નહોતો. એમણે બાબા સોહનાસિંહનું અનુસરણ ન કર્યું.

મિત્રોમાં ચિંતા ફેલાઈ. હરેક રીતે એમણે પૃથ્વીસિંહને સમજાવવાની કોશિશ કરી, પણ એ એકના બે ન થયા. એમને એ વખતે ભગવાન પર ઘણી શ્રદ્ધા હતી. એ કહેતા, 'જેવી દાતારની મરજી!'

એક રાતે વિચાર કરતાં કરતાં એમની બુદ્ધિએ દલીલબાજી શરૂ કરી, "ભલા જીવ, જો તેં જીવનની આશા સમૂળગી છોડી દીધી છે તો પછી ઠંડીથી બચવા માટે આ કામળાની તને શી જરૂર જણાય છે?"

બીજે દિવસે સવારે કામળો તો ઠીક પણ શરીર પરનાં તમામ કપડાં ય ઉતારીને દૂર ફેંકી દીધાં. તદ્દન દિગંબર અવસ્થામાં આવી ગયા. હા, દંડાબેડી ઉતારી ફેંકવી એ એમની શક્તિ બહારની વસ્તુ હતી. સિમેન્ટની નરી છો, ખૂબ ઠંડી લાગતી. એના પર સુવાતું નહિ એટલે ચોવીસે કલાક પલાંઠી મારી બેસી રહેતા. પગમાંની દંડાબેડી એમના શરીરને અવલંબન આપવામાં ઘોડીની ગરજ સારતી. એમનું વજન ૧૬૦ પાઉંડથી ઘટતું ઘટતું ૯૮ પાઉંડ થઈ ગયું હતું. શરીર સૂકાઈને કાંટો થઈ ગયું હતું. જીવનશક્તિ ક્ષીણ ને ક્ષીણ

થતી જતી હતી. સરદાર દિગંબર અવસ્થામાં રહે છે, એ વાતે આખી જેલમાં હાહાકાર મચાવી મૂક્યો. મિત્રોને લાગ્યું કે મોત હવે બહુ દૂર નથી.

ધીમે ધીમે એમને બેઠે બેઠે જ ઊંઘવાની આદત પડી ગઈ. ૧૫૫ દિવસ સુધી પૃથ્વીસિંહે ભૂખહડતાલ જારી રાખી. ખાવુંપીવું, કપડાં પહેરવાં ને વાત કરવાનું સુદ્ધાં એમણે છોડી દીધું. બસ એક મૃત્યુની સાધનામાં ધ્યાન લગાવી એ બેઠા રહેતા. પણ એમનું મોત રસ્તો ભૂલી ક્યાંક આડે રસ્તે ઊતરી ગયું હોવું જોઈએ.

હવે એમને લાગવા માંડ્યું કે, 'ના, બાબા સોહનસિંહનો નિર્ણય જ સાચો નિર્ણય હતો, અમુક હદ સુધી આપણે અધિકારીઓને નમાવી ચૂક્યા છીએ. હવે આગળની લડાઈ લડી લેવા માટે મરવાની નહિ પણ જીવતા રહેવાની જરૂર છે.' પણ આ વાત એમને બહુ મોડી સમજાઈ હતી. શરીરની કેટલી બધી તાકાત તેઓ ગુમાવી બેઠા હતા.

એમની ભૂખહડતાલ તોડાવવા માટેની સાથીઓની કોશિશો ચાલુ જ હતી. બાબા શેરસિંહ પૃથ્વીસિંહ પર અપાર સ્નેહ રાખતા. એમણે નક્કી કર્યું કે પોતે જ જઈને એ હઠીલા નવજુવાનને સમજાવશે. પણ ૧૨૦ પાઉંડ વજનવાળા સ્વસ્થ ને તંદુરસ્ત શરીરવાળા એ શેરસિંહને જેલની હૉસ્પિટલ નજીક ઢૂંકવા ય કોણ દે? કોઈ રસ્તો ન જડ્યો ત્યારે એમણે કોક ઝેરી વનસ્પતિ ખાઈ લીધી...લોહીના ઝાડા થવા શરૂ થઈ ગયા. એમની હાલત જોઈને ડૉક્ટરે રાતોરાત એમને હૉસ્પિટલ મોકલી આપ્યા.

બાબા શેરસિંહે ત્યાં જઈ બીજા ભૂખ-હડતાલિયાઓનાં કષ્ટોના વાત કહી સંભળાવી. ને કહ્યું કે, 'ભાઈ, તું ભૂખહડતાલ છોડી દે તો બધા આ કષ્ટમાંથી છૂટશે.'

પૃથ્વીસિંહ હજી મન સાથે કંઈ નક્કી કરી શક્યા નહોતા. એટલામાં એમને પંડિત જગતરામની ચિઠ્ઠી મળી. જેમાં એમણે પોતાના લોહીના અક્ષરોથી લખીને સમજાવ્યું હતું કે, 'હવે ભૂખહડતાલ જારી રાખવી એ સારું નથી.'

૧૫૫ મા દિવસે ડૉક્ટર નાક વાટે એમને દૂધ પિવડાવવા આવ્યો,

ત્યારે પૃથ્વીસિંહે એના હાથમાંનું વાસણ લઈ લીધું ને પોતે જ દૂધ પી ગયા. આંદામાનની એક લાંબી ભૂખહડતાલનો આમ અંત આવ્યો.

*

હવે તો મેજર મરેના વર્તનમાં પણ ભારે ફેરફાર થઈ ગયો છે. એ વર્ષની રજા લઈએ રજા પર જાય છે. હવે પાછું આંદામાનનું મોં જોવાની એને ઈચ્છા નથી. પણ એ અભાગીયાના નસીબમાં ન તો રજા ભોગવવાનું લખ્યું હતું કે ન પેન્શન પામવાનું. થોડા જ વખત પછી આંદામાનમાં ભેગાં કરેલાં બધાં પાપોનું પોટલું બાંધી એણે આ દુનિયામાંથી ચાલતી પકડી.

બારીની જગાએ હવે એનો બનેવી જેલર બનીને આવ્યો હતો. એ બહુ ભલો માણસ હતો. એના આવ્યા પછી લોકોને લાગતું નહિ કે અમે કેદમાં છીએ ને એ જેલર છે. ક્રાંતિકારીઓ પણ એને કોઈ રીતે પજવતા નહિ.

પણ એવામાં કોઈ ગેરવર્તાવ ને અન્યાયને કારણે બાબા સોહનસિંહે ફરીથી ભૂખહડતાલ શરૂ કરી, પૃથ્વીસિંહને ખબર પડી. ઘણું ઘણું રોકવા છતાં એ એમાં સામેલ થઈ ગયા. પૂરા અગિયાર દિવસ સુધી એમણે અન્નજળનો ત્યાગ કર્યો.

આંદામાનના કેદીઓમાં આભડછેટનો વહેમ બહુ ચાલતો. મુસલમાનના હાથની રોટલી ખવાઈ ગઈ કે, હિંદુ મુસલમાન બની જતો. પૃથ્વીસિંહને આ ચીજ બહુ બૂરી લાગતી મુસલમાનોના હાથમાંથી રોટલી છીનવી છીનવીને એ ખાવા લાગ્યા. થોડા દિવસમાં લોકોનો એ પુરાણો વહેમ ચાલ્યો ગયો.

*

**સત્યાગ્રહની ચળવળના દહાડા હતા. આખા હિંદુસ્તાનમાં** બધે ગાંધીજીનો જયજયકાર વર્તી રહ્યો હતો. એના ખબરો ચળાઈ ચળાઈને ય આંદામાનના ટાપુ સુધી ને જેલની દીવાલો ભીતર પહોંચી જવા લાગ્યા. એ સમાચારો સાંભળીને પૃથ્વીસિંહ તથા એમના સાથીઓની હિંદ જવાની ઉત્સુકતા ઓર વધી ગઈ. પણ હજી એકવાર લડવાનું બાકી રહી ગયું હશે.

મેજર વારકરે જેલના ખર્ચામાં કાપ મૂકવા માટે કેદીઓને મળતા તેલ પર હાથ ઉગામ્યો. ૧૨ ડ્રામ તેલ મળતું એને બદલે ૮ ડ્રામ કરી નાખ્યું. કેદીઓને ખરાબ લાગ્યું, પણ તેઓનાં મન હિંદ જવાની તાલાવેલીમાં લપટાઈ ગયાં હતાં. વળી પાછો ઝગડો ક્યાં ઊભો કરવો એમ માની તેઓ ચૂપ રહ્યા.

પૃથ્વીસિંહને આ વાત ખૂંચી. આ તો આપણું અપમાન છે, એ કેમ સહી લેવાય ? લડાઈ માટે કોઈ તૈયાર થતું નથી. પણ ૭૦ વર્ષના બુઢ્ઢા બાબા નિધાનસિંહ તથા મહાકવિ બાબા હરનામસિંહે એમને સાથ આપ્યો. હજી આજે ૧૯૪૫ માં ય જેઓ પંજાબની જેલોમાં સડી રહ્યા છે, તેવા ક્રાંતિના મહાન યોદ્ધા બાબા ગુરુમુખસિંહ પણ એમને સાથ આપવા તૈયાર થયા.

ચારે જણે મળી જેલના અધિકારીઓને સમજાવ્યું કે, 'ભાઈ! તેલની માત્રા તો પહેલાં જેટલી મળતી હતી તેટલી જ કરી નાખવી પડશે' પણ કહેવાથી કંઈ વળ્યું નહિ. જેલરની સહાનુભૂતિ ભરી વલણથી સૌ પરિચિત હતા. જેલરે આવીને આ લોકોને સમજાવવાની કોશિશ કરી. પણ ચારેય જણ એ વાત માનવા તૈયાર નહોતા. ચારે યે કામ મૂકી દઈ હડતાલ શરૂ કરી.

મેજર વારકરની જગ્યાએ છ ફૂટ લાંબો એક દૈત્ય સુપ્રિન્ટેન્ડન્ટ બનીને આવ્યો હતો. જેલનું ચક્કર લગાવતાં એ પૃથ્વીસિંહની કોટડી આગળ આવ્યો. પૃથ્વીસિંહ એમ જ બેઠા હતા. દરવાજો ઉઘડાવીને સુપ્રિન્ટેન્ડન્ટ ચુપચાપ અંદર આવી પૃથ્વીસિંહ સામે ખડો થઈ ગયો. પૃથ્વીસિંહ મૂંગા મૂંગા જોઈ રહ્યા. પેલાએ ઝટ પૃથ્વીસિંહની દાઢી પકડી ને એમને ઊભા કરી દીધા: 'આમ ઊભા થતાં શીખો.' કહી એ બારણા તરફ ફર્યો. એના મોં પર વિજયનું હાસ્ય ફૂટી નીકળ્યું !

ગાંધીજીના સત્યાગ્રહ ને અહિંસાની કેટલી ય વાતો પૃથ્વીસિંહે વાંચી હતી ને એ મુજબ પોતાનું વર્તન ઘડવા તેઓ મથી રહ્યા હતા. દરેક જાતની સજાઓ ભોગવવા ને ફટકા સુદ્ધાં ખાઈ લેવા તેઓ ખુશી હતા. પણ સુપ્રિન્ટેન્ડન્ટની આવી વર્તણૂક સહી લેવા તેઓ હરગિજ તૈયાર નહોતા.

એમણે એની આ વર્તણૂકની વાત પોતાના સાથીઓ તથા જેલરના કાન સુધી પહોંચાડી. જેલરે હજી સુપ્રિન્ટેન્ડન્ટને કાને એ વાત નાખી ય

નહિ હોય ત્યાં ફરીથી એ પૃથ્વીસિંહની કોટડી ભણી નીકળી આવ્યો. બારણું ઉઘડાવી અંદર આવ્યો, ને આગલા વખતની જેમ જ દાઢી પકડી પૃથ્વીસિંહને એણે ઊભા કર્યા. પૃથ્વીસિંહે એના ડાબા ગાલ પર જોરથી એક લપડાક ખેંચી કાઢી....આ ગુના બદલ પાછળથી એમના પર ખૂબ લાઠીઓ પડી, ને એ બેહોશ થઈ જમીન પર ઢળી પડ્યા.

પૃથ્વીસિંહને એક કોટડીમાં પૂરી દેવામાં આવ્યા. જ્યાં વિના દવા-દારૂએ થોડા દિવસમાં એ સાજા થઈ ગયા. હવે એમણે નિશ્ચય કર્યો કે, 'કોઈની સાથે બોલવું જ નહિ.' જેલના અધિકારીઓ એમની સાથે બોલવા આવતા તો ચુપચાપ આંખો મીંચી પલાંઠી વાળી તેઓ બેસી રહેતા. કેટલાક દિવસ પછી એમને હોસ્પિટલ મોકલી દેવામાં આવ્યા. ને બાબા સોહનસિંહને એમની દેખભાળ માટે સાથે મોકલવામાં આવ્યા. મિત્રોએ માન્યું કે, 'એમના મગજમાં કંઈ ભૂત ભરાઈ ગયું લાગે છે.' પૃથ્વીસિંહે બાબાને ધીરજ બંધાવી કે 'મારું મગજ બિલકુલ સાબૂત છે.'

હોસ્પિટલમાં ય આંખો મીંચી તપસ્યા કરવાનું એમનું ચાલુ રહ્યું. સુપ્રિન્ટેન્ડન્ટ આવતો. કદીક આંખો તો કદીક મોં ઉઘાડી જોતો, આખું શરીર તપાસતો. પૃથ્વીસિંહને થોડા દિવસમાં સમજાઈ ગયું કે, આથી સમાધિ તો શું ધૂળ લાગવાની હતી, કોક બીજી જ આફત ન ઊતરી પડે. એ દિવસે સુપ્રિન્ટે-ન્ડન્ટ જેવો કોટડીની અંદર પગ મૂકે છે કે એ ગરજી ઊઠ્યા, 'ખબરદાર, મારા શરીરને હાથ લગાડ્યો છે તો' સુપ્રિન્ટેન્ડન્ટને ખાતરી થઈ ગઈ કે, ના, માણસ પાગલ તો નથી થઈ ગયો.

તેલ પાછું ૧૨ ડ્રામ મળવા લાગ્યું. ને હડતાલ ખતમ થઈ ગઈ.

*

## વતનની જેલોમાં

પૃથ્વીસિંહ હવે પોતાની જાતને પૂરેપૂરા સત્યાગ્રહી માનતા હતા. ગાંધીજીના પાક્કા ચેલા બનવાની ધૂન એમના મનમાં જાગી ગઈ હતી. સડેલી નોકરશાહી સાથે કોઈ પણ જાતનો સહકાર કરવો એ એમને મન મહાપાપ હતું. "મહારાજા" જહાજ એમને આંદામાનનો ટાપુ છોડવી હિંદુસ્તાન લઈ જવા આવ્યું હતું. બધા ઉમંગમાં ને ઉમંગમાં નીકળવાની

તૈયારીઓ કરી રહ્યા હતા. નીકળતાં પહેલાં શરીર તપાસવાનો સમય આવ્યો. સૌએ વજન કરાવી લીધું. પણ પૃથ્વીસિંહ પોતાની રાજીખુશીથી જેલના અધિકારીઓ પાસે વજન શી રીતે કરાવી શકે? એ તો સત્યાગ્રહી ઠર્યા! સરકારના અધિકારીઓ સાથે સહકાર શી રીતે થાય?

૧૭ માણસોએ વજન કરાવ્યું. અઢારમો નંબર પૃથ્વીસિંહનો હતો. પહેરેગીરોએ જોયું કે, આ માણસ વજન કરાવવા આવતો નથી! એમણે ૨૯ વર્ષના અહિંસક સત્યાગ્રહી જુવાનને ઉંચકી ત્રાજવે ચઢાવી દીધો. સુપ્રિન્ટેન્ડન્ટે એમની ટિકીટ પર લખ્યું:

"મોટો શહીદ હોવાનો દમ મારે છે, પણ છે સાવ તૂત; બહુ જ જીદ્દી; સાવધાનીથી એની સાથે કામ લેવાની જરૂર છે."

કોઈ પણ પ્રાંતની સરકાર પંજાબી ક્રાંતિકારીઓને પોતાને ત્યાં રાખવા તૈયાર થતી નહોતી. આખરે મદ્રાસે એ કામ માટે બીડું ઝડપ્યું હતું બેડીઓ પહેરાવી જેલ બહાર કાઢી એમને જહાજ પર લઈ જવામાં આવ્યા. અમેરિકાથી આવતાં "તોશામારૂ" જહાજ પર જે પ્રતિજ્ઞા લીધી હતી તે આજે પૂરી થઈ. બેડીઓ પહેરી છ વર્ષ એમણે આંદામાનમાં ગાળ્યાં ને રાજકીય કેદીઓ માટે આંદામાનની કાળાંપાણીની જેલનાં બારણાં સદાને માટે બંધ કરાવ્યાં. છ વર્ષની નર્કયાતનાને અંતે ૧૯૨૧ ના જુલાઈ યા ઓગસ્ટમાં તેઓએ હિંદ તરફ પ્રસ્થાન કર્યું.

મનમાં દુઃખ માત્ર એક જ રહી જતું હતું કે, પેલા આઠ શહીદો કે જેમણે આંદામાનના આ નરકને બંધ કરવા માટે આખરી કુરબાની આપી હતી તેઓ માટે, ફરી કદી તેઓ પોતાની માતૃભૂમિનાં દર્શન કરી શકતા નહિ. એ સ્મરણે તથા બ્રહ્મદેશ કાવત્રા–કેસના રાજબંદીઓને પણ તેર ચૌદ વર્ષ સુધી અહીં જ સડવા માટે મૂકીને તેઓ જઈ રહ્યા હતા, આ બે વસ્તુઓએ આંદામાનની રાક્ષસભૂમિ છોડતાં ય એમના મનને ગ્લાનિથી ભરી દીધું!

મદ્રાસ જેલમાં ય બધાને એક જ બેરેકમાં રાખવામાં આવ્યા. હવે પૂરી જાંચ–તપાસ કરીને એમને પ્રાંતની જુદી જુદી સેન્ટ્રલ જેલોમાં વહેંચી નાખવાના હતા. જેલર ને સુપ્રિન્ટેડન્ટ કેદીઓને જોવા આવ્યા હતા. બધા કેદીઓ ઊભા થઈ ગયા, પણ અસહયોગી પૃથ્વીસિંહ આસન લગાવી બેઠા છે!

સુપ્રિન્ટેન્ડન્ટે દૂરથી જોયું, ને ઘાંટો પાડી કહ્યું; "ઊભા થઈ જાઓ." પણ સાંભળે કોણ? બીજી વાર બૂમ મારી, પણ આ લોમસ ઋષિ પર એનો કશો પ્રભાવ પડતો નથી. એણે આવીને એમની ટિકીટ માંગી. આંદામાનની આખરી નોંધ વાંચી એ ઠંડો પડી ગયો. એક જ દિવસની વાત હતી. એને થયું, 'જવા દો, નકામો બખેડો કોણ વહોરી લે.'

*

## ટ્રેનમાંથી પલાયન

બીજે દિવસે ત્રણ ત્રણ ચાર ચારની ટોળીઓ પાડી, કેદીઓને જુદી જુદી જેલો માટે રવાના કરી દીધા. બીજા બે કેદીઓ તથા પૃથ્વીસિંહને ત્રણ કોન્સ્ટેબલના પહેરા હેઠળ રાજમહેન્દ્રી જેલ માટે રવાના કરવામાં આવ્યા. સાંજને સમયે કલકત્તા મેલમાં બેઠા. પૃથ્વીસિંહે જોયું કે, પોલીસના ત્રણ માણસ પણ એક પંજાબી માટે પૂરતા નથી.

એમણે પોતાના સાથીદારને કહ્યું, "આ ત્રણ જણા આપણને રાજમહેન્દ્રી પહોંચાડી દે એ તો આપણે માટે એક લાંછનની વાત ગણાશે."

સાથી ચૂપ રહ્યા અર્થાત્ એ લોકો એમની સાથે સહમત નહોતા. પણ પૃથ્વીસિંહ એથી જરા ય નિરાશ ન થયા. એમણે પોતાનો રસ્તો વિચારી લીધો. હવે વધુ વખત પોતાની જાતને જેલમાં સડવા દેવા તેઓ તૈયાર નહોતા.

મેલ ખૂબ વેગીલી ગતિએ દોડી રહ્યો હતો. રાત પણ ઘણી વીતી ચૂકી હતી. પૃથ્વીસિંહની નજર વારે વારે સિપાહીઓના ચહેરા તરફ દોડી જતી...હજી તેઓ જાગતા હતા. રાતના એકનો ડંકો પડ્યો. ટ્રેન અંગોલ સ્ટેશને ઊભી રહી. ઘોર અંધકારમાં મુશળધાર વરસાદ વરસી રહ્યો હતો. બહાર કશું જ દેખાતું નહોતું.

સિપાહીઓ તરફ જોયું તો તેઓ ઊંઘનું ઝોકું ખાઈ ગયા છે. પૃથ્વીસિંહને થયું, 'આવી ઘડી ફરી હાથ લાગવાની નથી.' ગાડી છૂટી. વેગ વધવા લાગ્યો. થોડી વારમાં તો સિગ્નલ પાર કરી ગાડી આગળ નીકળી ગઈ. બારી બહાર નજર કરી તો જાણે કાજળ ઘોળાઈ રહ્યું હતું. કશું નજરે ચઢતું નહોતું.

કાંટા, ઝાંખરાં, પત્થર પાણી કશાનો ખ્યાલ કર્યા વિના પૃથ્વીસિંહે બારીમાંથી એકદમ છલંગ મારી. બારી પાસે કેહરસિંહ સૂતેલા હતા. એમને પૃથ્વીસિંહનું શરીર અડકી ગયું. જાગતાં વેંત એમણે એમનો પગ પકડી લીધો. પણ પૃથ્વીસિંહે જોરથી ઝટકો મારી છોડાવી લીધો. પણ એમાં જે રીતે જમીન પર કૂદવા માગતા હતા એમ કૂદી ન શક્યા. એટલે એમના ઘૂંટણનું હાડકું ખસી ગયું. ઊઠવા ગયા તો દર્દના માર્યા ઢગલો થઇને પાછા જમીન પર પડ્યા.

ત્યાં સુધીમાં સંકટ સમયે ખેંચવાની સાંકળ ખેંચાઈ ચૂકી હતી. ગાડી થોડી દૂર જઈ ઊભી રહી હતી. એમણે ઊઠવા કોશીશ કરવા માંડી. બે ત્રણ વાર ઊઠ્યા પાછા પડી ગયા. પરંતુ હવે દર્દની કે તૂટેલા ઘૂંટણની પરવા કર્યે ચાલે તેમ નહોતું. બધું જોર લગાવી એમણે રેલ્વે લાઇનથી દૂર ખસી જવાની કોશિશ કરી.

આગળ ડગ માંડે ત્યાં હાથલા થોરના કાંટા. કાંટા વાગતા જાય ને એ આગળ ચાલતા જાય, અટકાય એમ તો હતું જ નહિ. વીસ ગજ જેટલું અંતર કાપ્યું હશે, ત્યાં વળી પાછી થોરિયાની વાડ આવી ઊભી. પણ ત્યાંથી હવે પાછા ફરવાનો તો કોઈ સવાલ જ નહોતો.

પાછળ સિપાહીઓના હાકોટા સંભળાઈ રહ્યા હતા. આખું શરીર કાંટાના છેદે ચાળણી જેવું થઈ ગયું હતું, ડાંગરનાં ખેતર વર્ષાના પાણીથી તરબતર હતાં. કેટલીક જગાએ તો એટલું બધું પાણી ભરાઈ ગયું હતું કે ઘાયલ પગે ચાલવા કરતાં તરવું વધારે સુગમ થઈ પડતું.

કયાંય સુધી આમ ને આમ ચાલ્યા કર્યું! આખરે જઇને એક દીવાલ સાથે અથડાયા. વર્ષા હજી ય ચાલુ જ હતી. ખૂબ કષ્ટપૂર્વક ને સાવધાનીથી એ દીવાલ પર ચડી બીજી બાજુ ઊતરી પડ્યા. ટ્રેન તો હજી ય ખડી હતી. પણ આ ઘોર અંધકાર ને વરસતાં પાણીમાં ભાગી ગયેલ કેદીને શોધી કાઢવો એ કંઈ ખાવાના ખેલ તો નહોતા જ. વળી બાકી રહી ગયેલા બે કેદીઓને પણ એમણે સંભાળવાના હતા.

પોતાના શરીરને આમ ઘસડતાં ઘસડતાં પૃથ્વીસિંહે આગળ ને આગળ ચાલ્યા કર્યું. હવે દૂર દૂર એમને દીવાની રોશની દેખાવા લાગી. શરીરમાં ઠેર

ડેરથી લોહી ઝમી રહ્યું હતું, રોમે રોમે ભયંકર વેદના ઊઠી હતી. તો ય હિંમત બાંધી એમણે એ રોશની સુધી પહોંચી જવાનું નક્કી કર્યું.

એ એક નાનું શું ગામ હતું. કેટલાંક ઘરોમાં હજી દીવા બળી રહ્યા હતા. એ એક મોટા ઘરમાં જવાનો વિચાર કરતા હતા, ત્યાં એમની નજર એક નાનકડા ઝૂંપડા પર પડી. અંદર એક નાનકડો દીવો ટમટમી રહ્યો હતો. મોટા ઘરમાં જવાનો વિચાર પડતો મૂકી, એમણે આ ગરીબજનની ઝૂંપડીનો રસ્તો લીધો.

ઝૂંપડીમાં નજર કરી તો કેરોસીનના તેલે બળતા ટીનના દીવાને અજવાળે સામસામા બે ખાટલા પર એક સ્ત્રી ને એક પુરુષ સૂઈ રહ્યાં છે. ખૂણામાં ખીલે વાછરડું બાંધેલું છે. ઝૂંપડી એટલી તો નાની હતી કે, ક્યાં ય સહેજે જગા બાકી રહી નહોતી.

પૃથ્વીસિંહ ક્યાં ય સુધી એકીટસે જોઈ રહ્યા. મોઢામાંથી એકે શબ્દ કાઢવાની હિંમત ચાલતી નહોતી. ઘાયલ પગને આરામ આપવા પગ સ્હેજ હલાવ્યો તો પગમાંની બેડી ખનનન્ કરી ઊઠી !

અવાજ સાંભળી બાઈની આંખ ઊઘડી ગઈ. આ અંધારી રાતે એક ભૂત જેવા આદમીને પોતાની સામે ઊભેલો જોઈ, એકદમ ગભરાઈ ઊઠી એ ચીસ પાડવા જ જતી હતી, ત્યાં પૃથ્વીસિંહે હોઠ પર આંગળી મૂકી એને ચૂપ રહેવા સૂચવ્યું. સ્ત્રી થંભી ગઈ. હાથ લંબાવી એણે એના પતિને ઢંઢોળ્યો. કાળી કાળી દાઢી ને લાંબા લાંબા વાળવાળા પૃથ્વીસિંહના ચહેરા તરફ જોયું, ને એના ય હોશકોશ ઊડી ગયા. છાતી પરની બંડી ને નીચેનો જાંગિયો જોતાં તો રહીસહી કસર પણ પૂરી થઈ ગઈ. એમાં ય જે કાંઈ બાકી રહી ગયું હતું તે લોહી નીતરતા હાથ ને તરબતર કપડાંએ કહી આપ્યું.

પૃથ્વીસિંહે એને પણ ચૂપ રહેવા ઈશારો કર્યો. હજી સુધી પેલાની નજર બેડી પર ગઈ નહોતી. પૃથ્વીસિંહે પોતાની બેડીને હલાવી. કદાચ હવે એમને કંઈક સમજાયું. એ કંઈક બોલ્યો. પણ પૃથ્વીસિંહને તો તેલુગુ ભાષાનો એક અક્ષર પણ ક્યાંથી સમજાય ?

ઝટ એમના મગજમાં એક વિચાર ચમકી ગયો. એ બોલી ઊઠ્યા, "કોંગ્રેસ, સ્વરાજ, મહાત્મા ગાંધી." એમ લાગ્યું કે, જાણે આ શબ્દો

નહોતા, કોક જાદુના મંત્ર હતા ! પેલાં બેઉની આંખો ને મોંના ભાવ પરથી લાગ્યું કે, તેઓ મદદ કરવા તૈયાર છે. બે ખાટલા વચ્ચેની જમીન પર બેસી પડી, ઇશારાથી એમણે એમને સમજાવ્યું કે, ' આ બેડીઓ તોડવી છે.' બાજુમાં જ લોઢાનો એક ટુકડો, કદાચ હળની ફળી જેવું કંઈક પડ્યું હતું. એમણે એ તરફ ઇશારો કર્યો.

પેલો માણસ એ વડે બેડી ખોલવા પ્રયત્ન કરવા લાગ્યો. પણ એનાથી કંઈ બન્યું નહિ. પૃથ્વીસિંહે ફળી પોતાના હાથમાં લીધી કોણ જાણે ક્યાંથી બાહુમાં એટલી તાકાત ભરાઈ આવી કે, એકદમ એમણે કડાનું મોઢું ખોલી નાખ્યું. બેડી પગમાંથી નીકળી ગઈ. બંડી ને જાંઘિયો પણ એમણે ઉતારી નાખ્યાં. ને પેલા માણસને ઇશારા વડે સમજાવ્યું કે, ' ખોદી ને બધું જમીનમાં દાટી દો.' હવે એમના શરીર પર રહ્યો એક માત્ર લંગોટ. ઇશારાથી એમણે એક લૂંગી માગી, પણ આ ગરીબ માણસ પાસે બીજું કપડું જ ન મળે. એક નાનકડા ચીંથરાથી એમણે પોતાના ઘાયલ ઘૂંટણને તાણી બાંધ્યો.

પગમાં હવે ચાલવાની તાકાત રહી નહોતી. પરોઢ ફૂટી રહ્યું હતું. અજવાળું થાય તે પહેલાં કોઇ સલામત જગાએ પહોંચી જવું જ રહ્યું. પૃથ્વીસિંહને થયું, હવે મોટે ઘેર જવામાં કશો વાંધો નથી. એમને એ બાજુ જતા જોયા, એટલે પેલા ગરીબ માણસે એમને હાથ પકડી કંઇક કહ્યું. પૃથ્વીસિંહ સમજી ગયા કે ત્યાં જવામાં કંઇક જોખમ છે. એટલે એ પાછા વળી ગયા. પેલો માણસ એમને ગામ બહાર મૂકી, પાછો ચાલ્યો ગયો.

વર્ષાએ ય એ રાતે અખંડ વરસવાની જાણે જીદ લીધી હતી. પણ પૃથ્વીસિંહને તો આગળ વધ્યા વિના છૂટકો ન હતો. તરતા—લંગડાતા એમણે આગળ ચાલ્યે જ રાખ્યું. કમજોરી વધી રહી હતી. ઉપરથી આવી ભૂખની આગે ઉમેરો કર્યો. પણ એમણે તો બેઉ હાથમાં પોતાની વહાલસોઈ સ્વતંત્રતાને ઊંચકી હતી. કોઈ પણ ભોગે એને મરતી જોવા તેઓ તૈયાર નહોતા.

ચાલતાં ચાલતાં એ રેલ્વે લાઇન પર પહોંચ્યા. લાઇનની બંને તરફ પાણી ભરેલાં હતાં. લાઇન પર ચાલ્યા વિના બીજો કોઈ રસ્તો નહોતો સ્વસ્થ શરીર ને લાંબી દાઢીને કારણે કદાચ સાધુ તરીકે એમની ગણના થઇ જાત, પણ શરીરમાં જે કાંટા વાગ્યા હતા ને જખમ પડ્યા હતા તેનું શું ?

વર્ષા હવે થંભી ગઈ હતી. વાદળનાં દળ ચીરી સૂરજ પ્રકાશી રહ્યો હતો. લાઇન પાસે બેસી પડી એમણે ખેતરમાં ભરાયેલ પાણી વડે પોતાના જખમ ધોવા માંડ્યા. પણ શરીર આખું થાકથી લોથપોથ થઈ ગયું હતું, એ ત્યાં ભીની જમીન પર જ ઢળી પડ્યા. સૂર્યનાં કોમળ કિરણોએ હળવે હાથે થાબડી એમને ઉંઘાડી દીધા. નિંદરે આવી એમની બધી દુઃખ–ચિંતા હરી લીધી. ત્યાંથી પસાર થતી ટ્રેનના એન્જિને જોરથી વીસલ કરી, ત્યારે એમની આંખ ખૂલી. આખું શરીર ઝલાઈ ગયું હતું. હિંમત કરીને બાજુની ઝાડીમાંથી એક લાંબી લાકડી તોડી, એને ટેકે ટેકે આગળ ચાલવા માંડ્યું. આસપાસમાં ખેતરોમાં ઘૂંટણ સમાણાં પાણી ભરાઈ ગયાં હતાં. એમણે રેલ્વે લાઇને લાઇને તેનાલીની દિશામાં ચાલ્યા કર્યું.

*

## ઝડપાઈ ગયા !

એક સ્ટેશને પહોંચ્યા. જુએ છે તો સામેથી એક સિપાહી આવી રહ્યો છે. અંગોલ જિલ્લાનું અહીં થાણું છે. અહીંથી પૃથ્વીસિંહને શોધવા માટે જુદે જુદે ઠેકાણે પોલીસની ટુકડીઓ મોકલવામાં આવી છે. એમને જોતાં જ પેલો સિપાહી ઓળખી ગયો. પણ એમના શરીરના હાલ જોઈ એનું દિલ દ્રવી ગયું. એ એમને પોતાને ત્યાં લઇ ગયો. ભાત વગેરે કંઇક ખાવાનું આપ્યું, ને પછી પોતાના ઓફિસરને ખબર આપવા ગયો. થોડીક મિનિટોમાં તો પાછા પૃથ્વીસિંહ પોલીસની એક મોટી ટુકડીથી ઘેરાઈ ગયા.

જે જગાએ ગાડીમાંથી કૂદી પડ્યા હતા, ત્યાંથી લગભગ ૧૬ માઈલને અંતરે તે ફરી પકડાયા. અંગે અંગે જખમ પડ્યા હતા, રોમે રોમે કાંટા ભોંકાઈ ગયા હતા. આટલી અથડામણ સહી વરસતા વરસાદમાં કાદવ-કીચડ ખૂંદી, આટલો પંથ કેમ ખેડી શક્યા હશે એ જ એક નવાઈની વાત હતી.

૧૯૨૧ના અસહયોગની આગમાંથી પસાર થયેલ જનતા હવે ૭ સાલ પહેલાંની જનતા રહી નહોતી. એક બહાદુર રાજબંદીના પલાયન થઇ જવાના સમાચાર ચારે તરફ ફેલાવી દેવામાં એના દિમાકની ગરમીએ સારો

એવો ભાગ ભજવ્યો હતો. ચારે દિશાએથી લોક આ વીર પુરુષનાં દર્શન કરવા ઊમટ્યું હતું.

કૌંસિલના એક ખ્રિસ્તી સજ્જન પણ આ સાહસિક નરને જોવાની ઇચ્છા રોકી શક્યા નહિ. એમણે પૃથ્વીસિંહની હાલત જોઇ ઇચ્છા પ્રકટ કરી કે, "મારે એમને એક જોડ કપડાં આપવાં છે." પૃથ્વીસિંહે એનો સ્વીકાર કરવાની હા ભણી. ચાર કલાક પછી એ સજ્જને બે ખમીસ, એક ધોતીજોટો ને થોડાં બીજાં કપડાં મોકલ્યાં. પૃથ્વીસિંહે એ લઇને બાજુ પર મૂકી દીધાં. અસહયોગી જુવાન વિદેશી કપડાં અંગે શી રીતે ધારી શકે? લોકોને આ કારણની ખબર પડી, ત્યારે એમણે ખાદીનાં કપડાં ધર્યાં. પણ એ કપડાં લેવાની તો મનાઇ હતી!

હરવાફરવા જેવા થયા ત્યારે પૃથ્વીસિંહને હૉસ્પિટલ મોકલવામાં આવ્યા. એમણે ડૉક્ટરને કહ્યું, "મારા શરીરમાંથી કાંટા કાઢવાના છે." પણ શરીરમાં રોમેરોમે કાંટાની હેલ! એટલા કાંટા કાઢવાની નવરાશ દાક્તર ક્યાંથી લાવે? પૃથ્વીસિંહે ધીરે ધીરે એ કામ પોતે જ પાર પાડવાનું માથે લીધું. એક ઝીણી એવી કાંકરી એમની જમણી જાંઘમાં એટલી તો ઊંડી ઊતરી ગઈ હતી કે આજે (૧૯૪૪ માં) પણ એ બહાર નીકળવાનું નામ લેતી નથી.

હૉસ્પિટલમાંથી એમને મેજિસ્ટ્રેટની કચેરીમાં લઈ જતા હતા. શરીર પર માત્ર એક લંગોટી ધારણ કરેલી હતી. અંગોલની સડક પર થઈને એમને લઈ જતા હતા, ત્યારે સડકને બેઉ કિનારે એટલી ભીડ જમા થઈ ગઈ હતી કે, પોલીસને રસ્તો કાપવામાં મુશ્કેલી નડતી હતી. પૃથ્વીસિંહ કંઈ બોલે એ ઇચ્છાએ લોકો બૂમરાણ મચાવી મૂકતા.

કેટલાય સારા સારા વકીલો કહે, "અમે તમારા વતી મુકર્દમો લડવા તૈયાર છીએ." પણ પૃથ્વીસિંહને અંગ્રેજી અદાલતનો ન્યાય માન્ય હોય ત્યારે ને? પોતાને પગે ચાલીને તો એ અદાલતમાં પગ મૂકવા પણ તૈયાર નહોતા. જજે બે દિવસ સુધી મુકર્દમો ચલાવ્યો. ને ત્યારબાદ એક વર્ષની સજા આપતાં લખ્યું કે, "આખા શરીરમાં આટઆટલા જખમ છતાં ગુનેગાર ૧૬ માઇલનો રસ્તો શી રીતે કાપી શક્યો હશે તે સમજવું બહુ મુશ્કેલ છે!"

*

## રાજમહેન્દ્રી જેલમાં

**ફેંસલો** થયો કે તરત, તે જ દિવસે પૃથ્વીસિંહને રાજમહેન્દ્રી જેલમાં મોકલી દેવામાં આવ્યા. અંગોલની પેટા-જેલના સુપ્રિન્ટેન્ડન્ટે વિદાય કરતી વખતે કહ્યું: "પૃથ્વીસિંહ! આ તમારું જીવન એ તમારા હાથમાં સોંપેલ દેશની થાપણ છે, એને ગમે તેમ વેડફી નાખવાનો તમને કોઈ અધિકાર નથી. તમે દોડતી ટ્રેને કૂદીને તમારા શરીર સાથે જે પ્રકારનો વર્તાવ કર્યો છે, એ નરી નાદાની છે. દૈવયોગે જ તમે મોતથી બચી ગયા,...જાઓ, નિરાશ ન થઈ જતા, જેલમાંથી છૂટી આવીને હજી તમારે રાષ્ટ્રની સેવા કરવાની છે."

બે સિપાહી પૃથ્વીસિંહને લઈ રવાના થયા. એમણે હાથ જોડીને કહ્યું: "અમે આપને કોઈ જાતનું કષ્ટ આપવા માગતા નથી. અમે આપને બરાબર ઓળખીએ છીએ. પેટગુજારો કરવા માટે અમારી પાસે આજે આ સિવાય બીજું કોઈ સાધન નથી. અમારા પર આખા પરિવારનો બોજ છે, આપ એવું કશું ન કરશો કે જેથી અમારું સત્યનાશ વળી જાય."

પૃથ્વીસિંહના દિલમાં કરુણા ઊમટી આવી. એમણે કહ્યું, "તમે જરા ય ગભરાશો નહિ, મારી પાછળ પાછળ જેલના દરવાજા સુધી ચાલ્યા આવો."

રાતે એ જ ટ્રેનમાં પાછા રાજમહેન્દ્રી ભણી ઉપડ્યા. સેંકડો નવજુવાનો એમને વિદાય દેવા માટે સ્ટેશન પર રાહ જોઈને બેઠા હતા. પેલી બાજુ રાજમહેન્દ્રીમાં પણ ખબર પહોંચી ગયા હતા. અહીં પણ લોકોનાં ટોળાં જમા થયાં હતાં. પોલીસવાળા ચુપચાપ ઊભા રહ્યા.

લોકો એમને ગોદાવરીના તટ પર લઈ ગયા. ગોદાવરીની પવિત્ર ધારામાં એમને સ્નાન કરાવ્યું, પછી ત્રણે જણને ( બે પોલીસ સહિત ) સુંદર ભોજન કરાવ્યું, ને ઘોડાગાડીમાં બેસારી સેન્ટ્રલ જેલના દરવાજા સુધી વળાવી આવ્યા.

જેલરને ખબર મળ્યા. તો એય પોતાને બંગલેથી આ નવતર કેદીને જોવા દોડી આવ્યો. પણ પૃથ્વીસિંહ તો એમને એમ બેસી જ રહ્યા છે! જેલર હતો ઍંગ્લો-ઇંડિયન. એને લાગ્યું કે આ તો મારા મરતબાનું અપમાન

કહેવાય! એણે દૂરથી જ બરાડવા માંડ્યું. ને એમને જબરજસ્તી ઊભા કરવાની ધમકી આપી.

પૃથ્વીસિંહે ગજવામાંથી પોતાની ટિકીટ કાઢીને સામી ધરી. કહ્યું, "પહેલાં આ વાંચ." ને ખરે જ. વાંચીને એ ય ઠંડો પડી ગયો.

પગનો જખમ એકદમ પાકીને ગંધાઇ ઊઠ્યો હતો. કોઇ કેદી એમની બેરેકમાં રહેવા તૈયાર નહોતો. સુપ્રિન્ટેન્ડન્ટ આવ્યો, એણે ય પૃથ્વીસિંહને બેઠેલા જોઇ બરાડવા માંડ્યું, ગાળો દેવા માંડી. એની ગાળોનો એને સામો જવાબ પણ મળ્યો! એણે પૃથ્વીસિંહને ફાંસી-ઘરની ખોલીમાં પુરાવ્યા. સુપ્રિન્ટેન્ડન્ટ ને જેલર એંગ્લો–ઇંડિયન ને ડૉકટર હતો અંગ્રેજ : ત્રણેયનાં ભેજાંમાં ગુમાખીનો કંઇ પાર નહિ.

પૃથ્વીસિંહ રોજ પરોઢિયે ૪ વાગે ઊઠતા ને સવારના ૧૦ વાગ્યા સુધી પદ્માસન બાંધી આંખો મીંચી બેસી રહેતા. એમને ભાગ્યે જ કદી બોલવું પડતું. જેલના સિપાહી ને પહેરાવાળા માનતા કે, આ તો કોઈ જોગી મહાત્મા છે. મહાત્માને ખુશ રાખવા માટે પણ તેઓ ઠીક ઠીક પ્રયત્નો કરતા. ને એમને માટે ખાવાપીવાની એ સ્વીકાર કરી શકે એવી ચીજો એમની પાસે પહોંચી જતી.

પણ એંગ્લો–ઇંડિયન જેલર કંઈ એવી મિથ્યા વાતોમાં માને એવો નહોતો. એક દિવસ સવારે પોતાના સ્વાગત માટે એમને ઊભા થતા ન જોઈ, એણે સિપાહીઓને હુકમ કર્યો. "એને, પકડીને ઊભો કરો." સિપાહીઓએ સાફ ઇન્કાર કરતાં કહ્યું: "હજૂર, આ તો કોઇ ધ્યાનમગ્ન યોગી પુરુષ છે. એના શરીરને તો અમે હાથ પણ ન લગાડીએ." એ દિવસે તો બખાળા પાડતો પાડતો જેલર ચાલ્યો ગયો.

બીજે દિવસે એના વફાદાર પહેરાવાળાઓને સાથે લઇ આવ્યો. ખોલીનો દરવાજો ઉઘડાવી એણે બૂમ મારી, "પકડો સાલે કો."

ગાળ સહન કરવાનું તો પૃથ્વીસિંહ કદી શીખ્યા નહોતા. એમણે એને પડકારતાં કહ્યું, "હિંમત હોય તો ઓરો આવજે."

જેલરે ઊછળીને હાથમાંનો દંડો પૃથ્વીસિંહના માથા પર વીંઝયો. પૃથ્વી-

સિંહે એક ડગલું પાછળ હટી જઈ ઘા ચુકવી દીધો, ને છલંગ મારી જેલરની બોચી પકડી, તેના પેટમાં એક બે ઘૂંટણુ લગાવી દીધા. ચાળીસે માણસ પૃથ્વીસિંહ પર તૂટી પડ્યા. મારી મારીને એમને બેહોશ કરી નાખ્યા. ચાર કલાક સુધી પૃથ્વીસિંહ બેભાન રહ્યા. એમને એમના ભાગ્ય પર જ છોડી દેવામાં આવ્યા. થોડા દિવસામાં એ સારા થઈ ગયા. પણ ત્યાર પછી જેલરે કદી એમની કોટડીમાં પગ મૂક્યો નથી.

હવે તો હજારીબાગથી થોડા બીજા કેદીઓ અહીં આવ્યા છે. પંડિત જગતરામને પણ અહીં આણ્યા છે. એમને પોતાનો પંજાબી ખોરાક પકાવી લેવાની છૂટ આપવામાં આવી છે. પૃથ્વીસિંહને હવે ખાવાની બિલકુલ તકલીફ રહી નહિ.

જેલની ત્રિમૂર્તિ ય એમને સજા કરી કરીને હવે થાકી ગઈ હતી. ફટકા મારવાનું ને ફાંસીએ ચઢાવવાનું જ બાકી રહી ગયું હતું. ફટકા મારે તો બહાર ધમાલ થઈ જવાની બીક હતી. આખરે એમણે નિર્ણય કર્યો કે, આ પાગલને પાગલખાને મોકલી દેવો !

મિત્રોને આ વાતની ખબર પડી, ત્યારે તેઓ ખૂબ ગભરાયા. એમણે પૃથ્વીસિંહને સમજાવવા માંડ્યા, પણ પૃથ્વીસિંહને મન તો પાગલખાનું એ એવી કોઈ ડરવા જેવી જગા નહોતી.

એ જ વખતે શીખ કેદીઓ સામે ખરાબ વર્તન ચલાવવાની વાતો પંજાબ સુધી પહોંચી ગઈ હતી. ને એને લીધે એક જબરદસ્ત આંદોલન જાગી ઊઠ્યું હતું. જુદી જુદી જેલોમાં રાખેલા શીખ કેદીઓની તપાસ માટે એક કમિશન મોકલવામાં આવ્યું. સરદાર તેજાસિંહ ચૂડકાના ને બીજા બે સજ્જનો રાજમહેન્દ્રી જેલની તપાસે આવ્યા.

સરદાર તેજાસિંહ માર્શલ લૉના કેદી બનીને આંદમાન રહી આવેલા. એટલે પૃથ્વીસિંહને એ બરાબર ઓળખતા હતા. બધા કેદીઓ સાથે એમની મુલાકાત કરાવી, જેલર સુપ્રિન્ટેન્ડન્ટ ને ડૉક્ટર એમને પૃથ્વીસિંહ પાસે લઈ આવ્યા. એમનો આખો કિસ્સો સાંભળી, પૃથ્વીસિંહને એમણે કહ્યું કે, ' ભાઈ, દેશના નામ પર તમે આવી જીદ કરવાનું છોડી દો. '

એમની સાથે વાત કરવા માટે સુપ્રિન્ટેન્ડન્ટે બે કલાકનો સમય આપ્યો. પૃથ્વીસિંહે સરદાર તેજાસિંહની વાત માની લીધી. બીજે દિવસે ડૉક્ટરે એમનું શરીર તપાસ્યું ને કહ્યું : '૭ દિવસની અંદર તમને મન ફાવે તે કામ શોધી લો.' પૃથ્વીસિંહે પોતાને માટે બે કામ પસંદ કર્યાં. એક તો બસો ઉપરાંત રાજબંદીઓને હિંદી શીખવવાનું ને બીજું, બિમારોની સેવા કરવાનું. મને કમને પણ જેલઅધિકારીઓને આ કામ મંજૂર કરવાં પડ્યાં.

*

આજે આંધ્રમાં હિંદીનો ઘણો પ્રચાર થઇ ગયો છે. પણ ૧૯૨૨ માં એનો આરંભ કરનારાઓમાં પૃથ્વીસિંહનું નામ આગળ છે. એક મહિનાથી વધારે તેઓ હિંદી ભણાવી શક્યા નહિ. એમના જેવો ક્રાંતિકારી માણસ આંધ્રના તરુણોના સંપર્કમાં આવે એ મદ્રાસ સરકાર કેમ ખમી શકે? હિંદી ભણાવવાનું કામ બંધ થઇ ગયું, માત્ર હોસ્પિટલનું કામ જ ચાલુ રહ્યું.

રાજમહેન્દ્રી જેલમાં આંધ્ર દેશના ડૉક્ટર સુબ્રહ્મણ્યમ્, બુલસ, સામ્બમૂર્તિ જેવા મોટા મોટા નેતાઓ સાથે એમને ઓળખાણ થઈ. સામ્બમૂર્તિ આજે ય એમની જુવાનીના એ દિવસોને બહુ સ્નેહપૂર્વક યાદ કરે છે.

પૃથ્વીસિંહે રાજમહેન્દ્રી જેલમાંથી પહેલવહેલો એક પત્ર પોતાના પિતા પર લખ્યો. પત્ર જોતાં પિતાને વિશ્વાસ બેઠો કે, 'ના મારો દીકરો હજી જીવતો છે.'

પંજાબી રાજબંદીઓ ઉત્તર હિંદની જેલોમાં બદલી માગી માગી હવે થાકી ગયા હતા. કોઈએ વસ્તુ તરફ લક્ષ દેવા નવરું નહોતું. પણ એ જ વખતે એવી પરિસ્થિતિ પેદા થઈ ગઈ કે, સરકારે પોતે જ એમને બીજી જેલોમાં ખસેડવાનું યોગ્ય ગણ્યું. એ વખતે આંધ્રના કેટલા ય જિલ્લાઓમાં રમ્પા-ફિતૂરીનું ઘણું જોર હતું.

સીતારામ રાજૂ નામના એક બહાદૂર તરુણે અંગ્રેજી હકૂમત સામે બળવો પોકારી દીધો હતો. રાજૂનું દળ ધીરે ધીરે ઘણું મજબૂત બની ગયું હતું. એણે અમલદારોને નાકે દમ આણી મૂક્યો હતો. ત્રણ વરસ સુધી એણે સરકારની ઊંઘ ઊડાડી મૂકી હતી. આંધ્રનાં જંગલો ને પહાડો એને છુપાઈ

રહેવાનું સ્થાન હતું. ગમે ત્યાંથી એ થાણાં–કચેરીઓ પર તૂટી પડતો. ને કામ પતાવી સહિસલામત પાછો પોતાને થાનક પહોંચી જતો. સરકારને અગાઉથી ખબર આપી એ હુમલો લઈ આવતો. પણ રાજૂના તંત્ર સામે સરકારની મશીનરી સાવ સુસ્ત ને ઢીલી હતી. કેમે ય કર્યો એ સરકારને હાથ આવતો જ નહિ.

આ રાજૂ પાસે પૃથ્વીસિંહની બહાદુરીની વાતો પહોંચી ગઈ હતી. રાજૂએ પૃથ્વીસિંહને રાજમહેન્દ્રી જેલમાંથી છોડાવી લાવવાનો સંકલ્પ કર્યો. રાજમહેન્દ્રીમાં અફવાઓ ફેલાઈ ગઈ કે, 'રાજૂ જેલ તોડવા આવવાનો છે.' જેલવાળાઓનાં હાંજાં ગગડી ગયાં. જેલની રક્ષા માટે વધારાની પોલીસ બોલાવવામાં આવી પાકો બંદોબસ્ત કરી મૂકયો હતો. રાજમહેન્દ્રીની બાજુના સ્ટેશન પર એક દિવસ રાજૂએ સફળતાપૂર્વક હુમલો પણ કર્યો.

હવે પૃથ્વીસિંહ જેવા ક્રાંતિકારી કેદીઓને રાજમહેન્દ્રી જેલમાં રાખવા એ સરકારને જોખમભર્યું લાગવા માંડ્યું. પંડિત જગતરામ, સરદાર ધીરસિંહ, સરદાર કરતારસિંહ તથા પૃથ્વીસિંહ આ ચાર જણામાંથી પંડિત જગતરામને જબલપુર ને બાકીના ત્રણે જણને નાગપુર સેન્ટ્રલ જેલમાં મોકલી આપવા એવું નક્કી થયું.

*

## બીજી વાર પલાયન

મિત્રોને ભેટી લઇ ચારે જણા સિપાઈઓ સાથે ટ્રેનમાં ચઢી બેઠા. સ્ટેશન પર કેટલું ય લોક એમને વિદાય આપવા ભેગું થયું હતું. સ્ટેશન પરની આ ભીડ જોઈ અંગ્રેજ સાર્જન્ટ ગભરાઈ ગયો. એની પાસે સાત સાત સિપાઇઓ હોવા છતાં...! પૃથ્વીસિંહ ને એમના સાથીઓના હાથમાં નહોતી હાથકડી કે પગમાં નહોતી બેડી, કે નહોતાં એમના શરીર પર કેદીનાં કપડાં. સામાન્ય માણસ જેવાં કપડાં એમણે પહેરેલાં હતાં. સેંકડોની ભીડમાં મળી જવું એમને માટે બહુ આસાન હતું. પણ તે વખતે એ વાતનો એમણે ખ્યાલ જ ન આવ્યો.

ટ્રેન બેઝવાડા પહોંચી. અહીંથી એમણે બીજી ટ્રેન પકડવાની હતી. ને

હજી એક વાર હૈદરાબાદમાં ને ત્યાર પછી ભૂસાવળથી ગાડી બદલવાની હતી. આ જગાએ પૃથ્વીસિંહ એકલા બે સિપાઈઓને લઇને ખાવાનું લેવા ગયેલા. બે સિપાહી એટલે એમને માટે તો કંઈ જ નહિ. ને સાદા પોષાકમાં ગમે ત્યાં મળી જવામાં મુશ્કેલી પણ આવત નહિ. પણ હજી એમના દિલમાં ભાગવાનો ખ્યાલ જાગેલો જ નહિ.

ભૂસાવળથી એ નાગપુરની ગાડીમાં બેઠા. ગાડી પૂરપાટ દોડી રહી હતી. સૌ બારી બહાર પસાર થઈ રહેલ દૃશ્યો જોઈ રહ્યા હતા. એકાએક નાગલા થોરની વાડ સામે આવી. પંડિત જગતરામથી પુછાઈ ગયું– ‘ ટ્રેનમાંથી કૂદી આ કાંટાની વાડ તમે પાર કરી શકો ખરા ! ’

પૃથ્વીસિંહે હસી દીધું. હજી ય એમના દિલમાં એવો કોઈ વિચાર ઝબકયો સુધ્ધાં નથી !

જગતરામ એ જ વખતે ઊઠીને સામા બાંકડા પર જઈ બેઠા. પૃથ્વીસિંહ બારી પાસે બેસી રહ્યા. સાર્જન્ટને ચિંતા તો થઈ પણ એમની સાથે સીધેસીધું કંઈ બોલવાની હિંમત ચાલી નહિ.

એણે જગતરામને કહ્યું, ‘ એને કહી દો કે બારીથી જરા દૂર ખસીને બેસે. ’

પૃથ્વીસિંહના મનમાં ત્યાં સુધી એવો કોઈ ખ્યાલ આવતો નથી ! કંઈ બીજા જ વિચારોમાં એ મગ્ન છે.

જગતરામે સાર્જન્ટની વાત કરી. એ સાંભળીને પૃથ્વીસિંહને ખોટું લાગ્યું. એમણે હઠ લીધી કે, હવે તો બારી પાસેથી ખસું જ નહિ. સાર્જન્ટે એમની આજુબાજુ બે સિપાઈ બેસાડ્યા. પૃથ્વીસિંહને આથી ભારે અપમાન લાગ્યું. એમના મગજમાં ઝડપી વિચારો આવવા લાગ્યા. આ સાર્જન્ટ મને પોતાની ચાલાકી ને હોશિયારીથી સહિસલામત બીજી જેલમાં પહોંચાડી દેવાનો ગર્વ લેવા માગે છે ? એને ય બરાબર પાઠ ભણાવવો રહ્યો !

મનમાં કંઈક વિચાર કરી લઈ, એ ચુપચાપ બારી છોડી સામેના બાંકડા પર કામળો બિછાવી સૂઈ ગયા. સાર્જન્ટ એમની પડખે જઈ બેઠો. થોડી વારમાં તો એ ઘસઘસાટ ઊંઘી ગયા. ઊંઘમાં સ્વપ્નું આવ્યું. જાણે

એમના કાનમાં કોઈ કહી રહ્યું હતું, 'ઊઠ, ઊંઘવાનો સમય નથી. અત્યારે જ ખરી તક છે.' એમની ઊંઘ ઊડી ગઈ.

આંખો ખોલી જુએ છે તો લગભગ બધા જ ઊંઘી ગયા છે. માત્ર બે ત્રણ સિપાઇઓ એક ખૂણે ટોળે વળી પત્તાં ખેલી રહ્યા છે. સીટી વાગી. ગાડીએ સ્ટેશન છોડયું. ઊઠીને એ જાજરૂમાં ગયા. ગાડીની ગતિ વધી રહી હતી. જાજરૂમાં બેઠાં જ એમને ખ્યાલ આવ્યો, 'અત્યારે જ ખરે ખરી તક છે.'

વિચાર કરતા કરતા જ તેઓ બહાર નીકળ્યા. બારીમાંથી બહાર જોયું તો જાજરૂની કાચની બારી હેઠી ઊતારી શકાય એવી લાગી. પાછા અંદર પેઠા. બારી સાંકડી તો બહુ હતી. છતાં ધીમે રહીને એમાંથી આખું શરીર બહાર કાઢ્યું, પછી કૂદકો મારીને પગભેર જમીન પર પડ્યા. ગાડી સિગ્નલ વટાવી આગળ નીકળી ગઈ હતી. ખૂબ તેજ ગતિએ માર્ગ કાપી રહી હતી.

કોણ જાણે સિપાઈઓએ ક્યાં લગી પત્તે રમ્યા કર્યું હશે ?

પૃથ્વીસિંહ હવે કેદી રહ્યા નહોતા. તેઓ એક સ્વતંત્ર માનવી બન્યા હતા. ને તેય ખૂબ લાંબા સમય માટે. ૧૯૨૨ ના નવેમ્બર મહિનાની ૨૯મીની એ રાત હતી. ચારે તરફ દૂધ જેવી ચાંદની પથરાઈ રહી હતી.

*

: ૯ :

## અજ્ઞાતવાસ

શિયાળાની ટાઢ, ચાંદની રાત, ઊંચીનીચી ડુંગરિયાળ જમીનમાં ઝડપભેર તેઓ રસ્તો કાપી રહ્યા હતા. પાણીની તરસે કંઠ શોષાઈ રહ્યો હતો. પહેલી વાર નાઠા ત્યારેય પાણીને કાજે એમને ભારે

પરેશાની વેઠવી પડેલી. આ વખતે ય માઈલોની દોડ પછી પાણીનો ક્યાં ય પત્તો લાગતો નથી !

ચાંદની રાત હતી. એટલે પાણીની શોધ માટે દૂર દૂર સુધી નજર દોડાવી શકાતી. પણ જગા સૂમસામ વેરાન જંગલ જેવી લાગતી હતી. રેલ્વે-લાઈનને પાછળ છોડી બહુ દૂર સુધી તેઓ આગળ વધી ગયા હતા, પણ હજી કોઈ રસ્તો કે કેડી હાથ લાગ્યાં નહોતાં. એમણે આશરે આશરે જ એક દીવાનાં એંધાણ પકડી ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં તેઓ ચાર રસ્તાના એક તરભેટે આવી પહોંચ્યા. થોડું આગળ ચાલ્યા ત્યાં એક કૂવો દેખાયો. પાસે જઈને જોયું તો કૂવો ખૂબ ઊંડો. વળી પોતાની પાસે પાણી કાઢવાનું કોઈ સાધન પણ ન મળે. કૂવાની બાજુમાં જ એક ખાડો હતો. ચાંદનીના અજવાળે જોતાં લાગતું હતું કે, એમાં નર્યો કાદવ જ કાદવ ભરેલો છે. પણ હાથ અડકાડી જોયું તો એ થીજેલા કાદવ પર આંગળી ડૂબે એટલું પાણી ઠરેલું હતું. નીચા નમી, બે હાથ ને ઘૂંટણિયા ટેકવી જીભવડે એ ઠરેલું પાણી ચાટી એમણે તરસ છિપાવી. ને પછી ઊભા થઈ આગળ ચાલવા માંડ્યું.

આ વખતનો એમનો વેશ જોખમભર્યો નહોતો. એમણે ઝભ્ભો ને પાયજામો પહેર્યાં હતાં. માથે ફેંટો બાંધેલો હતો. લાંબી કાળી દાઢી રાખેલી હતી. ભદ્ર લોકની આ વેશભૂષા જોઈ, એમના પર કોઈ આશંકા લાવી શકે એમ નહોતું.

પો ફાટવા લાગ્યો હતો. ૪ વાગ્યા સુધી એમણે આગળ ને આગળ ચાલ્યા જ કર્યું, ત્યારે આખરે એમને પાકી સડક હાથ લાગી. અડધો કલાક ચાલ્યા પછી માઈલ-પથ્થર આવ્યો. એના પર લખ્યું હતું : ' અમરાવતી બે માઈલ. ' તેઓ આગળ ચાલ્યા. બીજો પથ્થર આવ્યો : ' અમરાવતી એક માઈલ. '

સૂર્યોદયનો સમય નજદીક આવી રહ્યો હતો. ને અમરાવતી પણ ઓરી ને ઓરી આવી રહી હતી. હવે મનમાં ચિંતા પેઠી, ' ત્યાં જઈને ઊભા ક્યાં રહેવું ? ' અમરાવતી પહોંચી ય ગયા. વિચારમાં ને વિચારમાં અમરાવતી શહેરને એક છેડેથી બીજે છેડે નીકળી ગયા.

એક મોટા મકાનને દરવાજે સાઈન-બોર્ડ લટકી રહ્યું હતું. એક ઓરડામાં

દીવો બળી રહ્યો હતો. એક વિદ્યાર્થી બેઠો બેઠો કંઈક વાંચી રહ્યો હતો. પૃથ્વીસિંહ સીધા એની પાસે પહોંચી ગયા : 'મારે તમારું કામ છે.'

પેલા વિદ્યાર્થીએ કશો જ સવાલ કર્યા વિના એમને ઘડિક થોભવા કહ્યું. પછી કપડાં પહેરી બહાર આવ્યો ને બોલ્યો, 'કહો, હું તમને શી મદદ કરી શકું એમ છું?'

પૃથ્વીસિંહે કહ્યું, 'કૃપા કરીને તમે મને આ શહેરના કોઈ એકાદ દેશભક્તને ત્યાં લઈ જાઓ. હું ખૂબ જ જરૂરી કામે આવ્યો છું.'

આ પછી પેલાએ કાંઈ સવાલ પૂછ્યો નહિ. પૃથ્વીસિંહને સાથે લઈ એણે ચાલવા માંડ્યું. બેઉ એક મોટા મકાન આગળ આવી પહોંચ્યા. અંદર પૂછાવ્યું, તો ખબર મળ્યા કે, મકાન-માલિક બહાર ગયા છે.

પૃથ્વીસિંહે કહ્યું, 'તો પછી બીજા દેશભક્તને ત્યાં ચાલો.' બીજે ગયા. તો ત્યાં ય એમ જ બન્યું.

ત્રીજાને ઘેર ગયા. ત્યાં ય નિરાશા સામી મળી. આ જોઈ એમણે પેલા તરુણને પૂછ્યું, 'શું આ ત્રણ સિવાય અહીં કોઈ દેશભક્ત જ નથી?'

પેલાએ ઘડીભર વિચાર કરી કહ્યું, 'હા, ડૉક્ટર વરહાડ પાંડે ઘરે હશે ખરા.' એમને બારણે જઈ ટકોરા કર્યા.

તરત જવાબ મળ્યો, 'છે.'

પૃથ્વીસિંહે પેલા તરુણને ધન્યવાદ આપી વિદાય કર્યો. લગભગ બે કલાક સુધી એ નવયુવાન વિદ્યાર્થી પૃથ્વીસિંહ સાથે ઘૂમતો ફર્યો, પણ એને એ પણ ખબર નથી કે, આ દાઢીવાળો અજાણ્યો આદમી છે કોણ? આમ શું કામ ઘેર ઘેર રખડે છે? એણે એક સવાલ સરખો એમને પૂછ્યો નહોતો.

સવારના પહોરમાં એક વિચિત્ર મહેમાનને પોતાને બારણે આવેલો જોઈ, ડૉક્ટરના મનમાં પણ કંઈ સવાલ ઉઠતો નથી. કોઈ કુતૂહલ થતું નથી! ઘરમાં લઈ જઈ એમને ખુરશી પર બેસાડ્યા, ઘડીએક એમના ચહેરા ભણી જોઈ રહ્યા. પણ હજી એકે સવાલ પૂછતા નથી.

વિના પૂછ્યે જ પૃથ્વીસિંહે પોતાની કહાણી કહી સંભળાવી. ડૉક્ટર

ચુપચાપ સાંભળતા રહ્યા. વાત પૂરી થયે પૂછ્યું, 'ઠીક, તો હવે કહો, હું તમને શી મદદ કરું ?'

પૃથ્વીસિંહે કહ્યું, 'પહેલાં તો એક કાતર ને એક સારો એવો અસ્તરો લાવી આપો.'

કાતરને અસ્તરો લાવી હાજર કર્યાં. પૃથ્વીસિંહ કહે, 'તો હવે હજામ બની જાઓ.' ઘડીકમાં તો વાળ ને દાઢી સફાચટ કરી નાખ્યાં.

ડૉક્ટરે પૂછ્યું, 'બોલો, હવે ?'

'એક જોડ કપડાં લાવો.' કપડાં આવ્યાં. ખાદીની કફની ને ધોતિયું.

ડૉક્ટરે પૂછ્યું, 'હવે કંઈ બાકી રહે છે ?'

પૃથ્વીસિંહે કાઢી નાખેલાં કપડાં તરફ આંગળી ચીંધી કહ્યું, 'આનો અગ્નિસંસ્કાર કરો ને મને એકાદ જોડ ચંપલ આપો.'

ચંપલ પણ આવી ગયા. એક કલાકમાં તો પૃથ્વીસિંહની આખી સુરત પલટાઈ ગઈ. વેશપરિવર્તનનો વિધિ ચાલી રહ્યો હતો ત્યાં સુધી તો ડૉક્ટર ચૂપ હતા. અત્યાર સુધી તો શું જોઈએ ને શું નહિ, એની જ વાતો ચાલી પણ હવે બધું પતી ગયું એટલે એમણે પૂછ્યું, 'તમારે જવું છે ક્યાં ? ને જવા માટેનો પ્રબંધ શો કર્યો છે ?'

આ સવાલનો જવાબ મુશ્કેલ હતો. ઘરના રાચરચીલા પરથી પૃથ્વીસિંહે જોઈ લીધું હતું કે, 'ડૉક્ટરની સ્થિતિ કંઈ બહુ સારી નથી.' છતાં ખૂબ સંકોચપૂર્વક એમને કહેવું પડ્યું કે 'મારે મુંબઈ સુધીની એક ટિકિટ જોઈએ.'

ડૉક્ટર પાસે તો એકે રૂપિયો નહોતો. પણ એમણે કહ્યું, 'હું મારા દોસ્ત પાસેથી પૈસા માગી લાવું છું, તમે બેસો.'

દોસ્તે કદાચ પૂછ્યું હશે કે, ભાઈ ! સવારે રૂપિયાનું શું કામ પડ્યું ! અથવા તો ડૉક્ટરને પોતાના દોસ્ત પર પૂરો ભરોસો હશે. ગમે તેમ પણ એ સાહસવીર તરુણની આખી કથની એમણે દોસ્તને કહી સંભળાવી. દોસ્ત તો ડૉક્ટરની વાત માનવા જ તૈયાર નહોતા.

એ તો કહે, 'બિલકુલ ખોટી વાત. આ તો છૂપી પોલીસની જાળ છે. એ લોકો જરૂર તમને કોઈ મોટા રાજનૈતિક મુકદ્દમામાં સપડાવવા માગે છે.'

ડૉક્ટરે આત્મશ્રદ્ધાના જોરે માથું ધુણાવતાં કહ્યું, 'મને એ જુવાન પર પૂરો ભરોસો છે. એ માણસની આંખો જ કહી આપે છે કે, એ જે બોલે છે તે સત્ય છે. તમે તમારી સગી આંખે એક વાર એને જુઓ તો ખરા !'

ડૉક્ટર મિત્રને ઘેર તેડી લાવ્યા. લઈ જઈને પૃથ્વીસિંહ સામે ખડા કર્યા. એમના મિત્રે કશી વાતચીત તો કરી નહિ, પણ દૂરથી જરા વાર જોઈ રહ્યા.

મુંબઈ જવા માટે રૂપિયા મળી ગયા. ડૉક્ટર પૃથ્વીસિંહને મુંબઈ જતી ગાડીમાં બેસાડી આવ્યા. સ્ટેશન પર લોકો વાતો કરતા હતા કે, પોલીસ કોક નાસી ગયેલ કેદીની શોધ કરી રહી છે.

*

## મુંબઈમાં ગુપ્તવાસી

મુંબઈ જતાં ટ્રેનને ભૂસાવળ થઈને જવાનું હતું. ભૂસાવળને સ્ટેશને પોલીસના માણસો દરેક ડબ્બામાં ડોકિયાં કરી કરીને જોઈ રહ્યા હતા. પૃથ્વીસિંહે જોયું તો રાજમહેન્દ્રીનો એક હવાલદાર પણ આ શોધમાં લાગેલો હતો. પણ એ શોધતો હતો એ પૃથ્વીસિંહનો તો હવે દુનિયામાં પત્તો જ ક્યાં હતો !

મુંબઈમાં ય એમને કોઈ કશી ઓળખાણ નહોતી. ડૉક્ટર પાંડે પાસે કોઈ પરિચયપત્ર પણ લખાવી લાવ્યા નહોતા. પણ આંદામાનમાં હતા ત્યારે એમણે એક સજ્જનનું નામ સાંભળેલું. એ ત્યાં પહોંચી ગયા. ખાસ્સું મજાનું આલેશાન મકાન હતું. દેખાવ પરથી જ લાગતું હતું કે, અહીં લક્ષ્મીનો નિવાસ છે. પૃથ્વીસિંહને દીવાનખાનામાં બેસાડવામાં આવ્યા, થોડી ક્ષણો બાદ પેલા ભાઈ એમની પાસે આવી પહોંચ્યા.

એ સજ્જનને પણ આપણે ડૉક્ટરના નામે જ ઓળખીશું. રાત ઘણી વીતી ચૂકી હતી. સૂવાનો વખત થઈ થયો હતો. ડૉક્ટર આવીને બાજુના સોફા પર બેસી ગયા. થોડી ક્ષણો સુધી તો પૃથ્વીસિંહને સમજાયું નહિ કે બોલવું શું ?

ડૉક્ટરે જ પહેલો પ્રશ્ન પૂછ્યો, ' આટલી મોડી રાતે મારી પાસે કેમ આવવું થયું ? '

પૃથ્વીસિંહને કંઈક હિંમત આવી. એમણે કહ્યું, ' હું તમારી નજદીક આવીને બેસી શકું ખરો કે ? '

હસતાં હસતાં ડૉકટરે કહ્યું, ' હા જરૂર, આવો ને, અહીં બેસો ! '

પૃથ્વીસિંહે નજદીક આવી બેસતાં શરૂ કર્યું, ' મારું નામ પૃથ્વીસિંહ. હું આંદામાનમાં હતો. ૨૯મી નવેમ્બરે ચાલતી ગાડીએ ભાગી છૂટ્યો છું. પહેરવેશ બદલી નાખી કોઈ પણ રીતે અહીં સુધી આવી પહોંચ્યો છું. હવે મારે તમારી મદદની જરૂર છે. આપણે એકબીજાથી પરિચિત નથી. પણ મેં તમારું નામ આંદામાનમાં સાંભળ્યું હતું. એટલે તમને શોધતો શોધતો અહીં આવ્યો છું.'

ડૉકટર ખૂબ ધ્યાનપૂર્વક પૃથ્વીસિંહની વાત સાંભળી રહ્યા હતા. વાત પૂરી થતાં બિલકુલ સ્વાભાવિકપણે એ બોલી ઊઠ્યા, ' ભલે પધાર્યા. તમે મારા મહેમાન છો.'

પૃથ્વીસિંહના નાસી છૂટ્યાના ખબર અખબારોમાં છપાઈ ચૂક્યા હતા.

સાંજના વાળુનો સમય તો વીતી ચૂક્યો હતો. ડૉકટરે નોકરને બજારમાં મોકલી કંઈક મીઠાઈ મંગાવી ને પૃથ્વીસિંહને કહ્યું, ' તમે નિરાંતે ખાઈ લો.' આટલું કહીને તેઓ બહાર ગયા.

ડૉક્ટર બહાર ચાલ્યા ગયા. ત્યાર પછી પૃથ્વીસિંહના મનમાં કંઈક ખટકો જાગ્યો. પણ એ ભૂંડી આશંકાને મનમાં જ દબાવી દઈ એ ચુપચાપ બેસી રહ્યા.

કલાકેક વીત્યા બાદ ડૉક્ટર પાછા આવ્યા. એમની સાથે એક સુંદર તરુણ હતો. એમણે પૃથ્વીસિંહ સાથે એની ઓળખાણ કરાવી. આવા એક સાહસવીર ક્રાંતિકારીને સહાયતા કરવી એને તરુણ પોતાનું સૌભાગ્ય સમજતો હતો. ડૉકટરનું ઘર એ એમને માટે નિર્ભય સ્થાન ન હતું. એટલે પેલો જુવાન એમને એક સુરક્ષિત સ્થાને લઈ ગયો.

ગિરગાંવ પોલીસ–ચોકીની બાજુમાં જ આ જગા હતી. સવાર સાંજ પોલીસ કોન્સ્ટેબલોને પોતાની નોકરી પર હાજર થતા પૃથ્વીસિંહ જોયા કરતા.

તે પછી બે વખત જગા બદલવી પડી. ને ત્રીજી વખતે તેઓ જે તરુણને ઘેર ગયા એના જ એક સગા છૂપી પોલીસ ખાતામાં કામ કરતા હતા. એટલે એ જગા ય જોખમ ભરેલી હતી.

ડૉક્ટરને લાગ્યું કે મુંબઈ એમને માટે સુરક્ષિત સ્થાન નથી. એમણે પૃથ્વીસિંહને બેલગામ મોકલી દેવાનું નક્કી કર્યું. ઠામઠેકાણું આપવામાં આવ્યું. પૃથ્વીસિંહ પોતે જ સીધા ત્યાં પહોંચી ગયા.

લાંબા પહોળા આંગણામાં એક વિશાળ બંગલો ઊભો હતો. પૃથ્વીસિંહ પાસે પરિચયપત્ર જેવું તો કંઈ હતું નહિ. પણ ગૃહસ્વામીને એમના આવવાની ખબર મળી ચૂકી હતી. એમણે સ્ટેશને માણસ પણ સામો મોકલ્યો હતો. એ માણસે ધાર્યું હશે કે એની ચકોર આંખો નવા આગંતુકને એની સંદેહભરી નજર પરથી જ તરત પકડી પાડશે. પણ પૃથ્વીસિંહ તો પુરાણા બેલગામના જ વસનારા હોય એમ સીધા શહેર ભણી નીકળી આવ્યા હતા. અજાણ્યા માણસની મગદૂર શી કે આંખ મોંના ભાવ પરથી એમને પકડી શકે!

મોડું થતું જોઈ ગૃહપતિના મનમાં ચિંતા પેઠી હતી. એ જ વખતે ખભે ગાંઠડી ભેરવી પૃથ્વીસિંહ આંગણામાં દાખલ થયા. એમને જોઈ ગૃહપતિના દિલમાં ટાઢક વળી. પૃથ્વીસિંહને એ જાણીને એમના કરતાં ય વધુ સંતોષ થયો કે ના ગૃહપતિ બહુ કુશળ આદમી છે. રાતે સૂતાં સૂતાં બેઉએ મળી ભવિષ્યનો કાર્યક્રમ ઘડી કાઢ્યો. ગૃહપતિ પર પોલીસને કંઈ શંકા આવે એવું તો નહોતું, છતાં જગા સાવ નિર્ભય તો ન જ કહેવાય. અંતે નક્કી થયું કે, અહીં રહેવું પણ ઠીક નથી.

*

## ભાવનગર નિવાસ (૧૯૨૩–૩૦)

**પૃથ્વીસિંહને** ફરી પાછા મુંબઈ આવવું પડ્યું. સૌથી પ્રથમ ક્રાંતિકારી ભાવનાવાળા જે જુવાન સાથે પરિચય થયો હતો એને તેઓ મળ્યા. એ તરુણ તથા બીજા પરિચિત મિત્રો સાથે હવે ક્યાં જવું એ વિષે ખૂબ ચર્ચા થઈ. અંતે એમ નક્કી થયું કે એમણે ભાવનગર જઈને રહેવું.

એક સમી સાંજે પૃથ્વીસિંહ ભાવનગર પહોંચી ગયા. અખાડામાં

છોકરાઓને વ્યાયામ કુસ્તીની તાલીમ આપવાનું કામ હતું. પૃથ્વીસિંહની ઉંમર તે વખતે ૩૦ વર્ષની હતી. શરીર પણ ખૂબ કદાવર ને બલિષ્ઠ હતું. કામ એમને અનુકૂળ હતું.

ત્યાં રહેતાં એમણે જોયું તો રોજ સાંજને ટાણે એક બગીચામાં લાલ સિંદૂરના રંગે રંગેલ હનુમાનની મૂર્તિ સામે બેસીને છોકરાઓ સ્તુતિ કરે છે. પૃથ્વીસિંહે પોતાના શૈશવકાળમાં ક્યાં ય કદી આવી વસ્તુ જોઈ નહોતી. એમને છોકરાઓની આ બજરંગ ભક્તિ બહુ ગમી ગઈ. થોડા વખત પછી તો પૃથ્વીસિંહે છોકરાઓના એ બજરંગ ( વજ્રાંગ=વજ્ર શા દેહવાળા ) દેવ માટે એક નાનકડું મંદિર ઊભું કરી દીધું.

પૃથ્વીસિંહનો સ્વભાવ બહુ મીઠો ને સ્નેહાળ છે. કોક કોક વાર ક્રોધમાં પાગલ થઈ જતા પણ એમને લોકોએ જોયા છે. એવો ક્રોધ તો ત્યારે જ દેખા દઈ જાય છે કે, જ્યારે એમને પોતાનું આત્મસન્માન યા દેશસન્માન ઘવાતું લાગે.

ભાવનગરનાં સેંકડો, નરનારી ને આબાલવૃદ્ધ સાથે તેઓ સંપર્કમાં આવ્યા ને બધાંને એમના મમતાળુ સ્વભાવે સ્નેહના પાશમાં બાંધી લીધાં હતાં. એમનું કામ હતું બાળકોને શિક્ષણની દિશા આપવાનું. બાળકો પર એમને અથાગ પ્યાર છે.

ભાવનગરમાં એમને એક ગાઢ મિત્ર લાધ્યો. થોડોશો પરિચય થતાં જ એ મિત્રે મનમાં ગાંઠ વાળી લીધી કે, આ માણસને ભાવનગરની બહાર નહિ જવા દઉં. પેલા મિત્રે પૃથ્વીસિંહ માટે કંઇક કામ શોધી કાઢવાનું દોસ્તોને સોંપ્યું.

દોસ્તોએ પૂછ્યું, ' તમારા મિત્ર કઇ જાતનું કામ કરી શકે એમ છે ?'

પેલાએ જવાબ આપ્યો, ' ચપરાસીથી માંડીને તે પ્રધાન સુધી. '

*

: ૧૦ :

# ગુજરાતને આંગણે "સ્વામીરાવ"

પૃથ્વીસિંહના દોસ્ત વૈશંપાયન એક સમાજસેવક તરીકે ભાવનગરમાં ખૂબ જાણીતી વ્યક્તિ હતા. અગ્રણી નાગરિકોમાં એમનું નામ પૂછાતું. શ્રી. ગોપાલજીભાઈ ઠક્કરે એક દિવસ એમને કહ્યું, અમારી સનાતન ધર્મ હાઈસ્કૂલ માટે એકાદ વ્યાયામ શિક્ષક શોધી આપોને?'

મિત્રે જવાબ આપ્યો, 'એમની યોગ્યતા અનુસાર તો તમે પગાર નહિ આપી શકો, પણ તમે જે કંઈ આપશો તે સ્વીકારી લેશે.'

મિત્રે પૃથ્વીસિંહ પાસે એ પ્રસ્તાવ રજૂ કર્યો. ને બીજે દિવસે એમણે સ્કૂલના હેડમાસ્તર પાસે જવાનું ઠર્યું.

યુક્ત પ્રાંતના લોકોને ગુજરાત તથા મહારાષ્ટ્રના લોકો 'ભૈયા' કહે છે. ભૈયા લોકો અહીં મહેનત–મજૂરીનું કામ કરે છે. એટલે મહેનત–મજૂરી કરનાર ભૈયા એમની નજરે હલકા દરજ્જાના લોક ગણાય છે. બજારમાં ય ભૈયાની કિંમત બહુ ઓછી ગણાય એટલે સ્કૂલવાળાઓએ નક્કી કર્યું કે, યુક્ત પ્રાંતના આ ભૈયાને મહિને પંદર રૂપિયાનો પગાર તો ઘણો ય.

ખાદીની કફની ને ખાદીનું ધોતિયું પહેરી પૃથ્વીસિંહ સ્કૂલના હેડમાસ્તર છગનલાલ દવે પાસે પહોંચી ગયા. ખૂબ નમ્રતાપૂર્વક એમને નમસ્કાર કર્યા. ઘંટ વાગ્યો. એમને કહેવામાં આવ્યું કે, 'એક શિક્ષક આવે એટલે એમની સાથે તમારે જવાનું છે.'

હેડમાસ્તરના ઓરડામાં ખુરશીઓ તો ઘણી ય પડેલી રહેતી, પણ ભૈયાને ખુરશીનું શું કામ? પેલા શિક્ષક મહાશય આવે ત્યાં સુધી ભૈયાને તો એમ જ ઊભા રહેવું પડ્યું.

શિક્ષક મહાશય આવ્યા, ને એમને વ્યાયામશાળામાં લઈ ગયા. શિક્ષક સંતોષરામ ભટ્ટે મુંબઈ યુનિવર્સિટીની બી. એસ. સી. ની ડીગ્રી મેળવી હતી. સ્કાઉટીંગમાં એમને ખૂબ રસ હતો. એમણે એમની તૂટી–ફૂટી ભૈયા બોલીમાં વ્યાયામ અંગે વિસ્તારપૂર્વક બધું સમજાવ્યું. પણ હિંદી બોલવામાં એમને બહુ મુશ્કેલી પડતી જોઈ, પૃથ્વીસિંહે અંગ્રેજીમાં બોલવું શરૂ કર્યું.

ભટ્ટ સાહેબ આશ્ચર્યપૂર્વક એમની સામે જોઈ રહ્યા. તરત બોલ્યા, 'ચાલો આપણે હેડમાસ્તરની ઑફિસમાં જઈએ.'

પૃથ્વીસિંહને કંઈ સમજાયું નહિ કે, અધવચ્ચે જ આમ હેડમાસ્તર પાસે જવાનું કેમ કહે છે? પૃથ્વીસિંહનો હાથ પકડી એ એમને હેડમાસ્તર પાસે લઈ આવ્યા. કહે, 'આ તો કોઈ ગ્રેજ્યુએટ લાગે છે!'

હેડમાસ્તર એકદમ ખુરશી છોડી ઊભા થઈ ગયા. ને પૃથ્વીસિંહ સાથે હાથ મિલાવી, દિલગીરી વ્યક્ત કરતાં કહેવા લાગ્યા, 'માફ કરજો, અમે તો માન્યું હતું કે, તમે એક મામૂલી ભૈયા હશો. એટલે જ તમને ૧૫ રૂપિયા વેતન આપવાનું નક્કી કર્યું હતું!'

ખેર, પૃથ્વીસિંહને બીજે દિવસે ફરીથી આવવાનું કહેવામાં આવ્યું. આખે રસ્તે પૃથ્વીસિંહને મનમાં થયા કર્યું કે, અંગ્રેજી બોલીને મેં કંઇ ઠીક કર્યું નથી. બીજું તો ઠીક, પણ હવે કદાચ કામ મળવામાં જ મુશ્કેલી નડશે.

બીજે દિવસે પૃથ્વીસિંહ હેડમાસ્તર પાસે પહોંચ્યા, પણ દિલમાં કામ મળવા વિષેની આશા બહુ ઓછી હતી. માસ્તરે ખૂબ નમ્રતાપૂર્વક કહ્યું, 'અમારી સંસ્થા પાસે બહુ પૈસા નથી, એટલે આપની યોગ્યતા અનુસાર પૂરો પગાર તો અમે નહિ આપી શકીએ. છતાં અમે આશા રાખીએ છીએ કે, મહિને ૩૦ રૂપિયાનું વેતન આપ જરૂર સ્વીકારી લેશો. આખા દિવસમાં આપને એક કલાક સ્કૂલનાં બાળકોને વ્યાયામનું શિક્ષણ આપવાનું રહેશે.

પૃથ્વીસિંહને તો એટલું જ જોઇતું હતું. એમને આથી ખૂબ આનંદ થયો. બીજા દિવસથી એમણે કામ શરૂ કરી દીધું.

પૃથ્વીસિંહનું શરીર જોતાં તો લાગતું હતું કે, કોઇ પહેલવાન હશે. પણ દંડબેઠક કરતાં વિશેષ વ્યાયામનો કોઇ પ્રકાર તેઓ જાણતા નહોતા. ને અહીં જવાબદારી લીધી હતી વ્યાયામ શિક્ષક તરીકેની! મનમાં મનમાં એમને પોતાની આ કમજોરીનું ભાન સતાવી રહ્યું હતું. વ્યાયામ અંગેનાં પુસ્તકોને એમણે પોતાના ગુરુપદે સ્થાપ્યાં. ને શારીરિક વ્યાયામ, સ્વાસ્થ્ય, ને શરીરશાસ્ત્રનો અભ્યાસ આદર્યો.

કદીક કદીક પરેડના મેદાન પર જઇ તેઓ ક્યાંય સુધી સૈનિકોની

કવાયત ધ્યાનપૂર્વક જોયા કરતા. આંદામાનમાં ભૂખહડતાલનો સમય બાદ કરતાં રોજ નિયમિત રીતે એમણે દંડબેઠકની કસરત કરી હતી. એને લીધે એમની છાતીનો વિકાસ ખૂબ સરસ થયો હતો. સ્નાયુ–પિંડો પણ ખૂબ મજબૂત બન્યાં હતાં. શરીરને વ્યાયામના વિવિધ પ્રકારોથી કેળવતાં એમને બહુ વાર લાગી નહિ ને વ્યાયામશાળાનું કામ ઠીક ઠીક ચાલવા લાગ્યું.

ગુજરાતમાં શારીરિક વ્યાયામનો રિવાજ ને રસ આમે ય ઓછાં જ છે. પૃથ્વીસિંહે બહુ જ થોડા સમયમાં જુવાનોમાં વ્યાયામ પ્રત્યેનું આકર્ષણ પેદા કર્યું. એમણે ઝુંબેશ ઉઠાવી, જુવાનોને શરીરધનનું મહત્ત્વ સમજાવ્યું. ભાવનગરની આગેવાન વ્યક્તિઓએ એમને આ કામમાં સહાયતા આપવા માંડી. હવે તો સ્કૂલનો સમય પૂરો થયે, સાંજે સાંજે શહેરના તરુણો માટે એક નોખી વ્યાયામશાળા ચલાવવાનું કામ એમણે ઉપાડી લીધું છે. થોડા મહિનાઓમાં તો એક જબરું એવું વ્યાયામ આંદોલન કાઠિયાવાડને આંગણે જામી ગયું.

આ દિવસોમાં એમણે પોતાનું નામ 'સ્વામીરાવ' રાખ્યું હતું. નામ રાખતી વખતે એમને એ વાતનો ખ્યાલ સુદ્ધાં ન આવ્યો કે, 'સ્વામી' નામ યુ. પી. ના ભૈયાઓમાં ભાગ્યે જ ક્યાંક મળે, પણ 'રાવ' તો છપ્પન પેઢી ઉકેલવા બેસો તો ય ક્યાંય ન મળે. ખેર, ગુજરાત–કાઠિયાવાડને માટે તો પૃથ્વીસિંહ તે દિવસથી 'સ્વામીરાવ' બની ગયા. સાધુ જેવી રહેણીકરણી ને બ્રહ્મચારીના આચાર જોઈ ગુજરાતના લોકોએ એમને 'સ્વામી' ને નામે જ ઓળખવા માંડ્યા.

સ્વામીરાવના મિત્રને નાસિકવાળા વ્યાયામ–આચાર્ય કે. બી. મહાબળ સાથે બહુ જ ઘનિષ્ટ સંબંધ. એમની સાથે વાતચીત કરી નક્કી કરવામાં આવ્યું કે, એમણે વ્યાયામશાળાના મોટા વિદ્યાર્થીઓને કસરત શિખવાડવી. મહાબળ એમના પુત્ર તથા બે શિષ્યોને સાથે લઈ ભાવનગર આવ્યા. સ્વામીરાવ પણ સંકોચ છોડીને એ મોટા વિદ્યાર્થીઓ ભેળા સામેલ થઈ ગયા. ને ખૂબ ચીવટપૂર્વક એમણે પોતાના શરીરને તાલીમ આપવા માંડી.

પણ આકરા જેલ–જીવનનાં લાંબાં વર્ષોએ એમના શરીરની એ કુમાશને તાવી નાખી હતી. પોતાના શરીર પાસે બીજા સાથી તરુણ વિદ્યાર્થીઓની

જેમ મનધાર્યું કામ કરાવવામાં એમને એટલી સફળતા ન મળી. પણ આ વ્યાયામવર્ગથી મોટો લાભ એ થયો કે, આધુનિક શિક્ષણ પામેલા, સ્કૂલ-કૉલેજોમાં શિક્ષણ લેનારા ને છેલછબીલા જુવાનો–કે જે અત્યાર સુધી શારીરિક તાલીમ તરફ ઉપેક્ષાની દૃષ્ટિથી જોતા, એમનામાં વ્યાયામ પ્રત્યેની રુચિ કેળવાઇ ને અખાડાનાં સ્થાનો જુવાનોથી ભર્યાં ભર્યાં રહેવા લાગ્યાં.

આ જોઇ સ્વામીરાવનો ઉત્સાહ ખૂબ વધી ગયો. મહાબળને સાથે લઇને તેઓ કાઠિયાવાડને થાનકે થાનકે ફરી વળ્યા.

*

## માણેકરાવના શાગિર્દ

**ગરમીના** દિવસોમાં મુંબઇ પ્રાંતની સ્કૂલ-કૉલેજોમાં ૪૦ દિવસની રજા પડે છે. સ્વામીરાવે રજાના દિવસો આ જ કામ પાછળ વાપરવાનો નિશ્ચય કર્યો. મહાબળજીએ એમને સલાહ આપી, 'વડોદરા જઈ, વ્યાયામકલાના આચાર્ય પ્રૉફેસર માણેકરાવજીને મળો.' અને પોતે એમના પર પત્ર પણ લખી દીધો.

સ્વામીરાવ વડોદરા પહોંચ્યા. ત્યાં જઇને પ્રો. માણેકરાવના જુમ્માદાદા વ્યાયામમંદિરના છાત્રાલયમાં છ મહિના માટે ભરતી થઈ ગયા. માણેકરાવજીએ કુસ્તીની કલામાં નિપુણ એવા એક શિષ્યને હાથ આ નવા છાત્રની સોંપણી કરી. કુસ્તીકલા-નિપુણ તરુણે બળ ને કળ બેઉમાં નિપુણતા સાધી હતી. કળથી અજાણ એવા પૃથ્વીસિંહના બલિષ્ઠ શરીરને તે એક બાળકની જેમ મન ફાવે તેમ ઊલટુંસીધું કરી નાખતો. પણ પૃથ્વીસિંહ એથી નિરાશ ન થયા. એમણે મન સાથે નક્કી કરી લીધું હતું કે, 'ગમે તેમ થાય પણ આ કળા તો શીખીને જ રહીશ.'

પહેલા સત્રમાં કંઇ બહુ તો ન શીખી શક્યા. પણ એ કલાનું મહત્ત્વ એમને સમજાઇ ગયું હતું. કાઠિયાવાડમાં સ્વામીરાવ હવે પ્રો. માણેકરાવના શાગિર્દ ગણાવા લાગ્યા.

થિયોસોફિકલ સોસાયટીનું ભાવનગરમાં સંમેલન ભરાવાનું હતું. સાથે એક નાનકડું પ્રદર્શન પણ ગોઠવવામાં આવ્યું હતું. સનાતનધર્મ સ્કૂલના



મલાડ વ્યાયામ શિબિરમાં બહેનોની કવાયતનું એક દૃશ્ય [ ૧૯૪૧ ]



મલાડ વ્યાયામ શિબિરમાં શિષ્યો સાથે સરદારજી

હેડમાસ્તરે વિદ્યાર્થીઓને સ્વયંસેવકો તરીકે કામ કરવાનું કહ્યું, પણ એમાં કંઇ સફળતા મળી નહિ.

સંમેલનના વ્યવસ્થાપકો આખરે વ્યવસ્થા જાળવવા માટે પોલીસની મદદ માગવાનું વિચારી રહ્યા હતા. સ્વામીરાવને આ વિચાર રુચ્યો નહિ. એમણે હેડમાસ્તરને કહ્યું, 'તમે મને દરેક વર્ગમાં જઇ સ્વયંસેવકો બનાવવાની રજા આપો.'

હેડમાસ્તર તો બધી આશા છોડી ચૂકયા હતા, છતાં પૃથ્વીસિંહને એમણે તક આપી. સ્વામી પહેલાં પહોંચ્યા ૬ ઠ્ઠા વર્ગમાં. વર્ગના વિદ્યાર્થીઓએ એમની હાકલનો સારો એવો જવાબ વાળ્યો. ત્યાંથી ઉત્સાહિત થઇને એ સાતમા વર્ગમાં ગયા, ત્યાં એક સજ્જન તત્ત્વજ્ઞાનને બ્રહ્મવિદ્યામાં ઘોળી ઘોળીને વિદ્યાર્થીઓને પાઇ રહ્યા હતા.

સ્વામીરાવે થોડા શબ્દોમાં વિદ્યાર્થીઓને સ્વયંસેવક બનવાની અપીલ કરી. પણ કોઇ વિદ્યાર્થી એ માટે તૈયાર થયો નહિ. એમનું મન દુખાયું, પણ નિરાશ ન થયા. પેલા સજ્જન પાસે એમણે થોડી મિનિટ બોલવાની રજા માગી. ને કહ્યું, 'ખાદીનાં કપડાં ને ગાંધી–ટોપી પહેરી ફર્યે શું વળે? જે સંસ્થામાં બેસી તમે ભણો છો, વિદ્યારસનું પાન કરો છો, એ જ સંસ્થાની સેવા કરવાનો વખત આવ્યે મોં ફેરવો છો, એ શું શરમની વાત નથી?'

પેલા વ્યાખ્યાતા એકદમ ગુસ્સે થઇ વચમાં કૂદી પડ્યા, 'આને ગાંધી–ટોપી ન કહો. એ સફેદ ટોપી છે.'

સ્વામીરાવે શાંત ભાવે જવાબ આપ્યો, 'ગાંધી–ટોપી યા સફેદ ટોપી એ નક્કી કરવાનું કામ આ વિદ્યાર્થીઓ પર જ છોડી દોને.'

છોકરાઓ બધા એકી સ્વરે બોલી ઊઠ્યા, 'ગાંધી–ટોપી, ગાંધી-ટોપી.' ને આ કિસ્સો પૂરો થતાં કેટલા ય વિદ્યાર્થીઓએ ચપોચપ સ્વયંસેવકો તરીકે પોતાનાં નામ નોંધાવી દીધાં.

બીજે દિવસે જોયું તો ગણવેશ પહેરેલ લાઠીધારી તરુણોનું એક નાનકડું સ્વયંસેવક દળ ખડું થઇ ગયું છે. ભાવનગરની જનતાએ ઉજળિયાત

કોમના સુખી કુટુંબોના છોકરાઓને લાઠી લઇ પરેડ કરતા આમ પહેલી વાર જોયા.

ભાવનગરના તરુણોમાં તો સ્વામીએ પ્રેમ ને આદરનું સ્થાન જમાવી દીધું હતું. પણ એમના તરુણ દીકરાઓની જીવનદૃષ્ટિમાં આવું ભારે પરિવર્તન આણનાર સ્વામીરાવે જૂની પેઢીનાં ઘરડેરાંઓની નજરમાં પણ આદરનું સ્થાન મેળવી લીધું હતું.

એમની સાદી રહેણીકરણી ને સંસ્કારની ફોરમથી મહેકતું જીવન એ નવા જુવાનીઆઓનો આદર્શ બન્યો હતું. સ્વામી ખાદીના ભારે ભક્ત હતા.

એમણે જોયું કે, સ્કૂલના વિદ્યાર્થીઓ ને અધ્યાપકોમાં ખાદી પહેરનાર બહુ ઓછા લોકો હતા. એક દિવસ હેડમાસ્તરને કહ્યું, તો એમણે એમને સભામાં બોલવાની રજા આપી.

ઊભા થયા માત્ર ખાદીના ગુણ ગાવા. પણ એમાં તો ભારત માતાની પરતંત્રતા, ગરીબી વગેરેની કંઈ કેટલી ય વાતો કરુણ રંગે રંગાઈને બહાર પડી. શ્રોતાઓ શ્રદ્ધાભરી આંખે એમની સામે જોઈ એ કરુણ બાની પી રહ્યા હતા. એકાએક સ્વામીને ભાન આવ્યું કે, આમ લાગણીવશ થઈ બોલી નાખવું ઠીક નથી થતું.

લોકોનું એમના પ્રત્યેનું માન એકદમ વધી ગયું. સૌને મનમાં થયું, ' આ કોઈ સામાન્ય માણસ લાગતો નથી. દેશની લગની એને હૈયે લાગી છે. કેટલો ત્યાગ ! આટલો સંસ્કારી ને સુશિક્ષિત માણસ ૩૦ રૂપૈડીની નોકરીમાં શું કામ પડ્યો રહ્યો હશે ? જરૂર, એની પાછળ કંઈક રહસ્ય છુપાયેલું હોવું જોઈએ. '

કેટલાક રાજકીય કાર્યકર્તાઓને વળી એથી ઊલટું જ લાગવા માંડ્યું કે, ' જરૂર, આ કોઈ સરકારનો જાસૂસ હોવો જોઈએ.

*

## ક્રીડા–મંડળની સ્થાપના

**સ્વામી**રાવે ભાવનગરમાં બાળકોના એક ક્રીડા–મંડળની શરૂઆત કરી હતી. એમના આ મંડળમાં કુસ્તી ને કસરત શીખવાતી. એને માટે એક

સો ફૂટ લાંબું ને સો ફૂટ પહોળું એવું વિશાળ મેદાન એક બાગમાં મળી ગયું હતું. અખાડામાં એક ખૂણે કૂવો હતો. એક ખૂણામાં સિંદૂરિયા રંગની હનુમાનજીની મૂર્તિ હતી. બાર ફૂટ પહોળી ને બાર ફૂટ લાંબી જગા ખોદી કાઢી કુસ્તી માટે અખાડો બનાવવામાં આવ્યો હતો. થોડીક લાઠીઓ ને કેટલીક જોડ મગદળ એ આ અખાડાની મિલકત હતાં.

અખાડો તથા ક્રીડા-મંડળને કેમ કરી ખિલવવાં એ જ સ્વામીનું રાત-દિવસનું ધ્યાન. એને કાજે એમણે પોતાનું પ્રિય ભોજન દૂધસાકર છોડ્યાં; છ મહિના વીત્યા. સ્વામીનું શરીર ઓસર્યું, પણ હજી કંઈ રસ્તો નીકળ્યો નહિ.

એ જ દિવસોમાં મહારાજ કૃષ્ણકુમારના રાજ્યાભિષેકનો પ્રસંગ આવ્યો. ખૂબ ધામધૂમથી પ્રસંગની ઉજવણી થવાની હતી. એ પ્રસંગે શિક્ષણખાતાના અધિકારીએ સ્વામીને કહ્યું, 'તમે વ્યાયામનો કાર્યક્રમ રજૂ કરો.'

વ્યાયામનો કાર્યક્રમ ગોઠવવામાં આવ્યો. કાર્યક્રમમાં મહારાજા ને રાજના દીવાન સર પ્રભાશંકર પટ્ટણી આવ્યા. ક્રીડામંડળનું કામ જોઈ તેઓ ખૂબ ખુશ થયા. ત્યાર પછી સર પ્રભાશંકર સ્વામીરાવને અખાડા માટે એક સુંદર જગા કાઢી આપી.

મોતીબાગમાં ક્રીડા-મંડળને આ જગા મળી. અખાડાના છોકરાઓ માટે બધી સગવડો થવા માંડી. વૃક્ષોની આસપાસ ક્યારા કરી સુગંધિત ફૂલઝાડ રોપવામાં આવ્યાં. અખાડાને માથે છાપરું નંખાઈ ગયું. વ્યાયામને માટે જરૂરી એવાં તરેહતરેહનાં સાધનો પણ આવી ગયાં.

અંતે પ્રો. માણેકરાવજીને કહેતાં એમણે પોતાને ત્યાંથી એક વ્યાયામ-વિશારદ બહાઉદ્દીન ઉસ્માન નામના જુવાનને અખાડાના છોકરાઓને તાલીમ આપવા માટે ત્યાં મોકલી આપ્યા.

સ્વામીરાવે પોતાના મિત્ર ગણેશ રઘુનાથ વૈશંપાયનના નામ પરથી અખાડાનું નામ રાખ્યું 'ગણેશ ક્રિડા-મંડળ.'

*

એક વખતે સ્વામી સ્કૂલના એક સાથી અધ્યાપક સાથે એક મકાનમાં રહેતા હતા. એક રાતે તેઓ ભરનિદ્રામાં સૂતેલા હતા. એમના સાથીએ આવી એકાએક એમને ઢંઢોળી નાખી, કઠોર શબ્દોમાં કહ્યું, 'તમે તો સરકારી જાસૂસ છો. જાઓ, મારા ઘરમાં તમારો પગ ન જોઈએ.'

સ્વામી શું કરે? તે વખતે એના મનની શંકા ટાળવા માટે કંઈ પોતાના જીવનનો ભેદ ખોલી નાખવા ઓછું જ બેસાય એમ હતું? તેઓ ચુપચાપ ઊભા થઈ ગયા. પોતાનો બિસ્તરો લપેટી બગલમાં માર્યો ને હસતા હસતા ઘર છોડી બહાર નીકળી ગયા.

*

## "મહાત્મા ગાંધીકી જય"

એક દિવસ વિદ્યાર્થીઓને સાથે લઈ સ્વામી ફરવા નીકળ્યા હતા. રસ્તામાં સામેથી પાંચ સાધુ આવે—ખૂબ જાડા-તગડા ઉત્તર હિંદના રહેવાસી હતા. ખાદીનાં કપડાં ને ગાંધી–ટોપી પહેરેલ ગુજરાતીઓને જોઈ એમણે પોતાની ભાષામાં ગાંધીને ગાળો દેવાનું શરૂ કર્યું. ગાળો ખરી પણ એનાં ય દુહા જેવાં જોડકણાં એમણે બનાવી રાખેલાં. કાઠિયાવાડી વિદ્યાર્થીઓ તો એમાં કંઈ સમજ્યા નહિ. પણ સ્વામીએ બધું સાંભળી લીધું.

ને હળવેક રહીને એમણે સાધુ મહારાજને પૂછ્યું, 'બાબા તમે શેનાં ગીત ગાઈ રહ્યા છો?'

બાબાએ તુમાખીભેર જવાબ આપ્યો, 'અમારી ખુશી સ્તો.'

'ના, તે મારે તમારાં ગીત પેટ ભરીને સાંભળવાં છે, એટલે પૂછું છું.'

સાધુએ મહાત્માજીને ગંદી ગલીચ ગાળો દેતા દુહા સંભળાવ્યા.

સ્વામીએ ધાંટો પાડી કહ્યું, 'આ તો તમે ગાંધીજીને ગાળો દીધી! હવે હું કહું છું કે તમે ત્રણ વાર 'મહાત્મા ગાંધીકી જય' બોલો.'

સાધુ શેના સાંભળે? એમણે ઠઠ્ઠા-મજાક ઉડાવવા માંડ્યાં. સ્વામીએ ટહુકો કર્યો, 'અરે, વાલજી! મારો દંડો લાવ તો જરા, આમને પાઠ ભણાવું.'

ખાઈ બદેલા સાધુજીઓ આવી ધમકીઓથી ડરાય તો થઈ જ રહ્યું ને?

એમણે નજર તીરછી કરી હસતાં હસતાં કહ્યું, 'હા ભાઈ, અમે તમારા દંડાથી તો ડરી જવાના, ખરા!'

સ્વામીએ કહ્યું, 'વારુ, તો હું તમને દંડો નથી દેખાડતો. તમે જરા ભાનમાં આવી જાઓ.' ને એક સૌથી તગડા પઠ્ઠા જેવા સાધુની ગરદન પકડી કહ્યું, 'હવે તારું નાક હું આ જમીન સાથે રગડું છું, તારાથી થાય તે કરી લે.'

એક હાથની પકડે જ સાધુને એ બાવડાંની તાકાતનું ભાન કરાવી દીધું. વિના વિલંબે ચીસ નાખી 'મહાત્મા ગાંધીકી જય' 'મહાત્મા ગાંધીકી જય' એના સાથીઓએ પણ કાનની ભુટ ઝાલી એનું અનુકરણ કર્યું.

સ્વામીએ પેલાની ગરદન મૂકી દીધી ને કશું જ ન થયું હોય તેમ સૌ આગળ ચાલ્યા.

*

## ભૂતિયે બંગલે

**સ્વા**મીરાવને એક ખાલી મકાનની ભાળ હતી, પણ એટલું ભાડું કાઢે ક્યાંથી? કોઈ દોસ્તે કહ્યું કે, શહેર બહાર, દક્ષિણામૂર્તિ ભવનની પાસે એક સારો બંગલો ખાલી પડેલો છે. એ બંગલો કોઈ ભક્તે એક જૈન સાધુ માટે બંધાવ્યો હતો. પણ સાધુ એ બંગલાનો ભોગવટો કરવા બહુ દિવસ જીવ્યો નહિ. એ જ બંગલામાં એનું મૃત્યુ થયું. શહેરમાં અફવા ફેલાઈ ગઈ કે, એ બંગલામાં ભૂત રહે છે. ત્યારથી એ ભૂતિયા મહેલ તરીકે પંકાઈ ગયો. કોઈ ત્યાં રહેવા જવાની હિંમત કરતું નહિ.

સ્વામીરાવને તો ભૂત સાથે ભેરુબંધી કરવામાં કંઈ વાંધો નહોતો. એ તો ઊપડ્યા બંગલો જોવા. બંગલો એમને પસંદ પડી ગયો. એમણે માલિક પાસે જઈ કહ્યું, 'ભાઈ, તમારો બંગલો મારે ભાડે રાખવો છે.' એણે કહ્યું, 'ભલે ભલે.' દોસ્તોને આ વાતની ખબર પડી, એટલે આવ્યા સ્વામીરાવને સમજાવવા. કહે, 'અમારાં ઘરબાર સાબૂત છે, ત્યાં સુધી ત્યાં તો ન જ જવા દઈએ.' પણ સ્વામીરાવને ભૂતના તમાશા જોવાની તક મળી હતી એ શેના જવા દે!

પોતાનો ખાટલો, પાથરણું ને એક ફાનસ લઈ, એ ભૂતિયા મહેલે પહોંચી ગયા. ગરમીના દહાડા હતા. બહાર ખુલ્લામાં જ આકાશના ચંદરવા હેઠળ ખાટલો ઢાળી કરી એ સૂતા. ભરનિંદરમાં પડ્યા છે. ત્યાં એકાએક એમના કાને અવાજ સંભળાયો ‘ એ કોણ છે ? ’

સ્વામીરાવે આંખો ખોલી. ચારે તરફ જોયું, પણ કોઈ દેખાયું નહિ. એ સૂઈ ગયા. પાછો થોડી વારે એ જ અવાજ સંભળાયો. અવાજની દિશા તરફ ધારીને નજર માંડી તો કોક ઊભેલું દેખાયું.

સ્વામીએ પણ જરા ગળું ખોંખારી સામે પૂછ્યું, ‘ કાં, કોણ છે એ ?’

ચાળા પાડતો હોય એમ સામેથી એમના જ શબ્દોનો પાછો પડઘો પડ્યો. સ્વામીએ ખાટલા પરથી ઊભા થઈ, ઉતાવળે પગલે ‘ કોણ છે એ ’ ની ખબર લેવા એ દિશા તરફ દોટ મૂકી. એમને ઊભા થતા જોઈ ભૂતે પણ મૂઠીઓ વાળી પાછે પગલે દોટ મૂકી. ને તે દિવસથી ભૂતે એ બંગલાની કેડીએ ચઢવાનું નામ મૂકી દીધું.

ભૂત તો ઠીક પણ ભૂતને નામે બદમાશોએ આ બંગલાને અડ્ડો બનાવ્યો હતો. સ્વામીએ ધૂણી ધખાવી એ ભૂતોનો વાસ ત્યાંથી કાઢી નાખ્યા પછી લોકોએ એ બંગલાને પોતાના વસવાટના ઉપયોગમાં લેવા માંડ્યો.

*

## મણીપુરનાં જંગલોમાં

**૧૯૨૪ની સાલ આવી.** સ્વામીરાવને ભાવનગરમાં આવ્યે પૂરાં બે વર્ષ થયાં, સરકારના ઘરની મહેમાનગતી ભોગવતા હોત તો ઠેઠ ૧૯૫૧ માં છુટકારો મળત. પણ દૈવયોગે એ ‘મોંઘી ખાતર–બરદાસ્તથી’ તેઓ બચી ગયા હતા. પિતાને મળવાની ઉત્કંઠાએ એમનું દિલ વ્યાકુળ હતું. પણ ભાવનગર તો એમને શી રીતે બોલાવાય ? એટલે વૃદ્ધ પિતાને એમના મૃત્યુ

પહેલાં એક વાર મળી લેવા એમણે બ્રહ્મદેશ જવાનું નક્કી કર્યું. ને થોડા દિવસમાં એ બ્રહ્મદેશ પહોંચી ય ગયા.

પિતા તો આ જિંદગીમાં હવે દીકરાનું મોં જોવાની આશા તજી બેઠા હતા. એકાએક પૃથ્વીસિંહને જોતાં એમની આંખો કહ્યું નહોતી કરતી. વૃદ્ધ પિતાનાં કલાંત ચક્ષુ આનંદના આવેગથી છલકાઈ આવ્યાં.

બુઢ્ઢા બાપની ચરણરજ ચૂમી, બેટાએ આશીર્વાદ માંગ્યા, 'બાબા, મારું જીવન મેં દેશસેવા કાજે અર્પણ કરી દીધું છે, મને એક તમારા આશીર્વાદની ભૂખ છે.'

પિતાની આશીષનું ભાતું બાંધી લઈ, આખરી વિદાય લેતી વખતે પૃથ્વીસિંહે કહ્યું, બાબા, ધારો કે દેશના દુશ્મનો સામે લડતાં લડતાં મારું મોત થઈ ગયું તો તો છાંપાંઓ તમને એના ખબર આપી જશે, ને જો રોગની પથારીએ પડ્યાં પડ્યાં જ મૃત્યુ મને ખેંચી ગયું તો મારા મિત્રો છે, એ લોકો કોઈ ને કોઈ રીતે તમને ખબર જરૂર પહોંચાડશે. પરંતુ હું જીવતો હોઈશ, ત્યાં સુધી મારા કશા જ ખબર હવે મળશે નહિ.'

બે વરસ અજ્ઞાતવાસમાં વીતાવ્યા બાદ હવે પૃથ્વીસિંહને ઇચ્છા થઈ આવી કે, 'ચાલ, અંગ્રેજોની ચુંગાલમાંથી બચવા એમની આંખ ચૂકવી કયાંક પરદેશ નીકળી જાઉં.' બ્રહ્મદેશની સરહદોને અડીને સિયામ મુલ્ક ઊભેલો છે. પણ રસ્તામાં વિઘ્નોનો કંઈ પાર નથી. છતાં છલંગ ભરી સિયામ પહોંચી જવાનો એમણે નિર્ણય કર્યો.

ને રંગૂનથી એમણે એક (એરગન) બંદૂક ખરીદી. એ બંદૂકથી અવાજ તો ખાસ્સો થતો. આતશબાજી માટે થોડા ફટાકડાને ભંભોટિયા ખરીદી ભેળા બાંધ્યા. જેથી જંગલી જાનવરોને ડરાવીને ભગાડવાની સુગમતા થઈ રહે. વૈદા માટે થોડી દવાઓ સાથે લીધી, ને પાસે એક સારો એવો છરો રાખ્યો.

મોલ્મિન છોડ્યા પછી પનઈમાં બેસી એમણે એક નદી પાર કરવી પડી. આગળ હવે ઘનઘોર વન પથરાઈને પડ્યું હતું. હિંસક પ્રાણીઓ ને જંગલી પશુઓનો અહીં કંઈ તોટો નહોતો. એવા જંગલમાં થઈને ત્રણ દિવસ સુધી એમણે માર્ગ કાપ્યો. જંગલનાં જાનવરો તો એમનું કંઈ બગાડી ન શકયાં, પણ ત્યાંનાં ડાંસ જેવાં મચ્છરોએ એમને તોબા પોકરાવી.

સૂરજ નમ્યે એક દિવસ જોયું તો શરીર તાવે ધગી રહ્યું છે. રૂંવે રૂંવેથી જાણે વરાળ ઊડી રહી છે. શરીરની ગરમીનો પારો ૧૦૪ ડીગ્રીએ ચઢી ગયો છે. આગળ વધવું અશક્ય થઈ પડ્યું. આમ તેમ સહેજ ભાળ કાઢતાં એક તારવાળાનું ઘર મળી ગયું. એ એક હિંદુ નવજુવાન હતો. પૃથ્વીસિંહે કહ્યું, 'રંગૂનના એક વેપારી માટે ગાયોની ખરીદી કરવા અહીં આવ્યો હતો. પણ આ જંગલમાં આવીને બિમાર થઈ ગયો છું! તમારા ઘરમાં એક રાતવાસો કરવા દો તો મોટો પાડ ...' પેલાને પૃથ્વીસિંહની વાત પર વિશ્વાસ પડ્યો ને ઘરમાં એમને માટે જગા થઈ ગઈ.

પૃથ્વીસિંહે મુસલમાન જેવાં કપડાં પહેર્યાં હતાં. એટલે નામ પણ મુસલમાની જ કહ્યું. પેલા હિંદુ નવજુવાને સારી રીતે એમની પરોણાગત કરી. પણ તાવનું જોર એટલું બધું વધી ગયું કે મગજ પરનો કાબૂ તેઓ ગુમાવી બેઠા. જોર જોરથી લવારો કરવા માંડ્યો. થોડું ભાન આવતાં એમણે પેલા જુવાનને કહ્યું, 'કાગળ–પેન્સિલ લઈ આવો, ને તાવના ઘેનમાં હું જે કંઈ બોલું તે લખી લેજો.'

બીજે દિવસે તાવ ઊતરી ગયો. પેલા યજમાને પોતાના પરોણાને કહ્યું કે, 'ભાઈ, તમે તો કહેતા હતા કે હું ગાયો ખરીદવા આવ્યો છું, પણ જુઓ તો ખરા, રાતે તમે શુંનું શું બોલી ગયા છો? આ જુઓ...' એમ કહી ગઈ રાતનો કાગળ એમના હાથમાં આપ્યો. પૃથ્વીસિંહે જોયું તો, એમાં પોતે પોતાના જીવન વિષેની કોઈ વાત તો નહોતા બોલી ગયા, પણ દેશની આઝાદી કાજે મરવા–મારવા સંબંધી એક ગરમાગરમ ભાષણ જરૂર ઝાડી નાખ્યું હતું.

જુવાન મનોમન કંઈક સમજી ગયો, પણ મોઢેથી એણે સવાલ સરખો પૂછ્યો નહિ. ત્રણ દિવસ સુધી પૃથ્વીસિંહને અહીં રહેવું પડ્યું. પોતાનો અતિથિ મુસલમાન છે, એમ માનવા છતાં એણે સગા ભાઈની જેમ એમની સાથે વર્તાવ રાખ્યો. પૃથ્વીસિંહ સાજા થયા. ને આગળ જવાની વાત કરી ત્યારે પેલા જુવાને રસ્તાની મુશ્કેલીઓ ને જોખમો બતાવી એમને ન જવાની સલાહ આપી. ને એની સલાહને માન આપી, પૃથ્વીસિંહ મોલ્મિન પાછા આવતા રહ્યા. રસ્તામાં તાવે ફરી વાર ઉથલો ખાધો, ત્યારે તે એક મુસલમાની સરાઈ (ધર્મશાળા) માં ગયા. એમને રહેવા માટે એક ખોલી મળી. પથારીમાં

પડતાં પહેલાં આ વખતેય એમણે ઓરડીને અંદરથી તાળું વાસી દીધું, કે જેથી તાવમાં લવારો ઊપડે તો કોઈ સાંભળી ન જાય.

ખેર. રંગૂન આવીને એમણે કલકત્તા જવા માટે જહાજની ભાળ કાઢવા માંડી. પણ બંદરને ધક્કે પહોંચતાં પહોંચતાં પાછો એમને તાવ ચઢી આવ્યો. બે ત્રણ વખત એમણે કલકત્તા જનાર જહાજ વિષે એક માણસને પૂછ્યું. એ માણસ જાસૂસીખાતાનો હતો, એને કંઇક વહેમ પેઠો. પૃથ્વીસિંહને એણે તરેહ તરેહના સવાલો પૂછવા માંડ્યા. પણ જવાબ એને સંતોષકારક ન લાગ્યા. એનો સંદેહ ઓર વધી ગયો. એણે પૃથ્વીસિંહને કહ્યું, 'ચાલો પોલીસ થાણે.' એટલામાં ત્યાં થઈને એ જ ખાતાનો એક બીજો ઓફિસર થાણે જઈ રહ્યો હતો. એટલે પૃથ્વીસિંહને સાથે લઈ જવાનું કામ એણે પેલાને સોંપી દીધું.

બંને જણા એક સૂમસામ માર્ગ પર આવી પહોંચ્યા. પૃથ્વીસિંહે ખિસ્સામાંથી પચાસ રૂપિયા કાઢ્યા, પેલાને ખભે હાથ મૂકી રૂપિયા એના હાથમાં મૂકતાં કાનમાં કહ્યું, 'જો જીવ વહાલો હોય તો આ લઈને ચાલતી પકડ.' પેલા માણસે ગૂપચૂપ ત્યાંથી ચાલતી પકડી. થોડેક દૂર જઈ પૃથ્વીસિંહે એક ટેક્સી પકડી, એક નાનકડા સ્ટેશન આગળ જઈ ઊતરી ગયા. ને માંડલે તરફનો રસ્તો લીધો. પાસેની એક નદીમાં સ્ટીમરો ફરતી હતી. પૃથ્વીસિંહ કિન્દત જતી સ્ટીમરમાં બેસી ગયા. ચિન્દવિન નદીમાં સ્ટીમરનું આ છેલ્લું સ્ટેશન છે.

ઉત્તર બ્રહ્મદેશનો મારગ ઝાલતાં પૃથ્વીસિંહે વિચારી લીધું હતું કે, હવે મણીપુરના પહાડો વટાવીને જ મારે હિંદુસ્તાન પહોંચવું પડશે. સ્ટીમરમાંથી ઊતરીને સીધા એ એક ધર્મશાળામાં ગયા. એ જ ધર્મશાળામાં કેટલાક મણીપુરીઓ ઊતર્યા હતા. ને બીજે જ દિવસે તેઓ પોતાના ઘર મણીપુર ભણી ઊપડી જવાના હતા. પૃથ્વીસિંહે એમની સંગાથે જવાની વાત કરી તો એમણે કહ્યું 'આવવું હોય તો ભલે પણ સરહદ વટાવતાં પહેલાં તમારે સરહદના ઑફિસર પાસેથી આજ્ઞાપત્ર (પાસ) મેળવી લેવું પડશે.'

આજ્ઞાપત્ર લેવા માટે કોઈ ઑફિસર પાસે જવું એટલે તો વળી પાછું જોખમ. ત્રણે મણીપુરી સાદાસીધા માણસો હતા. પૃથ્વીસિંહે એમને કહ્યું,

'ભાઈ, હું એક કોંગ્રેસી માણસ છું. અંગ્રેજ આફિસરની સામે જવું એ મારે માટે જોખમકારક છે. આપણે કોઈ એવા પહાડી રસ્તે થઇને જઇ શકીએ કે જ્યાં આજ્ઞાપત્રની જરૂર જ ન પડે?'

પેલાઓએ કહ્યું, 'રસ્તો તો છે, પણ એ રસ્તે જઈએ તો બીજા ત્રણ દિવસ રસ્તામાં જ નીકળી જાય.'

'મણીપુર સુધી ત્રણે જણનું જે ખર્ચ થશે તે હું આપીશ. પણ તમે ચાલો, આપણે એ લાંબે રસ્તે થઈને જ જઈએ.' પેલા લોકોએ કબૂલ કર્યું. પૃથ્વીસિંહે કહ્યું, 'મણીપુર પહોંચ્યા પછી મારો આ છરો પણ તમને ભેટ આપી દઈશ.'

બીજે દિવસે એમણે પગદંડી પકડી. જંગલ ને પહાડોના રસ્તાથી તેઓ પરિચિત હતા. પણ સિયામનાં જંગલી મચ્છરોની ભેટ—મેલેરિયાના તાવે એમની શરીરશક્તિ ક્ષીણ કરી નાખી હતી. એમાં વળી પહાડો પર વરસાદ થયો હોવાને કારણે રસ્તો લપસણો થઈ ગયો હતો. પરંતુ પૃથ્વીસિંહને તો કોઇ પણ ભોગે, બધી શક્તિ લગાવીને આ સંકટમાંથી પાર ઊતરી જવું હતું. પડતાં આખડતાં, ઊભા થઈ પંથ કાપવાનું એમણે ચાલુ જ રાખ્યું.

કેટલે ય દૂર પહોંચી ગયા પછી એમના સાથીઓએ ગંધ પરથી કહ્યું કે, 'અહીં આટલામાં જ ક્યાંક વાઘ છે.' આટલું કહેતાં જ એમનાં મોં પર મોતની છાયા ધસી આવી. થોડી વાર પછી ગંધ પારખી જતાં, પૃથ્વીસિંહને પણ લાગ્યું કે જરૂર આટલામાં ક્યાંક વાઘ છે. મૃત્યુ સાથે બાથ ભીડવા એ તૈયાર થઈ ગયા. કોણ જાણે કેમ પણ ચાર માણસની ગંધે મૃત્યુ દૂર ભાગી ગયું. કેટલીય વારે સાથીઓના જીવમાં જીવ આવ્યો. મૃત્યુના ભયથી ફિક્કા પડી ગયેલા ચહેરા પર સ્વાભાવિક રંગ આવ્યો.

સાંજ નમ્યે તેઓ એક નાનકડા ગામને પાદરે આવી પહોંચ્યા. ગામ બહાર એક ધર્મશાળા હતી એમાં ઉતારો કર્યો. વચમાં સામાન મૂકી આજુબાજુ બધા સૂઈ ગયા હતા. અડધી રાત નહિ વીતી હોય ત્યાં ડાકૂ આવ્યા. ને એમના પર પથ્થર નાખવા શરૂ કર્યા. પૃથ્વીસિંહ ને એમના સાથીઓએ પોતાના દંડા સંભાળ્યા. ને જોરથી બૂમો પાડવા માંડી. થોડી વારે બૂમરાણ સાંભળી ગામલોકો દોડી આવ્યા, ને ડાકૂઓ પલાયન થઈ ગયા.

ગીચ ઝાડી ને લીલોતરીથી ઢાંકેલ પહાડોનું દૃશ્ય ખૂબ મનોહર હતું ! પણ પ્રકૃતિના સૌંદર્યનો આનંદ લૂંટવાનો સમય કે નિરાંત એ વખતે પૃથ્વીસિંહના નસીબમાં ક્યાં હતો ? એમને તો ગમે તેમ કરી વહેલા હિંદ પહોંચી જવું હતું. રસ્તો ભયંકર હતો એમાં સંદેહ નહિ. પણ એ જ એક રસ્તો એમની સામે હતો.

ખેર, બીજા દિવસની સાંજ પડી, તેઓ એક નદીને કિનારે આવી ઊભા હતા. નદીનું વહેણ ખૂબ વેગીલું હતું. પથ્થરો પર પછડાટ ખાઇ, વીજળી વેગે વહી જતાં પાણીના એકસરખા ઘૂઘવાટે વાતાવરણ ગાજી રહ્યું હતું. પાણી બહુ ઊંડાં નહોતાં. ચાર ફૂટથી વધારે ઊંડાણ નહિ હોય. પણ નદીના આ ગાંડા વેગને ચીરી, ૧૦૦ ગજનો ફાસલો કાપવો એ કઠીન કામ હતું.

કાંઠે ઊભા ચારે જણે એકબીજાના મોં સામે જોયું. ક્યાં ય સુધી નદીઘાટ ભણી જોઈ રહ્યા. આસમાનમાંથી અંધારાં ઊતરી રહ્યાં હતાં. જંગલમાં હાથી ને હિંસ્ર પશુઓનો બહુ ડર હતો. મોડું કરવું પોસાય એમ નહોતું. પણ ઘાટ પાર કરવો એ ય કંઈ ઓછા જોખમની વાત નહોતી.

એમની આંખો સામે નવ પહાડીજનોએ આ ઘાટ ઊતરી જવાની કોશિશ કરી. ધારામાં પગ મૂકે ને ધરતી પરથી પગ ઊખડી જાય ! અંધારાં ઊતરતાં જાય છે, તેમ તેમ એમના મન પર ચિંતાનો ભાર વધતો જાય છે. હવે તો ચૂપચાપ ઊભા રહેવું ય અસહ્ય થઈ પડ્યું છે.

પૃથ્વીસિંહના સાથીઓ ખૂબ તાજા-તગડા જુવાનો હતા. એમણે એક રસ્તો શોધી કાઢ્યો. એ બાજુ પથ્થર જરા ઓછા ઢળાણવાળા હતા. એમણે પૃથ્વીસિંહના હાથમાંથી કપડાં-લત્તાં લઈ લીધાં ને ધીરે ધીરે મક્કમ ડગલાં માંડતાં સામે પાર નીકળી ગયા. પૃથ્વીસિંહે પણ ડગમગતા પગલે પ્રવાહના પ્રબળ વેગને કાપતાં, માંડ માંડ શરીરની સમતુલા જાળવતાં, જેમતેમ કરી અડધોએક માઈલનો પંથ કાપી નાખ્યો. જીવતા બહાર નીકળ્યાનો આનંદ એમના મોં પર ઝળકી રહ્યો હતો.

પેલે પાર પહોંચ્યા કે તરત જોરથી વરસાદ શરૂ થયો. કપડાં બધાં પાણી પાણી. ન તો ત્યાં દેવતા સળગાવવા માટે સૂકાં લાકડાં મળે, ન એમની

ભીંજાઈ ગયેલ દિવાસળી કંઈ કામ આપે. તાવમાંથી ઊઠ્યા કે તરત આવી કપરી યાત્રા આવી હતી. એમાં વળી મુશળધાર વરસાદમાં ભીંજાયા એટલે રાતે એમને સખત તાવ ચઢી આવ્યો. ઠંડીએ શરીર થરથર ધ્રૂજે પણ સૂવા માટે તો એજ ભીંજેલી જમીન પર ભીનાં કપડાંનું બિછાનું હતું !

છતાં બીજે દિવસે સવારે તાવ તો ઊતરી ગયો. પણ અશક્તિને લીધે શરીરનો સાંધેસાંધો કળે. ચાલવાની ગતિ ધીમી પાડ્યે તો ચાલે એમ નથી. આ નિર્જન અરણ્યમાં પોતાના જૂથથી વેગળા પડી જવું એય ભારે જોખમ હતું. રસ્તામાં કેટલી ય વાર એમને ઊલટી થઈ ગઈ, ચાલવું મુશ્કેલ થઈ પડ્યું. પણ મનની ગાંઠડી બાંધી, તનનું બધું જોર લગાવી એમણે દોટ મૂકી. અડધો માઈલ દોડ્યા ત્યાં તો શરીર પરસેવે રેબઝેબ. પછી પાછળ આવતા સાથીઓની રાહ જોતા થોડી વાર વિસાસો ખાવા બેસી ગયા. આમ દોડતાં ને બેસતાં આખો દિવસ પૂરો થયો. તે જ રાતે એ લોકો પોતાના મુકામે પહોંચી ગયા. બીજે દિવસે મહા મુસીબતે દિવસના ૧૦ રૂપિયા આપવાના કરી એક ટાંગાવાળા સાથે ઠરાવ્યું ને આગળ મુસાફરી શરૂ કરી.

સાંજે આરતી વેળાએ બીજે ગામ પહોંચી ગયા. ત્યાંના પહાડીઓમાં કેટલાક એમના ઓળખીતા મળી આવ્યા. એટલે વળી ત્યાંથી તરત આગળ વધવાની હિંમત પૃથ્વીસિંહ કરી શક્યા નહિ. એમણે પોતાના સાથીદારોને કહ્યું, 'આપણે અહીં થોડું રોકાઈ જઈએ તો ઠીક.' સાથીદારો ય માની ગયા.

હવે મણીપુર અહીંથી માત્ર ચાલીસ જ માઈલ દૂર રહ્યું. પાંચ રૂપિયા આપવાના કરીને એક ઘોડો ભાડે લીધો ને બીજે દિવસે ત્યાં પહોંચી ગયા. સાથીદારોનું વતન આવી ગયું. પૃથ્વીસિંહને પોતાને ત્યાં લઈ જઈ એ લોકોએ ખૂબ આગતા–સ્વાગતા કરી.

ચારે દિશાએ હરિયાળી વનકુંજોથી ઢંકાયેલ લીલા કુંજાર ડુંગરાઓના કોટ વચ્ચે, નાનકડી સુંદર નગરી, એની આસપાસનાં નાનાં નાનાં ગામડાં ને ખેતરો...એક અત્યંત મનોહર ચિત્ર જ જોઈ લો. આઠ દિવસ સુધી ઈમ્ફાલમાં રહી એમણે આરામ લીધો. પૂછગાછ કરતાં ખબર પડી કે, અંગ્રેજ સરકારના રેસિડન્ટ પાસેથી રજા મેળવ્યા વિના કોઈ માણસ સરહદ વટાવી

આસામની અંદર આવે જા કરી શકતો નથી. પૃથ્વીસિંહ રજા લેવા જવાની હિંમત તો શે કરે ?

ખેર, પણ કોઈને કોઈ રીતે રસ્તો તો નીકળી જ રહે છે. એવું થયું કે, મણીપુરની સડકો પર ફરતાં ફરતાં એમને એક સરકસવાળા સાથે ઓળખાણ થઈ. સરકસ આસામ જતું હતું. પૃથ્વીસિંહે કોઈ પણ રીતે એનો વિશ્વાસ મેળવી લીધો, ને સરકસ સાથે પોતાને આસામ લઈ જવાની એમણે માગણી કરી. સરકસવાળાએ કહ્યું, 'પરવાહ મત કરો, મૈં તુમ્હેં સરકસ કા ખેલાડી બનાકર લે ચલૂંગા.'

મણીપુરથી મણીપુર રોડ સ્ટેશન ૩૦ માઈલ છેટું છે. એટલો રસ્તો કાપવા માટે એમણે દસ રૂપિયા ખરચી મોટર કરવી પડી. કારણ એ આખે રસ્તે મુસાફરો પર ચોકી રાખતા છૂપી પોલીસના માણસો વેરાયલા જ હોય છે. પણ પૃથ્વીસિંહ તો હવે સરકસના ખેલાડી હતા એટલે એમને કંઈ વાંધો આવે એમ નહોતો. તેઓ સ્ટેશને પહોંચ્યા. રેલ્વે-લાઈને, તૂટતો-સંધાતો ઠેઠ ભાવનગર સુધીનો સલામત રસ્તો હવે એમને હાથ લાગી ગયો હતો.

*

## : ૧૨ :

## રાષ્ટ્રીય આંદોલનના જુવાળમાં

**વળી પાછા ભાવનગરમાં સ્વામીરાવે દેખા દીધી.** કેળવણી ખાતાના ડાયરેક્ટર વિઠ્ઠલરાય મહેતાએ કેળવણીકાર તરીકે સ્વામીની કદર કરી, તેમને પોતાના ખાતામાં લઈ લીધા. ભાવનગર રાજ્યની સ્કૂલોમાં જઈ વ્યાયામનો પ્રચાર કરવાનું કામ તે દિવસથી એમને માથે આવ્યું.

ભાવનગરમાં આવ્યા ત્યારથી સ્વામી અહીંના રાજપૂત વિદ્યાર્થીઓ સાથે સંબંધ બાંધવાની કોશિશ કરી રહ્યા હતા. પણ હજી સુધી એમાં એમને

સફળતા વરી નહોતી. હવે એમણે ખાસ વધુ જહેમત ઉઠાવીને વિના પુરસ્કારે પણ રાજપૂત વિદ્યાર્થીઓને વ્યાયામની તાલીમ આપવાનું નક્કી કર્યું. પહેલાં તો વાણિયા ગણી રાજપૂતો એમને પોતાથી ઊતરતા ગણતા. પણ પછી વિદ્યાર્થીઓ ખૂબ હળી ગયા. ને કામ સરળતાથી ચાલવા માંડ્યું. એટલું જ નહિ, પણ રાજપૂત છાત્રાલયના ગૃહપતિ તરીકે સ્વામીને નીમવામાં આવ્યા. સ્વામીએ એ વિદ્યાર્થીઓની બધી શક્તિ વ્યાયામ, સંસ્કારી મનોરંજન તથા બીજાં સાહસભર્યાં કાર્યો તરફ વાળી દીધી. એ છોકરાઓ એમના અનુશાસન હેઠળના પક્કા સૈનિક બની ગયા.

સ્વામીએ એમનું એક સ્વયંસેવકદળ સ્થાપ્યું. કંઈ પણ કામ પડ્યે તે સેના શહેરીઓની સેવા બજાવવા હાજર થઈ જતી. લાઠીઓ ને છરાઓ લઈને સ્વામીરાવની સાથે તેઓ શહેરમાં સભા, સરઘસ, જલસા વખતે મોજૂદ જ હોય.

*

## યુવક પરિષદ

૧૯૨૮ના અરસામાં રાજકોટ ખાતે કાઠિયાવાડમાં નવજુવાનોનું એક સંમેલન ભરાવાનું હતું. સંમેલનના માનવંતા પ્રમુખ પંડિત જવાહરલાલ નહેરૂ હતા. કાઠિયાવાડભરના જુવાનો ત્યાં ભેગા મળવાના હતા. સ્વામીને લાગ્યું, ‘આવા મેળામાં જવું એ મારે માટે યોગ્ય નથી. નાહક પોલીસની આંખે શું કામ ચઢવું?’ એમ નક્કી કરી સંમેલનમાં સામેલ થવા ઊપડનાર દોસ્તોને વિદાય આપવા તે સ્ટેશન પર ગયેલા. એક જણે ટકોર કરતા કહ્યું, ‘નવ-યુવકોના એક સાથી ને માર્ગદર્શક તરીકે એમનામાં આટલો બધો રસ લો ને એમના જ સંમેલનમાં તમે ભાગ ન લો એ તે કેવું કહેવાય? ચાલો ને અમારી સાથે.’

સ્વામીએ પણ તે જ ઘડીએ નક્કી કર્યું કે, સંમેલનમાં જવું ખરું, પણ ટ્રેનમાર્ગે નહિ. છૂપી પોલીસના મોંમાં જઈ પડવાની એમને ઇચ્છા નહોતી.

ભાવનગરથી તે રાજકોટ સુધી પાકી સડકનો સારો એવો રસ્તો છે, એ વાતની પૃથ્વીસિંહને ખબર હતી. એમણે એક દોસ્ત પાસેથી સરસ મજાની

એક સાયકલ લઈ લીધી; અડધી બાંયનું ખમીસ ને હાફપેન્ટમાં સજ્જ થઈ, હાથમાં દંડો લઈ એ સાયકલ પર બેસી ગયા ને રાજકોટ ભણી સવારી ઉપડી. સવારે ટ્રેનમાં ગયેલ દોસ્તો રાજકોટ પહોંચે એમની સાથે જ પોતે ય ત્યાં પહોંચી જવાનો એમણે સંકલ્પ કરી લીધો હતો.

રસ્તામાં સોનગઢ પહોંચ્યા. ત્યાં ગુરુકુલના દોસ્તો સાથે ભોજન લીધું ને તેમના ઇન્કાર છતાં સ્વામીએ સાયકલ પલાણી.

રાત્રિના દસ વાગ્યાનો સુમાર હશે. સાયકલ પૂર વેગે દોડી રહી છે. સડકની જમણી કોરથી એક જંગલી સૂવર નીકળી આવ્યું. હાલતી ચાલતી ચીજને જોઈ એ ગભરાઈ ગયું. આમ તેમ ભાગી છૂટવાને બદલે જાણે હોડ બકી હોય એમ એણે સાયકલની સાથે સાથે જ દોડવા માંડ્યું. સ્વામીને લાગ્યું, 'જરા ઘોંઘાટ મચાવીશ તો કદાચ એ ભાગી જશે.' પણ સૂવર તો એ પહેલાંથી હોશહવાસ ગુમાવી બેઠું હતું ને જીવ બચાવવા માટે એણે દોટ મૂકી હતી. આમ એક બાજુ સ્વામી ને બીજી બાજુ સૂવર, બંને પોતપોતાના જીવ બચાવવા એક સરખી દિશામાં દોડી રહ્યાં હતાં. સ્વામીએ પોતાની તમામ શક્તિ પગમાં લગાવી, જોરથી પેડલ મારવા માંડ્યાં, લાંબી દોડને અંતે સૂવરને પાછળ છોડી તેઓ આગળ નીકળી જવામાં સફળ થયા.

સૂવર તો હવે બહુ પાછળ રહી ગયું હતું. પણ સ્વામીની શક્તિ ખૂટી પડી. એક ક્ષણ પણ સાયકલ પર કાબૂ રાખી ઊભા રહેવાની એમનામાં શક્તિ નહોતી. સાઈકલ પરથી ઊતરી સડકને કિનારે એ લાંબા થઈ સૂઈ પડ્યા. થોડી વારે શ્વાસ હેઠો બેઠો. ભય પણ દૂર થઈ ગયો. ત્યારે તરસને લીધે ગળે કાંચકી બંધાઈ ગઈ હતી. આ અંધારામાં પાણીની શોધ પણ ક્યાં કરવી? આંખો ફાડી ફાડીને જોવા છતાં ક્યાં ય માનવીની વસતિનું કોઈ ચિહ્ન નથી દેખાતું!

એમ ને એમ આગળ ચાલ્યા. અડધા કલાકની દડમજલને અંતે એક ગામમાં આવી પૂગ્યા. એક મોટા ઘરની ખડકી આગળ જઈ દરવાજા ખખડાવ્યા. અંદર રહ્યા રહ્યા જ ઘરમાલિકે પૂછ્યું, 'કોણ એ બારણાં ખખડાવે છે, શું કામ છે?'

સ્વામીએ નરમાશભર્યા સ્વરે ઉત્તર આપ્યો, 'તરસ્યો વટેમાર્ગુ છું, જરા પાણી પાઈ દો તો દુઆ.'

ઘરમાલિકે જોર દમામભર્યા સ્વરે કહ્યું, 'ખાલી છોરાં પટાવવાની વાતો જવા દો. સીધા રસ્તે પડો. આટલી રાતે ક્યાં ય પાણી મળતાં તો !'

સ્વામીએ વારંવાર વિનંતી કરી. તો આખરી જવાબ મળ્યો, 'જો ખરેખર તરસ લાગી હોય તો બેઠા રહો, સવાર થયે તમને પાણી દેશું.'

નિરાશ થઈ આખરે સ્વામીએ આગળ ચાલવા માંડ્યું. સારા નસીબે એકાદ માઈલ ગયા હશે ત્યાં સાધુબાવાની એક મઢુલી દેખાઈ. સ્વામીએ એને આંગણે જઈ પાણીનો પોકાર પાડ્યો. સાધુ બહાર જ ખાટલો નાખી સૂતો હતો. જાગીને એણે સ્વામીને પાણી પાયું; બિછાનું કરી આપ્યું. પાણી પી, સાધુએ પાથરી આપેલ બિછાને પડી, કલાકેકની નીંદર ખેંચી કાઢી, પાછા એ સાયકલ પર સ્વાર થઈ ગયા.

રાજકોટના સ્ટેશન પર જઈ જુએ છે, તો એમના દોસ્તો તે જ વખતે પ્લેટફોર્મ બહાર પગ મૂકી રહ્યા છે. એ બધાંની સાથે સ્વામી પણ સરઘસમાં શામેલ થઈ ગયા. સંમેલનમાં એમને 'વ્યાયામ તથા એના પ્રચારની આવશ્યકતા' પર બોલવાનું કહેવામાં આવ્યું. ને સ્વામીરાવે ત્યાં ભાષણ કર્યું. પરંતુ જવાહરને કે કોઈ ને તે વખતે શી ખબર આ માણસ સરકારના પંજામાંથી સરકી ગયેલ કોઈ ક્રાંતિકારી દેશભક્ત હશે ?

*

## શિવાજી–મહોત્સવ

એક વેળા શિવાજી–મહોત્સવનો દિવસ હતો. સ્વામીને થયું, આપણે એમાં ભાગ લેવો. એમણે ગણેશ ક્રીડા મંડળ ને રજપૂત બોર્ડિંગ હાઉસના ૨૦૦ છોકરાઓમાંથી ખૂબ મજબૂત ને તંદુરસ્ત એવા ૫૦ જુવાનોને ચૂંટી કાઢ્યા. પોતાની છાવણી માટે એમણે વિકટોરિયા બાગ પાસેની એક ટેકરી પસંદ કરી. સ્વામીએ પોતાના શિષ્યોને કહ્યું કે, વહેલી પરોઢે અહીં આ ટેકરી પરથી નીકળી પડી, આસપાસનાં ઘૂમી શકાય એટલાં ગામડાં ઘૂમી વળી, સૂરજ આથમ્યા કેડે પાછા અહીં આવી પહોંચો.' દિવસભરના ભાથામાં સાથે પાશેરક ગોળ ને પોણાબશેર શેકેલા ચણા બંધાવ્યા.

વિદ્યાર્થીઓ ચાર ચારની ટોળીમાં નીકળી પડ્યા. ને ૩૦ થી ૪૫ માઈલનું ચક્કર લગાવી સાંજ પડતાં છાવણીએ પાછા આવ્યા. એમના સત્કાર-સમારંભમાં એ ટેકરી પર અગ્નિ પ્રગટાવવામાં આવ્યો. ને તે રાતે એ ટેકરીનો નામકરણ-સંસ્કાર કરવામાં આવ્યો. ટેકરીનું નામ પાડ્યું : 'શિવાજી ટેકરી.' પોતાના આ કાર્ય માટે તરુણોનાં હૈયાં આનંદ ને ગૌરવથી ખીલી ઊઠ્યાં. બીજે વર્ષે ય શિવાજી-મહોત્સવ બહુ હોંશભેર ઉજવાયો. રાતે એ જ ટેકરી પર 'શિવાજી ને મોગલ સેનાના ઘેરા' ની રમત રમાઈ. ને 'શિવાજી' બનનાર છોકરો 'મોગલ સેના'ના તમામ પ્રયત્નોને ધૂળમાં મેળવી નાસી છૂટવામાં સફળ થયો.

પોરબંદર રાજમાં દેશીરાજ્યોની પ્રજાની એક પરિષદ મળી હતી. મહાત્માજી એના પ્રમુખ હતા. પરિષદની વ્યવસ્થા ને સેવા માટે સ્વામીનું સ્વયંસેવકદળ ત્યાં ય પહોંચી ગયું. વ્યાયામ વિષેના એમના ભાષણે કેટલા ય નેતાઓ સાથે એમની ઓળખાણ થઈ.

૧૯૨૮ માં કાકા કાલેલકરના પ્રમુખપદે કાઠિયાવાડના વિદ્યાર્થીઓનું એક સંમેલન ભરાયું હતું. ત્યાં ય એમણે શારીરિક તાલીમ ને સ્વાસ્થ્ય-સુધારણા પર ભાષણ કરેલું. ચોરવાડના એક ધનવાન સદ્‌ગૃહસ્થ હરખચંદ શાહને એમના વિચારો ખૂબ ગમી ગયા. ને ગ્રીષ્મ વ્યાયામવર્ગ ખોલવા માટે તમામ પ્રકારની સહાયતા આપવાનું એમણે વચન આપેલું.

*

## સત્યાગ્રહ-આંદોલન

૧૯૩૦ ના મે માસમાં ચોરવાડ ખાતે સ્વામીએ વ્યાયામ વર્ગ ખોલ્યો. ચોરવાડ એ કાઠિયાવાડના એક આરોગ્યધામ જેવું સ્થળ છે. ઉનાળામાં અહીંની આબોહવા શીતળ રહે છે. સ્થળ ખૂબ સુંદર હતું. ૧૦૦ ઉપરાંત વિદ્યાર્થીઓ એ વર્ગમાં ભરતી થયા હતા. વર્ગથી પૂર્ણાહુતિ પણ ખૂબ સફળતાપૂર્વક થયેલી.

એ જ વખતે સ્વામીરાવે મીઠાના સત્યાગ્રહમાં ગાંધીજીની ગિરફતારીના સમાચાર સાંભળ્યા. છાવણીમાં એ સામે વિરોધ દર્શાવવા સભા ભરવામાં

આવી. સ્વામીએ ભારતની પરતંત્રતા ને આઝાદી માટેના પ્રયાસો વિષે જુસ્સાદાર ભાષણ કર્યું. નવજુવાનો માટે સ્વામીના જીવનનું આ પાસું તદ્દન નવું જ હતું.

રાણપુરથી એક દિવસ સ્વામી પર તાર આવી પહોંચ્યો, ' સત્યાગ્રહના આંદોલન માટે સૈનિકોની ભરતી કરવામાં સાથ દો. ' સ્વામી ચોરવાડથી સીધા રાણપુર ઊપડી ગયા, ને અમૃતલાલ શેઠ તથા એમના સાથીઓ સાથે કામે વળગી પડ્યા.

દેશદાઝના પૂરમાં એ એટલા ખેંચાઈ ગયા હતા કે, બીજો કશો જ વિચાર એમને રોકી શક્યા નહિ. રાણપુર ગયા પછી તો સાવચેતી ને સલામતીનાં તમામ હથિયાર બુઠ્ઠાં પડી ગયાં, ને વર્ષોથી દિલમાં ભંડારી રાખેલ દેશદાઝનો આતશ ભડભડ કરતો ચેતી ઊઠ્યો.

દક્ષિણામૂર્તિ ને ક્રીડા–મંડળના એમના શિષ્યો પણ ગળાબૂડ સત્યાગ્રહની પ્રવૃત્તિમાં ગરક થઈ ગયા હતા. સ્વામી એમના ગુરુ કહેવાય. એમનાથી એવે સમયે ચૂપ કેમ બેસાય ? તરુણ સત્યાગ્રહી સૈનિકો પર પોલીસ પારાવાર જુલ્મ ગુજારતી. સ્વામીથી આ બધું મૂંગે મોઢે કેમ સહેવાય ?

રાષ્ટ્રીય આંદોલનમાં સ્વામી ભાગ લેવા જાય છે. એના માનમાં ભાવનગરના એમના સાથીઓ તરફથી એક સભા બોલાવવામાં આવી. સ્વામીએ પોતાના ભાષણમાં કહ્યું, ' હું એમ તો કહી શકતો નથી કે અહિંસા ને સત્યમાં મને પૂરેપૂરો વિશ્વાસ છે. પણ હા, ધ્યેયની સાધના માટેની કુરબાનીમાં હું કોઈ વાતે કશી ખામી નહિ આવવા દઉં. '

ભાવનગરની જનતા ને રાજ્યાધિકારીઓને પહેલી જ વાર સ્વામી પાછળ છુપાયેલા એક બીજા પુરુષનાં દર્શન થયાં. પોતાને વિદાય આપવા આવેલ નાગરિકો ને તરુણોની મેદની જોઈ એમને લાગ્યું, ' મારો આઠ આઠ વર્ષોનો અજ્ઞાતવાસ આજે પૂરો થાય છે. હવે પહેલાંની જેમ મારી જાતને ઢાંકી રાખી કામ કરવાનું શક્ય નથી રહ્યું. ને આમાં એક વાર જો કાયદાની ચૂંગાલમાં જઈ સપડાયો, તો એમાંથી સ્વામી કોઈ કાળે જીવતો બહાર આવનાર નથી. '

અખાડાના ૧૦, ૧૨ યુવાનો સ્વામીની સાથે નીકળી પડ્યા. રાણપુરમાં મિત્રોએ ઉમંગભેર એમનું સ્વાગત કર્યું. છાવણીના નાયકે એમને સત્ય અને અહિંસાના પ્રતિજ્ઞાપત્ર પર સહી કરવાનું કહ્યું. સ્વામીરાવે એનો ઇન્કાર કરતાં કહ્યું, 'જો આપ મને આ પ્રતિજ્ઞાથી મુક્ત રાખો તો આ સંગ્રામમાં હું મારી સેવાઓ અર્પણ કરી, કામમાં તરુણોને ઘણો મદદરૂપ થઈ શકીશ, ને આપનો આભારી રહીશ. પણ જો તમે એમ ન જ કરી શકો તો મારે અહીંથી ચાલ્યા જવું પડશે.'

એમને એમ ને એમ છાવણીમાં રહેવાની રજા આપવામાં આવી. એમની હાજરી તરુણો માટે ખૂબ પ્રેરણાજનક બની રહી. છાવણીના નાયક પર એ વસ્તુનો ખૂબ સારો પ્રભાવ પડ્યો. એમની આસપાસ માખીઓની જેમ બમણી રહેલ પોલીસ ખાતાના માણસો પણ ખૂબ કાળજીપૂર્વક જુવાનો પર જાદુ કરનાર આ સ્વામીરાવ કોણ છે તે જાણવા માટે તનતોડ કોશિશ કરવા લાગ્યા.

*

## : ૧૩ :

# ગુપ્તવેશે ભ્રમણ

બેએક દિવસ થયા હશે, ત્યાં તો ધંધુકાનો સબઇન્સ્પેક્ટર સ્વામીરાવને ગિરફતાર કરવાનું વૉરંટ લઈને આવી ઊભો. છાવણીના નાયક પાસે સ્વામીને ગિરફતાર કરી લઈ જવાની રજા માગી. નવજુવાન સાથીઓને આ હુકમથી કંઈક આશ્ચર્ય થયું. 'સ્વામીએ એવું તો હજી કશું કામ કર્યું નથી કે, જેથી એમને ગિરફતાર કરવાનો હુકમ આપવો પડે!' સાથીઓ સાથે બેચાર શબ્દોની આપલે કરી, સ્વામીએ વિદાય લીધી.

તો શું ફરીથી જેલના ચક્કરમાં પડી જીવનભર કારાવાસ ભોગવવાની સ્વામીએ તૈયારી કરી લીધી હતી? સબઇન્સ્પેક્ટરની સાથે સાથે એ ચાલ્યા

રહ્યા હતા. તે વખતે જ મગજમાં ઝડપી ચક્રની ગતિએ કંઈ કંઈ વિચારો ચાલી રહ્યા હતા. ઇન્સ્પેક્ટર ચાલીસેક વર્ષનો મજબૂત બાંધાનો એક પડછંદ આદમી હતો. એના કમ્મર–પટ્ટામાં રિવોલ્વર લટકી રહી હતી. સ્વામીએ મનમાં મનમાં ગણતરી કરી લીધી, 'સબઇન્સ્પેક્ટરને વિચાર કરી, પોકેટમાંથી રિવોલ્વર કાઢી નિશાન તાકતાં દસ સેકંડનો સમય તો જોઇશે જ. બસ, એટલો સમય મારે માટે પૂરતો છે.

*

## ફરી પાછા ભાગી છૂટ્યા !

**રસ્તામાં** એક વળાંક આવ્યો. ત્યાં પહોંચતાં એકાએક તેઓ બોલી ઊઠ્યા, '**સલામ સાહેબ ! હું જાઉં છું.**'

સબઇન્સ્પેક્ટર તો બાઘો બની જોઇ જ રહ્યો. સ્વામી બે જ છલાંગમાં ત્યાંથી વળી જઈ ક્યાંક ઓઝલ થઈ ગયા. એમને ભાગ્યાને દસ જ મિનિટ થઈ હશે, ત્યાં એકદમ વટોળની આંધી ચઢી આવી. શેરીઓ ને રસ્તાઓ પર ધૂળનાં વાદળ ઘૂમરાવા લાગ્યાં. એ ઘૂમરીની આડે કંઈ જ દેખાતું નથી. ને ત્યાર પછી ધોધમાર વરસાદ શરૂ થઈ ગયો ! ભાગવામાં એમને સારી એવી મદદ મળી રહી. ત્યારે પોલીસને માટે એમને શોધવાનું કામ વધુ મુશ્કેલ બની ગયું.

પોલીસે મોટરો લઈ સડકો પર દોડાદોડ કરી મૂકી. પણ ઘૂંટણભર કીચડ ખૂંદતાં ખેતરોમાં ફરી વળવાનું તો એમને ક્યાંથી સૂઝે? સ્વામીરાવે શરીર પરથી બધાં કપડાં ઉતારી ફેંકી દીધાં ને લંગોટીભેર ખેતરો ખૂંદતા આગળ વધવા માંડ્યું હતું. અંધારી રાતે એક ગામડામાં થઈ ને એ પસાર થઈ રહ્યા હતા. એક માણસે એમને ઓળખી લીધા. કહે, 'સ્વામી ! આ શું ! કોઈ ને છકાવી મારવાના વેંતમાં તો નથી નીકળ્યાને ?'

સ્વામીએ કહ્યું, 'ના, ભાઈ ના, અત્યારે ગાંડાં કાઢો મા. ભલા થઇ મને કોક સુરક્ષિત જગ્યાએ લઈ જાઓ.'

પેલો માણસ એમને ગૌશાળામાં લઈ ગયો. ત્યાં એના સિવાય કોઇનો પગસંચાર નહોતો. ખૂબ દોડવાથી સ્વામીને સારી પેઠે થાક ચડી

આવ્યો હતો. દોસ્તે ગરમાગરમ દૂધ પીવા આપ્યું. દૂધ પી ત્રણ કલાક સુધી એમણે સારી પેઠે આરામ લીધો. ત્યાર બાદ પોતાની આખી કહાણી એને કહી સંભળાવી, ને ત્યાંથી આગળ જવા માટે એની વિદાય માગી.

પેલા રજપૂત દોસ્તને લાગ્યું કે, 'ના, આટલેથી મારું કર્તવ્ય પૂરું થઈ જતું નથી.' ગામ બહાર એણે બે સરસ ઘોડા તૈયાર કરાવ્યા. એ ઘોડા પલાણી બેઉ જણે ખેતરને શેઢે શેઢે કોઈ અજ્ઞાત દિશા તરફ ચાલવા માંડ્યું.

સૂર્યોદય વેળાએ તેઓ એક જગાએ ઊતર્યા. ત્યાંથી એક બળદગાડું ભાડે કરી, આગળનો થોડો રસ્તો કાપ્યો. ને ત્યાંથી આગળ પછી માઈલો સુધી ભાવનગરની ખાડીનાં છાતી સમાણાં પાણી કાપતાં કાપતાં એમણે ચાલ્યા કર્યું. પોલીસના હાથમાંથી છટક્યા પછી બરાબર ચોવીસ કલાકે સ્વામી પાછા ભાવનગર પહોંચ્યા. પોતાના આવ્યાના ખબર કહેવડાવવા સાથીને શહેરમાં મોકલ્યો, ને પોતે મોઢે બુકાની બાંધી, અડધાં આંખ–મોં ઢાંકી દઈ, ગાડાની એક વણઝાર સાથે સાથે આરતી ટાણે શહેરમાં દાખલ થઈ ગયા.

રાણપુરથી બીજી તરફ ભાગી છૂટવું હોત તો સ્વામી સહેલાઇથી ભાગી ગયા હોત. પણ એમના મનમાં થયું. 'મારા સાથીઓને એમ ન લાગે કે સ્વામી એક કાયર માણસ નીકળ્યો,' સ્વામીરાવને મોઢે એમની આખી કથની સાંભળી મિત્રો દંગ થઈ ગયા. અડધી રાતે દૂરના એક ગામડે પહોંચવા માટે ટેક્સી લીધી. ત્યાંથી વેશપલટો કરીને એમણે ટ્રેનમાં બેસી જવાનું હતું. એમનો એક સાથી આગળથી જ સ્ટેશન પર એમનો સામાન લઈ રાહ જોતો ઊભો હતો. યુરોપિયન પોષાકમાં સજ્જ થયેલ સ્વામીરાવ જઇને ટ્રેનમાં બેસી ગયા.

ત્યાર પછી સ્વામીરાવના ભાગી છૂટવા વિષે કાઠિયાવાડમાં તરેહ તરેહની કથાઓ ચાલી રહી હતી. સબઈન્સ્પેકટરે બયાન આપ્યું હતું કે, 'મને જોરથી ધક્કો મારીને જમીન પર પાડી નાખી એ.ભાગી છૂટયો' એની વાતમાં સત્યનો લેશમાત્ર અંશ નહોતો. બીજી કથા એવી ચાલી રહી હતી કે, એક છૂપી પોલીસનો માણસ એમની પાછળ પડ્યો હતો, જે નાગર કોમનો માણસ હતો. એણે સ્વામીરાવના કેટલાક નાગર શિષ્યોને ફોડીને વાત કઢાવવાનો પ્રયત્ન

કરેલો. એક વખત એવો આવ્યો કે, જ્યારે એને બધી માહિતી મળી ચૂકી હતી. ને હવે તો સ્વામીરાવને એ પકડાવી દે એટલી જ વાર હતી. એ એમને પકડવા આવ્યો. ત્યારે સ્વામીએ એના માથા પર એવો તો જોરથી ફટકો લગાવ્યો કે એ માણસ સદાને માટે ગાંડો થઈ ગયો.

ખેર, છાવણીના નાયકે સ્વામીરાવના ભાગી છૂટવાના કાર્યને વખોડી કાઢતું એક નિવેદન બહાર પાડ્યું. એક સત્યાગ્રહીનું આમ નાસી જવું એ બહુ શરમની વાત ગણાતી હતી. પણ એમને ક્યાં કશી કલ્પના હતી કે, સ્વામીરાવ ન ભાગત તો એમની શી દશા થાત!

પોલીસે સ્વામીરાવના પૂર્વજીવનનો ઇતિહાસ મેળવવા માટે દોડાદોડ શરૂ કરી, રાજકોટનો સર્વોચ્ચ પોલીસ અમલદાર ભાવનગરમાં તપાસ કરવા આવ્યો. સ્કૂલના રજિસ્ટર–પત્રક ઉપરથી ખબર પડી કે, એ માણસનું નામ છે સ્વામીરાવ દયારામ. ઘરનું સરનામું છેઃ કમાલપુરા, મહોલ્લો જમાલપુર; જિલ્લો હલાલપુર, મધ્ય પ્રાંત: બસ આટલું જ. આથી વધુ કશી માહિતી પોલીસના હાથમાં આવી શકી નહિ.

*

## 'સ્વામીરાવ'ને સ્થાને 'પ્રેમરાજ!'

હવે? સેવા સમિતિ સ્કાઉટ મંડળમાં કામ કરવા માટે પૃથ્વીસિંહ પ્રયાગ આવી પહોંચ્યા હતા. પણ એમને લાગ્યું કે, અહીં પોલીસની નજરથી બચવું બહુ મુશ્કેલ છે. પંડિત શ્રીરામ બાજપેયીએ રાજપૂતાનામાં વ્યાયામ–શિક્ષક તરીકે કામ અપાવવા માટે એમને પોતાના એક મિત્ર પર ચિઠ્ઠી લખી આપી.

તેઓ રાજપૂતાના પહોંચ્યા. ત્યાં જઈ પેલા માણસને મળ્યા. ખૂબ દિલ ખોલી વાતો કરી. હવે એમનું નામ હતું 'પ્રેમરાજ.' પ્રેમરાજે એક દિવસ વિદ્યાર્થીઓ ને શિક્ષકોની સભા સમક્ષ ભાષણ કર્યું. પેલા સજ્જનના મનમાં સંદેહ પેઠો કે, 'આ જાસૂસી ખાતાનો માણસ તો નહિ હોય?' પ્રેમરાજે એમના મનનો સંદેહ ભાંગવા કોશિષ કરી.

ખેર, બધું પતી ગયું. રોજના ચાર કલાકના કામ માટે એમને મહિને

૪૫ રૂપિયાનો પગાર બાંધી આપવામાં આવ્યો. રહેવાં માટે ઘરની પણ વ્યવસ્થા થઈ ગઈ. પરંતુ ત્યાંની પરિસ્થિતિ જોઇને પ્રેમરાજે ત્રીજે જ દિવસે ત્યાંથી કામ છોડી ચાલ્યા જવાની ઇચ્છા પ્રકટ કરી.

પેલા સર્જને એમને ત્યાં રાખવા માટે ઘણો આગ્રહ કરવા માંડ્યો. પણ પ્રેમરાજે કહ્યું, આવી સંદેહભરી નજરો હેઠળ અહીં રહેવું મારે માટે મુશ્કેલ છે.' પેલા સર્જન ને મુખ્ય અધ્યાપકના અતિ આગ્રહ છતાં એમણે ત્યાંથી વિદાય લીધી.

*

## ચંદ્રશેખર આઝાદ સાથે મુલાકાત

૧૯૨૨માં પૃથ્વીસિંહ ઘાયલ થઈને ભાગ્યા ત્યારથી પોલીસની જેમ ક્રાંતિકારીઓ પણ પૃથ્વીસિંહની શોધમાં લાગેલા હતા. અમેરિકાવાળા મિત્રો પણ એમના વિષે ખૂબ ચિંતાતુર હતા. ને સતત એમની શોધમાં રહેતા. એટલામાં એક દિવસ સવારે કોઈએ એમને એક ક્રાંતિકારી સાથે ઓળખાણ કરાવી. પૃથ્વીસિંહને ખાતરી થઈ કે, આ તરુણ એક સંપૂર્ણ વિશ્વાસપાત્ર વ્યક્તિ છે ને બંનેએ એક બીજા સમક્ષ દિલ ખોલી દીધાં.

પેલા તરુણે કહ્યું, 'તમે સોવિયેત રુસ જાઓ ને ત્યાંના ક્રાંતિકારીઓ સાથે આપણો સંબંધ બાંધો.'

અંધારું થતાં એક બીજો તરુણ આવ્યો. એના ચહેરાની એક એક રેખામાંથી વીરતા ને નિર્ભયતા ટપકી રહ્યાં હતાં. એ તરુણ એ જ ક્રાંતિકારી દળનો નેતા ચંદ્રશેખર આઝાદ.

ચંદ્રશેખર આઝાદ ક્રાંતિનો એક બહાદુર સૈનિક હતો. ભગતસિંહ તથા એમના સાથીઓ આતંકવાદના પૂરા અનુભવ પછી એ વસ્તુ માનતા થયા હતા કે, આમ એકલ દોકલ સરકારી અમલદારોની વ્યક્તિગત હત્યાથી આપણી ક્રાંતિ સફળ થવાની નથી. એને માટેનો સાચો રસ્તો એક જ છે, ને તે એ કે આ વિરાટ દેશમાં પથરાઈને પડેલી, સદીઓથી કચડાતી–શોષાતી જનતાને જાગૃત કરી, માર્કસવાદી પદ્ધતિએ એમને ક્રાંતિને રસ્તે આગળ લઈ જવી જોઈએ. એ રીતે જાગૃત થયેલી આમ જનતા જ નવો ને આઝાદ સમાજ

રચી શકશે. પૃથ્વીસિંહે પોતાના સાથીઓને આ વસ્તુ સમજાવવાની ભરચક કોશિષ કરેલી ને તે દિવસથી આઝાદને એ વસ્તુ પર પૂરો બેસી ગયો હતો. એટલે આઝાદે પૃથ્વીસિંહને ખૂબ આગ્રહપૂર્વક સમજાવ્યું કે, 'તમે વિદેશ જઈને માર્કસવાદનો સારી રીતે અભ્યાસ કરો. ક્રાંતિના પાઠ ભણી પાછા આવો ને દેશના કામે લાગી જાઓ.'

આઝાદ કોઈ બહુ મોટા પંડિત નહોતા કે નહોતી એમને માર્કસવાદનો એવો ઊંડો અભ્યાસ કરવાની કદી તક મળી, પણ અનુભવના બળે એમને માર્કસવાદની સચ્ચાઈથી ઝાંખી કરાવી દીધી હતી. ચંદ્રશેખરના સ્વભાવમાં જ નેતા તરીકેની કોઈ નૈસર્ગિક શક્તિ હતી.

*

૧૯૩૦ ના ઑકટોબરના એક દિવસે ભગતસિંહ, રાજગુરુ તથા સુખદેવને માથે ફાંસીની સજાઓ ઠોકાઈ ગઈ. એ જ દિવસે આ ક્રૂર ફેંસલા સામે પોતાનો વિરોધ દર્શાવવા યુક્ત પ્રાંત, મુંબઈ તથા પંજાબના ક્રાંતિકારીઓએ મુંબઈના લેમિંગ્ટન રોડ પર મોટો ગોળીકાંડ કર્યો. પોલીસે કેટલા ય લોકોને પકડી પકડી જેલમાં પૂર્યા. ૬૦,૦૦૦ રૂપિયા ખર્ચીને ૮ મહિના સુધી મોટો મુકદ્દમો ચલાવ્યો. પણ કેસ પુરવાર થઈ શક્યો નહિ, એટલે જ્યુરીએ આરોપીઓને નિર્દોષ ઠરાવી છોડી મૂકવા કહ્યું. અદાલતે પણ જ્યુરીની વાતને મંજૂર રાખી.

પોલીસે કહ્યું, 'અમે હાઈકૉર્ટમાં અપીલ નોંધવીએ.' પણ સરકારી વકીલે જોયું કે કેસ બહુ જ નબળો છે, એટલે એણે અપીલ નોંધાવવાની રજા આપી નહિ.

લેમિંગ્ટન રોડના આ ગોળીકાંડમાં પોલીસે સ્વામીરાવનું નામ પણ સંડોવી લીધું. ને એમને પકડી આપનારને માટે ૧૦૦૦ રૂ. નું ઇનામ જાહેર કરી, આખા મુંબઈ પ્રાંતમાં ઠેર ઠેર એમની છબીઓ ચોંટાડી હતી. ભાવનગરમાં તો ભીંતે ભીંતે પોલીસ એમની છબી ચોંટાડી વળી. પણ ત્યાંના તરુણ એને શેના રહેવા દે ? એમણે તો દેખી ત્યાંથી ઉખાડી ઉખાડીને એ છબીઓ ફાડી નાખી.

*

## ટ્રેનમાંથી છટક્યા

પૃથ્વીસિંહ એક વખત ટ્રેનમાં મુસાફરી કરી રહ્યા હતા. વલસાડમાં છૂપી પોલીસવાળાઓને એમના પર શક ગયો. એ જ્યાં બેઠા હતા એ કમ્પાર્ટમેન્ટના બધા મુસાફરોને ઉતારી લેવામાં આવ્યા. ને પોલીસના ત્રણ માણસો સાદાં કપડાંમાં જઈને એમની આસપાસ બેસી ગયા. આગલા સ્ટેશને એમણે વધુ પોલીસની મદદ મંગાવી ને પૃથ્વીસિંહને ગિરફતાર કરી લેવાનો વિચાર રાખ્યો હતો.

પૃથ્વીસિંહ બધું સમજી ગયા. આગલા સ્ટેશને ગાડી પહોંચે તે પહેલાં સિગ્નલ ન મળ્યો હોવાને કારણે ગાડીને અંતરિયાળ ઊભા રહેવું પડ્યું. પૃથ્વીસિંહે લાગ જોઈ ખિસ્સામાં હાથ નાખી પિસ્તોલ કાઢી, ને રાતના અંધારામાં પોબાર ગણી ગયા. અંધારે અંધારે કેટલોક રસ્તો કાપી તેઓ નવસારી શહેરમાં પહોંચ્યા. પણ શહેરમાં ન રોકાતાં શહેર વટાવી તેઓ બહાર નીકળી ગયા. ને જંગલમાં જ રાત પૂરી કરી. શહેરમાં થઈને નીકળતી વખતે એમણે કપડાં ખરીદી લીધાં હતાં. ખેડૂતના જેવી ધોતલી ને બાંડિયું પહેરી લઈ બીજાં કપડાંની ગાંઠડી બાંધી લઈ, એમણે આગળ ચાલવા માંડ્યું.

સવારે એ સૂપા પહોંચ્યા, ને ત્યાંના ગુરુકુળમાં જઈ ઊતર્યા. ત્યાં ખાધું પીધું, થોડો આરામ લીધો. પણ કોઈ એમને ઓળખી શક્યું નહિ. પછી પગે ચાલતા જ ૨૦ માઈલની મજલ કાપી તેઓ સુરત પહોંચ્યા. સુરતથી ટ્રેન પકડી વડોદરા પહોંચ્યા ને વડોદરામાં એમના એક મિત્રને ત્યાં જઈ ઉભા રહ્યા. મિત્રે બધું જોખમ વહોરી લઈને પણ એમને પોતાને ત્યાં રાખ્યા.

*

## "સ્વામી સદાનંદ"ને વેશે કરાંચી કોંગ્રેસ ભણી

હવે પૃથ્વીસિંહને લાગવા માંડ્યું કે, આમ ભાગતા છૂપાતા રહીને આ દેશમાં હવે કોઈ જાતનું કામ થઈ શકે એમ નથી. એ વર્ષે કોંગ્રેસનું અધિવેશન કરાંચીમાં ભરાવાનું હતું. એમને થયું, ત્યાં જાઉં તો કદાચ કોક પુરાણા મિત્રો સાથે ભેટો થઈ જાય.

એમણે ભાવનગર થઈ કરાંચી ભણીનો રસ્તો લીધો. માથું મૂંડાવી, ભગવાં ધારણ કરી, નામ રાખી દીધું સ્વામી સદાનંદ. સંન્યાસીઓના જીવનની ભીતરી વાતો ને ઝીણી વિગતોની તો એમને ખબર નહોતી. એટલે એમણે નક્કી કર્યું કે, આપણે તો ઉદ્દામ વિચારના આર્યસમાજી સંન્યાસી છીએ. ક્યાંક પગે ચાલતા તો ક્યાંક ટ્રેનમાં મુસાફરી કરતા તેઓ આબુરોડ સ્ટેશન પાસે થઈ પસાર થઈ રહ્યા હતા.

એક પોલીસ–થાણા પાસે થઈને પસાર થતા હતા, ત્યાં એક સિપાઈએ પૂછ્યું, 'મહારાજ ! કિધરકો વિચરના હૈ ?'

મહારાજ શ્રીમુખે ઓચર્યા, 'બચ્ચા ! ક્યા ચાહિએ, બોલ, ક્યા હૈ તેરી ઇચ્છા ?'

સિપાઈએ એક ઝાડની છાયામાં કપડું પાથરી, સ્વામીને બેસવા વિનંતી કરી. સીધોસાદો ને શ્રદ્ધાળુ હિંદુ હતો. એને લાગ્યું કે, આ બાબા ય આબુ પર્વતના સિદ્ધ મહાત્માઓમાંના એક હશે. અથવા તો એ સિદ્ધોને મળવા માટે પર્વત પર જઈ રહ્યા હશે. સિપાઈએ ત્યાંના મહાત્માઓ વિષે કંઈ કેટલી ય વાતો કરી. બાબાને ભોજન કરાવ્યું. એ દિવસ તો સ્વામી સદાનંદે પહાડની તળેટીમાં રહીને જ વિતાવી નાખ્યો.

બીજે દિવસે ૧૮ માઈલનું ચઢાણ ચઢવું શરૂ કર્યું. ચાલતા ચાલતા આખરે તેઓ સાધુઓના એક આશ્રમમાં પહોંચ્યા. આશ્રમમાં સાધુઓની ઠીક ઠીક ભીડ હતી. એટલે આશ્રમ છોડી એકાંત શોધતા તેઓ એક ઝૂંપડીએ પહોંચ્યા. ઝૂંપડીમાં એક સાધુ મહારાજ આસન લગાવી બેઠા છે. સ્વામી સદાનંદે એમને પ્રણામ કર્યા. સાધુ મહારાજે બેસવા માટે આસન કાઢી આપ્યું.

બેઠા એટલે સાધુએ એમને પૂછ્યું. 'ક્યા લાયે હો નીચેકી દુનિયા સે ?'

'મહારાજ, નીચેની દુનિયામાંથી સિદ્ધોને માટે તો શું લાવવાનું હોય ? હું તો સિદ્ધોના ચરણોમાં બેસી મારી મુક્તિ સાધવા આવ્યો છું.' સદાનંદે વિનમ્ર મુખે જવાબ આપ્યો.

'મુક્તિની વાત પછી, અત્યારે તો ખાવાની વાત કરો, બોલો તમે કંઈ ખાશો ?'

'હાજી!'

'આપો કંઈક તો હું બજારમાં જઈને ખાવાનું લઈ આવું.

સ્વામી સદાનંદે આઠ આની કાઢી એમના હાથમાં મૂકી. બજાર પતાવી સાધુ પાછા આવ્યા. પૂરીઓ બનાવીને બંને જણે પેટ ભરી ખાધું. સાધુ અફીણી હતો. રોજ એને તોલાભાર અફીણ જોઇએ. થોડીઘણી જડીબુટ્ટીઓનું પણ જ્ઞાન લાધી ગયું હતું. પણ એ જ્ઞાન કોઈને આપવાની ઇચ્છા થતી નહિ.

સદાનંદનો સાધુજીવન સાથેનો આ પ્રથમ પરિચય હતો. ત્યાંથી સદાનંદ ગુરુશિખર તરફ ચાલી નીકળ્યા. સ્થાન બહુ સોહામણું છે. સૂર્યાસ્ત સમયે ત્યાં પહોંચેલા. સાધુઓને વાળુની વાળુ થઈ ગઈ હતી. વાળુ પતાવી સૌ તાપણીની આસપાસ વીંટળાઈને બેઠા હતા. આ એક મોટી ગુફા હતી. ગુફાને એક જ દરવાજો હતો. ગાંજાની એક મોટી ચલમ ભરવામાં આવી. સૌએ વારાફરતી એક એક દમ લગાવ્યો. દમ લગાવતાંની સાથે જ એમનું ત્રીજું નેત્ર ખૂલી ગયું, ને પછી તો બ્રહ્મજ્ઞાનની ચર્ચા છેડાઈ પડી !

આ ગુફાનો મહંત એક નવજુવાન માણસ હતો. સ્વામી સદાનંદે એને ગાંજો છોડી દેવા માટે એક નાનું સરખું ભાષણ આપી દીધું. મહંત પર એ માતની તો ખાસ કશી અસર થઈ નહિ પણ તે આ નવા સાધુ તરફ કંઈક આદરની દૃષ્ટિથી જોવા લાગ્યો. એણે પોતાની પાસે એને રહી જવા ઘણો આગ્રહ કર્યો.

પરંતુ ત્રણ દિવસ પછી સદાનંદ ત્યાંથી ચાલી નીકળ્યા, ને અંબાજી પહોંચ્યા, અંબાજીનું મંદિર પણ એક ખૂબ જ રમણીય સ્થાન છે. સદાનંદના ચહેરા ને વર્તનવ્યવહાર પરથી અંબાજીના મહંતે સમજી લીધું કે, આ કોક શિક્ષિત સંન્યાસી છે. એટલે એમને મેડી પરની એક ઓરડીમાં ઉતારો આપ્યો. રોજ બંને વખત પોતાને હાથે સારું સારું ખાવાનું લાવી એમને એ જાતે જમાડી જતો.

એક દિવસ કોક ભાવિક ગૃહસ્થે મહંતને કહ્યું, 'મહારાજ, આપના જેવા એક મહાપુરુષને ભોજન કરાવી મને કૃતકૃત્ય થવા દો.'

મહંતે જવાબ આપ્યો, 'જો સાચેસાચ તમારે કોઈ મહાપુરુષનાં

આશીર્વાદ પામવા હોય તો ઉપર જાઓ. ને ત્યાં બેઠેલા ધ્યાનમગ્ન મહાત્માની ચરણરજ લો.'

ગૃહસ્થે ઉપર જઈ સ્વામી સદાનંદને ધ્યાનમાંથી જગાડ્યા ને ભોજનના સ્વીકાર માટે આગ્રહ કરવા માંડ્યો. સ્વામીએ એ ભાવિક ગૃહસ્થના નિમંત્રણનો સ્વીકાર કરી લીધો.

મુકરર કરેલા સમયે સ્વામી સદાનંદજી પેલા ભદ્રપુરુષને ઘેર પહોંચી ગયા. પોતાના આખા કુટુંબ સહિત એ શ્રદ્ધાળુ સદ્‌ગૃહસ્થ અંબામાતાનાં દર્શને આવ્યા હતા. કુટુંબે સ્વામીજીની ભારે આગતા-સ્વગતા કરી.

સ્વામીજીએ કુટુંબ ને ધંધોપાણીના ખબર અંતર પૂછ્યા. વાતવાતમાં ખબર પડી કે, એ ભદ્રપુરુષ તો સરકારી નોકર છે, ને એક પોલીસ ઇન્સ્પેક્ટરનો હોદ્દો સંભાળે છે. !

વાત સાંભળતાં જ સ્વામીજીનાં રૂંવાં ખડાં થઈ ગયાં, પણ મન ભાવ છુપાવવા એ ખડખડાટ કરતા હસી પડ્યા. કહે, ઓહ ! ત્યારે તો તમે તમારાં પાપોનું વિમોચન કરાવવા અહીં આવ્યા છો? એક ભલાભોળા સંન્યાસીના આશીર્વાદ લઈ, જૂનાં પાપ ધોઈ, નવાંનો પોટલો બાંધવા પાછા એ જ રસ્તે જવા માગો છો એમને?'

હસીને બોલાયેલા આ બોલ ઠઠ્ઠામશ્કરીમાં જ ઊડી ગયા.

સાચા સંન્યાસીની સ્વસ્થતાથી સ્વામી સદાનંદે યજમાનના ઘરનું સ્વાગત સ્વીકાર્યું, ભોજન પતાવ્યું. ભોજન પતી ગયા બાદ ઇન્સ્પેક્ટર સાહેબે સાધુ મહારાજને યથાવિધિ ૧૧। રૂપિયાની દક્ષિણા આપવા માંડી. પણ એમણે લક્ષ્મી તરફની નિરપેક્ષતા દેખાડતાં કંઈ પણ લેવાનો ઇન્કાર કર્યો. શૂળીનું વિઘ્ન કાંટે સર્યું ! જયઅંબે, જયઅંબે !

અંબાજીના આ તીર્થમાં ગુજરાતી તીર્થયાત્રીઓ ઘણા આવે છે. સદાનંદને લાગ્યું કે, હવે અહીં રહેવામાં ભારે જોખમ સમાયેલું છે. ને ત્યાંથી એમના ડેરા ઊપડ્યા.

*

રસ્તામાં મહારાણા પ્રતાપના રણક્ષેત્ર હલ્દીઘાટનાં દર્શન કરવાની એમને ઇચ્છા જાગી. એટલે એ તરફ પ્રયાણ આદર્યું. પૂછતાં પૂછતાં માર્ગ કાપવાનો હતો. પણ જેને એ હલ્દીઘાટ વિષે પૂછતા, તે બધા ય એ વિષે પોતાનું અજાણપણું દેખાડતા હતા. જે ગામડામાં એ હલ્દીઘાટ વિષે પૂછપરછ કરી રહ્યા હતા, ત્યાંથી એ વિખ્યાત રણક્ષેત્ર પચાસ જ માઇલને અંતરે હતું. આ ગ્રામવાસીઓના પૂર્વજોએ તો કદાચ હલ્દીઘાટના એ યુદ્ધમાં પ્રતાપને પક્ષે રહી યવનો સામે ખાંડાંના સંગ્રામ પણ ખેલ્યા હશે. પરંતુ આજે એમના પૂર્વજોની એ યશગાથા વિસ્મૃતિના દરિયામાં તળિયે જઈ બેઠી છે! કોઈ એના વિષે કશું જ જાણતું નથી!

સદાનંદ સ્વામીએ ગ્રામવાસીઓને એમના પૂર્વજો પ્રત્યેની આ નગુણાઈ માટે ખૂબ ઠપકો આપ્યો. આ એક અજાણ્યા વીરભક્ત સંન્યાસીના સ્વાગત માટે ગામગામના ઠાકુરો ઊલટ્યા. એમને બીજા ગામનો રસ્તો બતાવવા સાથે ભોમિયા મોકલવાની સગવડ થઈ. અગાઉથી આગલા ગામના મુખીને ત્યાં ઉતારાની વ્યવસ્થા થઈ જતી.

આમ કરતાં સ્વામી સદાનંદ કેલવા પહોંચ્યા. કેલવાના ઠાકુરે આવકારતા જ્ઞાની સંન્યાસીનું ખૂબ સરસ સ્વાગત કર્યું. એના ભાવભર્યા સન્માનના બદલામાં સ્વામીજીને ત્યાં ૨૦ દિવસ સુધી રોકાઈ જવું પડ્યું. ઠાકુર સાહેબ તો સરોવરને કાંઠે એમને માટે એક પર્ણકૂટી બંધાવી આપવાનો વિચાર કરતા હતા. પણ સદાનંદ તો રમતારામ. એમણે કહ્યું, 'ના, એ બધું રહેવા દો, સાધુ તો ચલતા ભલા. મારે અહીંથી ઊપડવાનો વખત થઈ ગયો છે.'

નીકળતી વખતે ઠાકુર સાહેબે વાઘના ચામડાનું એક સુંદર આસન એમને ભેટ ધર્યું. ને ઉપરથી ૨૦૦ રૂપિયા દક્ષિણા આપવા માંડી... સંન્યાસીએ રૂપિયા લેવાની ચોકખી ના પાડી દીધી. બિચારા ઠાકુરને શી ખબર કે આ સ્થિતપ્રજ્ઞ સંન્યાસીને એનાં આ ભગવાં હેઠળ ૨૦૦ રૂપિયાની નોટોની ચોડ ને એક પિસ્તોલ લઈને વિચરવું પડે છે?

ફરતા ફરતા, અનેક સ્થળો જોતા જોતા આખરે સંન્યાસી મહારાજ ઉદયપુર પહોંચ્યા. પણ જ્યાં ત્યાં સન્યાસીનાં અસાધારણ ગુણલક્ષણ જોઈ, લોકોની કુતૂહલવૃત્તિ કહો કે જિજ્ઞાસાવૃત્તિ કહો—વધુ ને વધુ ઉત્તેજિત

થવા લાગી. આ જોઈ સંન્યાસી મહારાજને આખરે પવનવેગી સાંઢણી પર સવાર થઈ હલ્દીઘાટનો રસ્તો લઈ લેવો પડ્યો.

એક ગામને પાદર સાધુઓની એક મંડળી ડેરા નાખી પડી છે. સંન્યાસીને ત્યાં થઈને પસાર થતો જોઈ, એમણે ઘડીક વિશ્રાંતિ લેવા માટે ત્યાં આસન જમાવવાનું આમંત્રણ આપ્યું. સ્વામી સદાનંદની બગલમાં પેલા ઠાકુરે ભેટ આપેલું સુંદર વાઘામ્બર જોઈ સાધુઓએ કહ્યું, 'લાવો, જરા જોઈએ તો ખરા.'

નવું નકોર સુંદર વાઘામ્બર જોઈ એમની દાઢ સળકી હતી. એનું આસન બિછાવી એના પર એમણે પોતાના ગુરુને બેસવા કહ્યું. પછી ઘડીકમાં સૌ ઊતરી પડ્યા ધર્મચર્ચામાં !

સ્વામી સદાનંદને થયું કે, હમણાં વાઘામ્બર પાછું મળશે. પણ એ વિષે કોઈ કશું બોલતું જ નથી ! પોતાને મોડું થતું જોઈ એમણે ઊભા થઈ જવાની રજા માગી. તો સાધુઓ કહે 'હાં હાં. પધારિયે, પધારિયે.

છતાં પાંચ મિનિટ સુધી સદાનંદ વાઘામ્બર પાછું મળે એની રાહ જોતા ઊભા રહ્યા. પણ ગુરુજી તો ઊઠવાનું નામે ય લેતા નથી ! ઉપરથી સાધુઓ કહી રહ્યા છે, 'જાઓ જાઓ, નહિ તો વળી અંધારું થઈ જશે.'

જરા ય ખચકાયા વિના સદાનંદે કહ્યું, 'મહેરબાની કરીને પહેલાં મારું વાઘામ્બર પાછું આપી દેજો.'

'એ કયું વાઘામ્બર વળી ?'

'આ જ તો, જેના પર તમારા ગુરુ બેઠા છે તે.'

'અમારા ગુરુજી તો એમના પોતાના વાઘામ્બર પર બેઠા છે. વાહ ! તારી ય તે શી મજાલ છે ! તું અમારા ગુરુજીનું અપમાન કરે છે !'

આ સાંભળી સ્વામીજીએ આંખો ઝીણી કરતાં કહ્યું, 'એ વાત રહેવા દેજો, એમ કરવા જતાં કંઈ કાંદા નહિ કાઢો !'

સ્વામીજીના હાથમાં એક જાડેરો દંડો હતો. સાધુઓની સંખ્યા પંદરેકની હશે. પણ સ્વામીએ તો દંડે પેટે પોતાનો નિરધાર ઉચ્ચાર્યો, 'આમ જુઓ !

અ...ને હવે આ દંડો હાથમાં લઉં છું. એના ટુકડા થઈ જાય તે પહેલાં તો હું તમારા બધાંનાં માથાં રંગી નાખીશ, હા. એ વાતમાં જરા ય ફેર નહિ પડે એટલું માની લેજો.'

સ્વામીની રાતી આંખો ને શબ્દોની ઠંડી કાતિલતા પારખી જઈ, યમરાજનો દંડો જોતા હોય એમ સ્વામીના હાથમાંના દંડા ભણી નજર કરતા, ગુરુ મહારાજ સડાક દઈ ઊભા થઈ ગયા. ને વાઘામ્બર એમને હાથ પાછું સોંપી દીધું.

તે જ દિવસે બીજે ગામ પહોંચી જઈ રાત ત્યાં ગાળી, બીજે દિવસે સ્વામી હલ્દીઘાટ પહોંચી ગયા.

એક જાત્રાળુના મનોભાવ ને શ્રદ્ધાભર્યા હૈયે સ્વામી સદાનંદ હલ્દીઘાટનાં દર્શને ગયા હતા. ત્યાંના પથ્થરો, ઊંચીનીચી ટેકરીઓ, નાળાં ને ખડકોનાં ખૂબ ભક્તિપૂર્વક એમણે દર્શન કર્યાં. ત્યાંની પીળી ધરતી એમને રાજપૂતોના કેસરિયા જામાનું સ્મરણ કરાવતી હતી. ત્યાં એમણે રાણા પ્રતાપના બહાદુર ઘોડા ચેતકની સમાધિ જોઈ. આ ઐતિહાસિક સ્થાન પ્રત્યેની ઉપેક્ષા જોઈ સ્વામી સદાનંદનું હૃદય ગ્લાની અનુભવી રહ્યું.

એજ પ્રતાપના વંશજો હજી આજે ય ઉદેપુરની ગાદી પર વિરાજે છે. હજી આજે ય એ ધરતી પર એમનાં જ શાસન ચાલે છે. પ્રતાપના વારસ-દારોની રાજધાની ઉદેપુરમાં બ્રિટીશ સલ્તનતના હાકેમ સમા વાઈસરોયો ને બીજા એવા કેટલાયનાં સ્મારકો ને બાવલાં લાખોના ખર્ચે ઊભાં કરવામાં આવ્યાં છે, પણ હલ્દીઘાટના આ પુરાતન ઇતિહાસને મૂર્ત કરે એવું કોઈ સ્મારક આ ઈતિહાસ-પ્રસિદ્ધ ધરતી પર (ચેતક સિવાય) રચવામાં આવ્યું નથી! ને આ ચેતકની સ્મૃતિ અમર કરી જવાનું પણ ખુદ પ્રતાપને જ સૂઝયું હતું.

*

## સાથી-ક્રાંતિકારીઓ સાથે મુલાકાત

**સ્વામી** સદાનંદે હવે પશ્ચિમ દિશા ભણી પ્રયાણ આદર્યું. સાંઢણીની પીઠ પર મારવાડના રણની વાટ કાપીને, થોડા રસ્તે પગે ચાલી નાખીને, ને

ત્યાર પછી રેલ્વે દ્વારા તેઓ કરાંચી પહોંચી કોંગ્રેસ અધિવેશનને હજી થોડા દિવસની વાર હતી. કોંગ્રેસ–નગર બંધાઈ રહ્યુ હતું. શહેર આખું ખૂંદીને એમણે પેલે છેડે જવાનું હતું. એમણે ચાલવા માંડ્યું. એટલામાં પાછળથી એક ટેક્સીવાળાએ એની ગાડી ખડી કરી દઈ પૂછ્યું, 'બાબા, ક્યાં જવાનું છે?'

સ્વામીજીએ કોંગ્રેસ–નગર પાસેના એક મોટા મંદિરનું નામ લીધું. ટેક્સીવાળાએ એમને ગાડીમાં બેસી જવા કહ્યું. જવાબમાં સ્વામીએ કહ્યું, 'ભાઈ, મારી પાસે પૈસા બૈસા નથી.'

'આપના આશીર્વાદ જ મારે પૂરતા છે. આપ અંદર બેસી જાઓ.' ને થોડી જ મિનિટોમાં એણે સ્વામીને એમના મુકામે પહોંચાડી દીધા.

બેત્રણ દિવસ સુધી આમ તેમ તપાસ કર્યા બાદ બાબા ગુરુમુખસિંહ, બાબા પ્યારાસિંહ, બાબા સાહેબસિંહ આદિ ગદરપાર્ટીના સાથીઓ જોડે એમને મુલાકાત થઈ ગઈ. પૃથ્વીસિંહની જેમ બાબા ગુરુમુખસિંહ પણ જેલમાંથી ભાગી છૂટ્યા હતા. હવે તેઓ કમ્યુનિસ્ટ બની ગયા હતા. ને સોવિયેત દેશમાં ય થોડાં વર્ષો ગાળી આવ્યા હતા. આટલા લાંબા સમયે સાથીઓનો ભેટો થઈ ગયો...

સાથીઓએ એમને સમજાવ્યું કે, થોડાક ગણ્યાગાંઠ્યા બહાદુર તરુણો જ ક્રાંતિ કરી નાખશે એવી કલ્પના કરવી મિથ્યા છે. એને માટે તો સમસ્ત જનતાને, મજદૂરો તથા કિસાનોની વિરાટ જમાતને જાગૃત કરવી પડશે. ને એવી ક્રાંતિકારી જાગૃતિ લાવવા માટે પહેલાં રોજબરોજના જીવનમાં એમને વેઠવાં પડતાં કષ્ટોનો સામનો કરવા એમને સંગઠિત કરવા પડશે. ને એની સાથે સાથે જ એમના એ તમામ કષ્ટોના એકમાત્ર નિદાનરૂપ ક્રાંતિનો માર્ગ એમને દાખવવો પડશે.

બેત્રણ દિવસની સતત ચર્ચા પછી પૃથ્વીસિંહને આ નવો માર્ગ સાફ સાફ દેખાવા લાગ્યો. સાથીઓએ પૃથ્વીસિંહને સમજાવ્યું કે, હવે વધુ વખત આ દેશમાં રહી તમારે જોખમ વહોરી લેવાની જરૂર નથી. સોવિયેત રુસમાં જાઓ ને ત્યાં માર્ક્સવાદ તથા ક્રાંતિકારી કાર્યપ્રણાલીનો અભ્યાસ કરો.

*

: ૧૪ :

# સોવિયેત રુસને પંથે

હવે તો પૃથ્વીસિંહે સોવિયેત ભણી ગુપ્ત રીતે રવાના થવાનું હતું. પઠાણોના સ્વતંત્ર ઈલાકા વટાવી અફગાનિસ્તાનને રસ્તે એમણે રુસમાં પેસવાનું હતું. ત્યાં થઈને જવું હોય તો પઠાણ બનીને જ જઈ શકાય. ૧૫ દિવસ હજામત ન કરવાથી કરાંચીમાં જ દાઢીમૂછ તો વધી ગયાં હતાં. પઠાણોનો પોષાક પહેરી લઈ, **કરીમખાં** નામ ધારણ કરી, હવે તેઓ ખુદાઈ ખિદમતદાર બની ગયા.

કોંગ્રેસ અધિવેશન પૂરું થયે, ખુદાઈ ખિદમતગારોની સાથે સાથે જ તેઓ પેશાવર માટે રવાના થઈ ગયા. લાહોરમાં છૂપી પોલીસનો એક માણસ એમના ડબ્બામાં ચડ્યો. પણ પઠાણોએ ઠઠ્ઠામશ્કરીઓથી એને એવો તંગ કરી નાખ્યો કે, ત્યાંથી એને ભાગવું પડ્યું. પેશાવર પહોંચ્યા. ત્યાંથી ગાડીમાં બેસી તેઓ ઉતમનજઈ ગયા. આગળ જવા માટેની તૈયારીઓ કરી લેવા દસ બાર દિવસ એમણે ત્યાં જ રોકાઈ રહેવું પડ્યું.

ખુદાઈ ખિદમતગારોના મોટા મોટા નેતાઓ કરીમખાંની કદર કરતા ને એમને મદદ કરવા સદા તત્પર રહેતા. કરીમખાંના શરીર પર મેલુંઘેલું ફાટેલું કુરતું, પઠાણી જામો ને માથે પાઘડીનો પોશાક હતો.

એક દિવસ એક ભોમિયો આપી એમને સરહદ ભણી મોકલી આપવામાં આવ્યા. ગામમાં આમ તેમ ચક્કર લગાવી બપોરે ચાલી નીકળ્યા ને સૂરજ ડૂબ્યે શવકદરની નજદીકના સરહદને અડીને આવેલ એક ગામે પહોંચી ગયા.

પઠાણી રીતરિવાજ ને ખાનપાનથી હવે તેઓ ધીરે ધીરે ટેવાઈ ગયા હતા. પહેલાં પહેલાં તો એક જ થાળમાં અનેકની સાથે ભોજન લેતાં એમના મનમાં કમકમાટી આવી જતી. પણ દિવસ જતાં ટેવ પડવા લાગી, ને હવે તો ગમે તેવા પઠાણોની સાથે બેસી, ગમે તે પ્રકારના ભોજન પર તેઓ બિસ્મિલ્લાહ કરી શકતા હતા. જીભે એ ભોજનનો સ્વાદ પારખવાનો અભિનય પણ શરૂ કરી દીધો હતો. શકલ–સૂરત ને પહેરવેશ પરથી તો હવે કોઈ

એમને ઓળખી શકે એમ નહોતું, પણ જો કોઈ એમને એવો કશો પ્રશ્ન પૂછી બેસે તો ? ભાષા ન જાણવાને કારણે આવા ખ્યાલોથી કરીમખાંનું દિલ કદીક ધડકી ઊઠતું.

*

## ‘કરીમખાં’ની આગે કૂચ

૧૯૩૧ના મે મહિનાનો પ્રારંભકાળ હતો. એક નાનકડા ગામમાં કોક દોસ્તને ત્યાં એ ઊતર્યા હતા. ગામમાં બ્રિટિશ જાસૂસોનો રાફડો હતો. તારલાભર્યા આકાશ હેઠળ સૂતા સૂતા એ વિચારી રહ્યા હતાઃ કાલનો સૂરજ ઊગશે ત્યારે કાં તો એક સ્વતંત્ર ભૂમિ પર પગ માંડતો હોઈશ, યા તો બેડીઓમાં જકડાઈ જેલખાનામાં પડ્યો હોઈશ. ચિંતાના માર્યા કરીમખાંની આંખે આખી રાત ઊંઘનું મટકું સુદ્ધાં માર્યું નહિ.

ગામમાં બીજા જિલ્લાનો એક કાફલો પડાવ નાખી પડ્યો હતો. એની સાથે સાથે કરીમખાંએ સવારે સરહદ પાર કરી જવાની હતી. સવારે ચારેક વાગે એક સિપાઈ આવી કાફલાના માણસોને જોઈ ગયો. એમાં કોણ જાણે કેટલાય કરીમખાં જેવા હશે ! ધાંધલ-ધમાલ કરતો ૧૦૦ માણસોનો કાફલો આખરે સરહદ પાર કરી ગયો. બંદૂકના નિશાનનું અંતર પણ વટાવી ગયા ત્યાર પછી જ કરીમખાંના જીવમાં જીવ આવ્યો. રાતના અંધારામાં પહાડીનો એ ઊંચોનીચો ને ખાડા ખાબોચિયાવાળો અજાણ્યો રસ્તો કાપવો એ વસમું કામ હતું.

કાફલાએ સાંજ સુધી ચાલ્યા જ કર્યું. મે માસની ગરમી હતી. પાણીનો શોષ ઘણો રહેતો. હવે તેઓ પઠાણોના સ્વતંત્ર પ્રદેશમાં આવી પહોંચ્યા હતા. બીજે દિવસે બપોરે મોહમદ ઇલાકામાં થઇને તુરંગજઈ પહોંચ્યા. કરીમખાં પાસે મુલ્લાં તુરંગજઈના પુત્ર બાદશાહ ગુલ પરની ચિઠ્ઠી હતી, પણ બાદશાહ ગુલ ઘરમાં નહોતા. મુલ્લાંએ જ એમની ખાતરબરદાસ્ત કરી.

થોડી વાર પછી બાદશાહ ગુલ પણ આવી પહોંચ્યા. બાદશાહ ગુલ એક સુશિક્ષિત ને સંસ્કારી આદમી હતા. કરીમખાંએ એક હિઝરતી તરીકે પોતાની ઓળખાણ કરાવી. બાદશાહ ગુલે જલાલાબાદના ગવર્નર પર ચિઠ્ઠી આપી, ને

સાથે એક ભોમિયો આપ્યો. એ રાત કરીમખાંએ બાદશાહ ગુલના એક દોસ્તને ત્યાં રહીને જ પૂરી કરી. બીજે દિવસે સવારે આગળ ચાલ્યા. જગા જોખમ ભરેલી હતી, ઠેર ઠેર ડાકુ–લૂંટારાઓનો ભય રહેતો.

*

## 'મહમદઅલીની' સાહસકથા

આમ આખરે અફ્ઘાનિસ્તાનની સરહદ વટાવી તેઓ ડક્કા પહોંચ્યા. રાત્રે એક હોટલમાં સૂઈ રહ્યા. સવારે ઊઠી એક લોરીમાં ચઢી બેઠા ને વહેલેરા જલાલાબાદ પહોંચી ગયા. ગવર્નર પાસે આગળ જવાની પરવાનગી લેવા ગયા, પણ ત્યાંના પોલીસ ઑફિસરે તો મહમદઅલીને (કરીમખાં નામ બદલી હવે મહમદઅલી બન્યા હતા.) અટકમાં લીધા ને એમની પાસે કેફિયત માગવા માંડી.

મહમદઅલીએ કહ્યું, 'હું તો હિંદી હિજરતી છું, અંગ્રેજોના રાજમાંથી ભાગીને ઇસ્લામના મુલ્કમાં આવ્યો છું.'

ઘણી ખેંચતાણ થઈ પણ મહમદઅલી આથી વધારે કંઈ કહેવા તૈયાર ન થયા. એમણે કહ્યું, 'જોઈએ તો મને સૂબા પાસે લઈ જાઓ.'

સૂબા પાસે લઈ ગયા. મહમદઅલીએ ગવર્નરને કહ્યું, 'એક હિંદી હિજરતી મુસલમાન, ઇસ્લામી મુલ્ક પાસે આથી કંઈક વિશેષની આશા રાખે છે...'

સૂબાએ તરત પોલીસ અમલદારને હુકમ કર્યો. 'એમને કાબુલ પહોંચાડી દો.'

પોલીસ અમલદાર વળી પૂછે છે, 'કેદી તરીકે?'

'ના, એમ જ.'

પોલીસ અમલદારે એક લોરીવાળાને કહ્યું, 'આ માણસને તમારે લઈ જવાનો છે.' લોરીવાળાને લાગ્યું કે, નકામી આ સરકારી વેઠ ક્યાં લઈ જવી? એણે બહાનાં કાઢવા માંડ્યાં, 'મારી લોરીમાં જગા નથી.'

મહમદઅલીએ એના કાનમાં કંઈક મંત્ર ફૂંક્યો. લોરીવાળો કબૂલ થયો ને એમને ચામડાની ગાંઠડીઓ પર બેસવાની જગા કરી આપી.

લોરીનો ડ્રાઈવર હિંદુ હતો. રસ્તામાં મહમદઅલીને એની સાથે ખૂબ વાતો થઈ. એ કાંગડા જિલ્લાનો રાજપૂત હતો. આ નૂતન યાત્રીને ક્રાંતિ ને સ્વદેશભક્તિની વાતો કરતો જોઈ એના તરફનો પેલાનો ભાવ એકદમ બદલાઈ ગયો. એણે એમને ખાવાનું આપ્યું. કાબુલમાં દાખલ થતી વેળા પોલીસે પાસપોર્ટ માગ્યો, ત્યારે ડ્રાઈવરે કહી દીધું કે, એ તો હિજરતી છે. ને પેલાની સાથે ગપસપ ને મજાક કરતાં કરતાં ત્યાંથી એણે ત્યાંથી લોરી હંકારી લીધી.

કાબુલમાં મહમદઅલીને દોઢ મહિનો રહેવું પડ્યું. ત્યાં બીજા કેટલા ય હિંદી હિજરતીઓ મુકામ નાખી પડેલા હતા. દરમિયાનમાં સાથીઓ એમને માટે કોઈ સારા ને વિશ્વાસુ ભોમિયાની તપાસમાં હતા. એવો કોઈ માણુસ મળે ત્યાંસુધી મહમદઅલીને ગુપ્તવાસમાં જ રહેવું પડે એમ હતું.

સંજોગવશાત્ એમને એક તરુણ પઠાણ સાથે દોસ્તી થઇ ગઈ. એકાદ મહિનો એમણે એના જ ઘરમાં રહી વિતાવવો પડ્યો હતો. બંને વચ્ચે રાજનૈતિક તથા સામાજિક વિષયો પર ખૂબ ચર્ચાઓ થતી. મહમદઅલીના કલેજે જલતી દેશદાઝનો તથા એમની વતન–પરસ્તીનો પરિચય થતાં એમના પરનો એનો ભાવ ઓર વધી ગયો. જતે દિવસે બેઉ ઘનિષ્ટ મિત્રો બની ગયા.

મહમદઅલીએ એને પોતાના દિલની વાત કહી કે તરત તે એમનો ભોમિયો બની સાથે જવા તૈયાર થઈ ગયો. સાથીઓને આ વાતની ખબર પડી, ત્યારે તેઓ એકદમ ભડકી ઊઠ્યા ને એમને સમજાવવા લાગ્યા કે, 'તમે મૂરખ છો, આમ જવા નીકળ્યા તો દસ દિવસની અંદર જ બેડીઓ પહેરી પાછા કાબુલ આવી રહેશો.'

પણ મહમદઅલીએ એમની વાત કાને ન ધરતાં પોતાનો ઊપડવાનો નિશ્ચય જાહેર કર્યો. આખરે સાથીઓએ ય એમને રજા આપી.

*

**મહમદઅલીનો** પોષાક પઠાણી હતો. દાઢી ખૂબ વધી ગઈ હતી. એમણે હિરાત જનારી એકાદ લોરીમાં ચઢી બેસવાનું નક્કી કર્યું. એમણે

પોતાનાં બેઉ ખિસ્સાં અફઘાની સિક્કાઓથી ભરી લીધાં ને સાથે થોડી અમેરિકન નોટો પણ રાખી. લોરી ઉપડી. ચાર કલાકની મજલ કાપ્યા બાદ લોરી એક પોલીસ-ચોકી પર આવી ખડી રહી. સિપાઇઓએ મુસાફરોની તપાસ શરૂ કરી. કોઈ નહિ ને મહમદઅલીનો ભોમિયો જ એમને સંદેહજનક આદમી લાગ્યો. એ પઠાણી તરુણ તો સીધો ઉપરી અમલદાર પાસે પહોંચ્યો, વાતચીત કરી. બધું સમુંપાધરું પાર ઊતરી ગયું. એટલે આવીને પાછો લોરીમાં ચઢી બેઠો, ને મજલ શરૂ થઈ.

ગજની પહોંચ્યા. મહમદઅલીનાં કલ્પનાચક્ષુ સામે કેદી પૃથ્વીરાજની મૂર્તિ દેખાવા લાગી. આંખે પાટા બાંધી, ધાર્યા નિશાન પાડનાર એ અટંકી નિશાનબાજ એમની કલ્પનામાં રમવા લાગ્યો. હિંદના હીરા, મોતી ને સોના-ચાંદીના ખજાના પીઠ પર લાદી, ગજની ભણી વહી આવતી ખચ્ચરોની વણઝારની ખરીઓનો અવાજ એમના કાનમાં ગૂંજી રહ્યો હતો.

ગજની વટાવી લોરી કન્દહાર પહોંચી. અહીં આવ્યા પછી ખબર પડી કે આ લોરી હિરાત જઈ શકે એમ નથી. ત્યાંથી બીજી લોરી પકડતાં પકડતાં એમને પાંચ દિવસ એમ ને એમ વિતાવી દેવા પડ્યા. કન્દહારનો સસ્તો મેવો કે શહેર બહારના સુંદર બગીચા એમના ચિંતાતુર મનને બહેલાવી શક્યાં નહિ.

આખરે પાંચ છ દિવસની તપશ્ચર્યાને અંતે એક લોરી મળી. ને તેઓ હિરાત માટે રવાના થઈ ગયા. કન્દહારથી થોડા જ માઈલ દૂર ગયા હશે, ત્યાં એક નદી આવી. નદી પર થઈને જવા માટે કોઈ પુલ જ હતો નહિ. અધરસ્તે નદીના પાણીમાં લોરીનું એન્જિન ખોટકાઈ પડ્યું. મુસાફરોએ હેઠા ઊતરી પોતપોતાનો સામાન માથા પર મૂકી, પગે ચાલી નદી પાર કરી. હવે લોરીને એના સામાન સહિત બહાર ધકેલી લાવવાનો સવાલ હતો. મહમદઅલી તો સૌ કરતાં પહેલાં એ કામ માટે તૈયાર જ હતા. કેટલું ય કહી કહી શરમાવ્યા પછી બીજા બે ચાર જણા તૈયાર થયા. આખરે લોરી બહાર નીકળી.

રાતે ભૂખ્યા પેટે લોકોને ત્યાં જ પડ્યા રહેવું પડ્યું. બીજે દિવસે લોરી ત્યાંથી ઉપડી. પણ દિવસ પૂરો થયો ન થયો ત્યાં તો પાછી અડિયલ બની ઊભી રહી ગઈ. ઘોર જંગલમાં અંતરિયાળ અટકી પડ્યા. અહીં ક્યાંયથી કશી મદદ પણ મળી શકે એમ નહોતી. લોરીના ડ્રાઈવરે ચાર ચાર દિવસ સુધી

સતત એના મશીન સાથે માથાં પછાડ્યા કર્યાં. આખરે એને સફળતા મળી. મુસાફરોએ હવે ઊપડવા માટે ઉતાવળ કરવા માંડી.

ડ્રાઈવરે કહ્યું, 'રાતને પહોર લોરી ઉપાડવા હું તૈયાર નથી.'

પણ કંટાળી ગયેલા મુસાફરોની જીદ આગળ એનું કાંઈ ચાલ્યું નહિ. લોરી ઊપડી. ચાર જ કલાકનો રસ્તો કાપ્યો હશે, ત્યાં તો બંદૂકના અવાજ સંભળાયા. મુસાફરોએ માન્યું કે ડાકુ આવ્યા. લોરી થંભાવી દેવામાં આવી. લોકો ડાકુઓના હલ્લાની ઘડીઓ ગણી રહ્યા હતા... મુસાફરોમાં ચારજણ જરા ઠીક ઠીક પૈસાદાર હતા. હજયાત્રા કરીને તેઓ ઘેર પાછા ફરી રહ્યા હતા. લોરીમાંથી ઊતરી, ઘૂંટણીએ પડી એમણે અલ્લાહની રહેમ માટે બંદગી કરવા માંડી. બે જણના હાથમાં બંદૂકો હતી, પણ હિંમત ક્યાંથી લાવે? પેલા હાજી મુલ્લાઓને પ્રાર્થના કરતા મૂકી, મહમદઅલી પેશાબ કરવાને બહાને થોડે દૂર ગયા. ને ત્યાં ખાડો ખોદી પાસેના પૈસા એમાં દાટી દઈ પાછા વળ્યા.

પાછા આવી પેલા બે બંદૂકવાળાઓમાંથી એક જણને એમણે પૂછ્યું, 'તમને બંદૂક ચલાવતાં બરાબર આવડે છે?

એને ગેંગેંફેંફેં કરતો જોઈ એમણે એના હાથમાંથી બંદૂક ઝૂંટવી લીધી. શિકાર માટેની એ જોટાળી (બે નળીવાળી) બંદૂક હતી. બંદુકમાં કારતૂસ ભરી લઈ, લોરીની ઓથે મહમદઅલી સાવધાન બની બેસી ગયા.

પાંચ મિનિટ પછી વળી પાછા બંદૂકના બાર સંભળાયા. આમ બે કલાક સુધી ડાકુઓની રાહ જોતા મુસાફરો ત્યાં ને ત્યાં બેસી રહ્યા. આખરે એમને ખબર પડી કે, આ તો કોઈ લૂંટારા-ડાકુ નથી, પણ ખેતરની રખેવાળી કરતા ખેડૂતો જંગલી જાનવરોને નસાડવા ખાલી બંદુક ફોડી રહ્યા છે. લોરી આગળ ચાલી.

*

## સેવિયેત : ૭૦ માઈલ દૂર!

**કાબુલથી** હિરાત પહોંચતાં ચાર દિવસ લાગે. પણ મહમદઅલીને ત્યાં પહોંચતાં પૂરા ૨૦ દિવસ થયા. લોરી હિરાતના દરવાજા પર આવી ઊભી

રહી. એક પહેરેગીર કાબુલથી આવેલ આ મુસાફરોની ખૂબ બારીકાઇથી તપાસ કરી રહ્યો હતો. અહીંનો સૂબો છેક પાદશાહ અમાનુલ્લાહના વખતથી એનો દરજ્જો સંભાળી રહ્યો છે. પણ પાદશાહત હવે નાદીરખાનને હાથ આવી છે એટલે સૂબાને હંમેશાં કાબુલથી જાસૂસો આવવાની બીક રહે છે.

આટલી મુસાફરીમાં મહમદઅલીએ બે વાર પોતાની બહાદુરી બતાવી હતી. એટલે બધા મુસાફરો એમના તરફ આભારની લાગણીથી જોતા હતા. ને મનમાં મનમાં એવો ખ્યાલ કરતા હતા કે, જરૂર આ માણસ કોઈ છૂપા કામ માટે હિરાત જતો હોવો જોઈએ. છતાં એમણે મહમદઅલી વિષે વહેમ કે આશંકાનો એક શબ્દ સુદ્ધાં ઉચ્ચાર્યો નહિ. ને તેઓ સહિસલામત હિરાત પહોંચી ગયા.

મહમદઅલીના ભોમિયાએ સોવિયેતની સરહદ સુધી એમને વળાવી આવવા વિષે હજી કંઈ નક્કી કર્યું નહોતું. સરહદ પાર કરી અંદર પહોંચ્યા પછી પકડાઈ જનારને ત્યાંના લોકો બહુ સતાવે છે. એ વિષે અનેક વાતો એણે સાંભળી હતી. એટલે એના પગ ઢીલા હતા. પણ હવે માત્ર સિત્તેર જ માઇલ બાકી રહ્યા હતા. મહમદઅલી ... એ પણ એને વધુ આગ્રહ ન કર્યો. પેલા તરુણ ભોમિયાએ એમને બીજો વિશ્વાસપાત્ર ભોમિયો શોધી આપવાની કોશિશ કરવા માંડી. મહમદઅલી આ બાકી રહેલા બે દિવસની મુસાફરી માટે ૧૦૦ રૂપિયા આપવા તૈયાર હતા.

પણ ભોમિયાની શોધમાં ને શોધમાં એમને હિરાતમાં જ વીસ દિવસ ગાળી નાખવા પડ્યા. એટલામાં પોલીસને કંઇક ગંધ આવી. બંનેને પોલીસ-થાણે બોલાવવામાં આવ્યા ને પૂછ્યું કે, સૂબા સાહેબની આજ્ઞા વિના તમે આ શહેરમાં કેમ પડી રહ્યા છો ? એના જવાબમાં બે દિવસ સુધી મહમદઅલીએ પોતાનું બયાન લખાવ્યા કર્યું. દુભાષિયાની મદદથી પોલીસે એ બનાવટી કહાણીને પોતાની ભાષામાં ઉતાર્યા કરી. મહમદઅલીના પુરાણા ભોમિયાને તો બનાવટી કહાણી લખાવવાની જરૂર નહોતી. કારણ એના પિતાના તો કેટલા ય ઘનિષ્ટ મિત્રો આ હિરાત શહેરમાં વસતા હતા.

ચોથે દિવસે બેઉને સૂબા સમક્ષ ખડા કરવાના હતા. સૂબો બહુ આકરો માણસ હતો. મહમદઅલીનો સાથી ગભરાઈ ગયો. એણે કારકુનને

કહ્યું કે, આજનો દિવસ અમને ત્યાં હાજર કરવાનું માંડી વાળો. કાલે જરૂર અમે હાજર થઈ જઈશું.

તે દિવસે તો સૂબાની મુલાકાતમાંથી તેઓ બચી ગયા. પેલા તરુણે તાબડતોબ પિતાના મિત્રોને ખબર આપી. મિત્રોએ પોલીસ અધિકારીને મળી એને જામીન પર છોડવાની વિનંતી કરી. એક જણને છોડવાને પરવાનો લઈ ને એક માણસ થાણે આવ્યો ને બોલ્યો, 'લ્યો, આ એમને છોડી મૂકવાનો પરવાનો આવી ગયો.'

થાણેદાર ભણેલો ગણેલો માણસ નહોતો. એણે બેઉને છોડી મૂકયા. બેઉ બહાર નીકળ્યા. એમને ખબર હતી કે થોડી જ વારમાં ભૂલ પકડાઈ જશે ને મારું આવી બનશે. હવે એક ક્ષણ પણ ગુમાવવી એ બેવકૂફી હતી.

એમણે ભોમિયા–સાથીના હાથમાં ૧૦૦ રૂપિયા મૂકયા ને ચાલવા માંડ્યું. ને પાંચ જ મિનિટમાં તો તેઓ સોવિયેત તરફ જતી, સડક પર આવી પહોંચ્યાં. પણ ધોરી સડક પર થઈને ચાલવું જોખમ ભરેલું હતું. એટલે શહેરથી બહાર નીકળતાં જ એમણે ખેતરોનો રસ્તો પકડ્યો. જીવ મુઠ્ઠીમાં લઈને એમણે દોટ મૂકી, કારણ ઘોડેસ્વારોની ટુકડી પાછળ ક્યારે આવી લાગશે એ કહેવાય એમ નહોતું.

જૂન મહિનાનો સૂરજ તપી રહ્યો હતો. પૂરા ચાર કલાક એકધારું સુધી એમણે દોડ્યા જ કર્યું. આખરે એક પહાડ પર પહોંચી જઈ, થોડી વાર વિસામો લેવા એ ત્યાં બેસી ગયા. હજી સડક પકડી લઈ, સહેલે રસ્તે આગળ વધવામાં પૂરું જોખમ હતું. એટલી એમને ખબર હતી કે, સોવિયેતની સીમાએ પહોંચવા માટે ઉત્તર દિશા તરફ જ ચાલવાનું છે. પણ નાકની દાંડી સામે જોઈ સીધેસીધા ચાલ્યા જવાય એમ તો હતું નહિ. એટલે આખરે તારના થાંભલાની એંધાણીએ જંગલને રસ્તે રસ્તે જ એમણે આગળ વધવાનું ચાલુ રાખ્યું.

સૂરજ લાંબી ફાળે અસ્તાચળ ભણી જઈ રહ્યો હતો દુરથી જોયું તો કોક બે ઘોડેસ્વારો મારતે ઘોડે આવી રહ્યા છે. મહમદઅલીનું દિલ કંપી ઉઠ્યું. એક ખડકની ઓથે એ છુપાઈ ગયા. પથ્થર પર સૂતાં સૂતાં કંઈ

કેટલો ય વખત વીતી ગયો. એક બાજુથી પાણીની તરસ સતાવી રહી છે, બીજી બાજુ ઘોડેસ્વારોને હાથે પકડાઇ જવાની બીક.

સૂરજ ડૂબી ગયો. ઘેરાતી રાતની એ તરસનું દુઃખ કંઇક હળવું કર્યું. ડાકૂ ફૂખે ચડી ચંદ્રમાનાં કિરણે પૃથ્વી પર રમવા ઉતરી પડ્યાં છે. ઠંડી હવાનાં વીંઝણા લૂટારાઓની ગર્જનાથી ગાજતાં આ જંગલોમાં રાતે એકલપંડે મુસાફરી કરવાનું જોખમ કોઇ ખેડતું નહિ. પણ મહમદઅલીને તો એવો ભો રાખ્યે પાલવે એમ નહોતું. રાતભર એમણે ચાલ્યા જ કર્યું.

સૂર્યોદય પછી એક ખાડામાં બેસી વિસામો લેતા હતા. થાક ને ભૂખના માર્યા આમ ને આમ દિવસ કાપી નાખવો મુશ્કેલ હતો. પાસે રૂપિયા તો ઘણા ય હતા. પણ સોનાચાંદીની ધાતુએ કંઈ પેટ ભરાય છે! થોડી વારે ત્યાંથી ઊભા થઈ ધીરે ધીરે એમણે આગળ ચાલવા માંડ્યું.

થોડેક દૂર ગયા હશે ત્યાં એમણે સામેથી ભિખારીઓના એક ટોળાને આવતું જોયું. એ ભિખારીઓ હશે કે નહિ તે તો કોણ જાણે, પણ એમના ચીંથરેહાલ દેદાર જોઈને તો એમ જ લાગતું હતું. એ લોકો પાસે આવ્યા એટલે મહમદઅલીએ ખાવાનું માગ્યું. ચીંથરે વીંટેલ રોટલાના સૂકા ટુકડા કાઢી એમાંથી થોડા એમણે મહમદઅલીને આપ્યા.

પણ એ ટુકડા ખાવા એટલે લોઢાના ચણા ચાવવા. દાંત તૂટે પણ કકડો ન ભાંગે. એ ટુકડા સાથે લઈ તેઓ આગળ વધ્યા. થોડે દૂર ગયા હશે, ત્યાં એક ઝરણું આવ્યું. ઝરણાની પાળે બેસી, પેલા રોટલાના ટુકડાને ક્યાં ય સુધી પાણીમાં પલાળી રાખ્યા પછી ખાધા. આહ! રોટલાના ટુકડા શેના, એ તો અમૃતના કકડા હતા. માનવીના ખોરાકમાં આટલી મીઠાશ હોઈ શકે એવી કદી કલ્પના ય નહોતી!

રાતે પાછા તારને થાંભલે થાંભલે નજર રાખી એમણે ચાલવા માંડ્યું. એક પહાડની તળેટીમાં પહોંચ્યા ત્યાં ગરીબ વણઝારાઓની એક ટોળી પડાવ નાખી પડી હતી. મહમદઅલીએ એમનાં છોકરાંમાં પૈસા વહેંચ્યા. એ જોઈ વણઝારાઓએ એમને માખણ, પનીર, રોટલી ને દૂધનું ભોજન કરાવ્યું. વણઝારાઓ સાથે ઘડીકમાં તો પાકી દોસ્તી થઈ ગઈ.

વણઝારાઓએ એમને પહાડોમાં આમ રખડવાનું કારણ પૂછ્યું. મહમદઅલીએ કહ્યું, 'મારો ભાઈ કુશ્કમાં એક દુકાનદારને ત્યાં નોકરી કરે છે. બહુ બીમાર છે. આખરની ઘડીએ ભાઈ સાથે મોં-મેળાપ થઈ જાય એ આશાએ નીકળ્યો છું. હિરાતથી લોરીમાં બેસીને જવાય એટલા પૈસા તો મારી પાસે હતા નહિ. એટલે આમ પગપાળનો જ રસ્તો લેવો પડ્યો.

ભલાભોળા વણઝારાઓને મહમદઅલીની વાત પર અવિશ્વાસ લાવવાનું કોઈ કારણ નહોતું. એમણે બધું સાચું માની લીધું. એમની વાત સાંભળી કેટલાકની આંખોના ખૂણા ભીના થયા. એમણે જોયું કે, ભાઈના પ્રેમમાં પાગલ બનેલ આ આદમીના પગે ફોલ્લા ઉઠી આવ્યા છે. ... એક માણસે એમને કુશ્ક સુધીની મુસાફરી માટે પોતાનો ઘોડો આપવાની તૈયારી બતાવી. મહમદઅલીએ ભાંગીતૂટી ફારસી ભાષામાં કહ્યું, 'ઓહ બિરાદર, અલ્લાહનો હુકમ છે કે, આ બધી તકલીફો મારે બરદાસ્ત કરવી. હું એનાં હુકમમાંથી છટકવા નથી ઇચ્છતો.' મહમદઅલીએ ઘોડો સુદ્ધાં લેવાની ના પાડી, એ જોઈ વણઝારાઓની એમના તરફની હમદર્દી ઓર વધી ગઈ. એમણે ઝીણી ઝીણી વિગતોના વર્ણન સાથે કુશ્કનો રસ્તો બતાવ્યો.

સૂર્યાસ્ત સમયે મહમદઅલીએ વણઝારાઓ પાસેથી વિદાય લીધી. માઈલ દોઢ માઈલ ચાલ્યા પછી રાત પડવાની રાહ જોતા તેઓ એક જગ્યાએ બેસી રહ્યા. રાત અજવાળી હતી. હવે એમણે સડકનો રસ્તો પકડ્યો, બાકી રહેલા ૨૦ માઈલ એમણે રાતોરાત પૂરા કરી નાખવાનો નિશ્ચય કર્યો હતો. રસ્તામાં હજી ત્રણ સરકારી થાણાં આવતાં હતાં, એની નજરથી ય બચવાનું હતું.

ઉતાવળે પગલે તેઓ આગળ વધી રહ્યા હતા. એક જગાએ ઘેટાંના મોટા મોટા કૂતરાઓએ આવીને એમને ઘેરી લીધા. મહમદઅલીના હાથમાં તો એમની સામે ઉગામવા માટે દંડો ય ન મળે. ને કદાચ દંડો હોત તો ય ડાઘિયાઓના આ જૂથને મારી ભગાડવું બહુ ભારે હતું. એકાએક એમને રૂમાલમાં બાંધેલ રોટલાના ટુકડા સાંભર્યા. એમણે પોટલીમાંથી એક ટુકડો કાઢી કૂતરાં સામે જોઈ દૂર ફેંક્યો. કૂતરાં એ તરફ દોડ્યાં. એટલા વખતમાં દોડાય એટલું દોડીને તેઓ દૂર પહોંચી ગયા. પેલો ટુકડો ખતમ થતાં વળી કૂતરાએ એમનો

પીછો પકડ્યો. વળી એક ટુકડો એમની સામે ફેંકી દીધો. આમ કરતા કરતા તેઓ કૂતરાંની એ ચોકી વટાવી દૂર નીકળી ગયા.

કૂતરાઓએ હવે એમનો કેડો મૂકી દીધો હતો. થાકથી એમનું અંગેઅંગ ફાટફાટ થવા લાગ્યું. એ લાંબા થઈને જમીન પર સૂઈ ગયા. પણ આરામ માટે સમય ક્યાં? પો ફાટતાં પહેલાં તો એમણે અફઘાનિસ્તાનની સરહદ વટાવીને નીકળી જવું જ રહ્યું...પાછા પગભર થઈ એમણે ચાલવાનું શરૂ કર્યું.

થોડું ચાલ્યા હશે ત્યાં પાછળથી ટુન...ટુન...ટુન...ઘંટડીનો અવાજ સંભળાયો. પાછું વાળી જુએ તો એક માલ લાદેલ ઊંટે તોફાને ચડી દોટ મૂકી હતી. એને પકડવા માટે ઊંટનો માલિક પાછળ પાછળ દોડી રહ્યો છે. માણસની નજર ચૂકવી નીકળી જવાનું નક્કી કર્યા છતાં મહમદઅલી પેલા માણસને મદદ કરવાની ઇચ્છા રોકી શક્યા નહિ. ઊંટ પાસે જ આવતાં કૂદીને એમણે એની લગામ પકડી લીધી ને કેટલી ય જહેમતને અંતે ઊંટને ઊભું રાખી દીધું. ઊંટવાળો આવી પહોંચ્યો. એમનો ખૂબ ખૂબ આભાર માન્યો.

પછી એણે ઊંટને હેઠું બેસાડી દઈ, મહમદઅલીને ઉપર બેસી જવા વિનંતી કરી. મહમદઅલીએ ખૂબ નરમાશથી એ વિનંતી પાછી વાળી. કેટલે ય દૂર સુધી તો બે ય જણ પગપાળા સાથેસાથે જ ચાલ્યા. એટલા વખતની વાતચીત દરમિયાન મહમદઅલીએ સોવિયત તથા કુશ્કની સરહદ વિષેની કેટલી ય જરૂરી માહિતીઓ મેળવી લીધી. ઊંટવાળાએ એક ખાસ સલાહ આપી કે, 'ભૂલેચૂકે ય નદીને કિનારે ન ચાલતા. એમ કરવા જતાં ગોળી લાગી જવાનો પૂરો સંભવ છે.' સવાર થવા આવી હતી. મહમદઅલી નમાઝ પઢવા માટે હાથ-મોં ધોવાને બહાને ઊંટવાળાથી છૂટા પડ્યા.

સૂરજદેવના આગમનની રાહ જોતી પૂર્વ દિશા લજ્જાની લાલીથી ઝળહળી ઊઠી હતી. મહમદઅલીએ સ્મિતભર વદને ઘડીક એની સામે જોઈ લીધું ને પછી ઝાડીઓમાંથી રસ્તો કાપતા કાપતા તે નદીને કિનારે જઈ પહોંચ્યા. નદીનાં પાણી ઊંડાં તો નહોતાં, પણ એના પ્રવાહનો પટ ખૂબ

વિસ્તરીને પડ્યો હતો. પહેલી છલંગ મારતાં પહેલાં ઘડીક ઊભા રહી એમણે કંઈક વિચાર કરી લીધો. દોડતાં દોડતાં જ નદીના પ્રવાહને પેલે પાર નીકળી જવાનું એમણે નક્કી કર્યું, કે જેથી સરહદની રખેવાળી કરતા સિપાઈઓને બંદૂકનું નિશાન તાકવાની તક જ ન મળે. આખરે, જાનના જોખમની એ નાજુક ક્ષણો ય વીતી ગઈ. **આમ ૧૯૩૨ ના જુલાઈની ૨૮ મી તારીખે પૃથ્વીસિંહે સોવિયેતની આઝાદ ધરતી પર પગ મૂકયો.**

*

## : ૧૫ :
## સોવિયેત રુસ

થાકથી આખું શરીર ઝલાઈ ગયું હતું. કયાં ય સુધી તેઓ એક ઝાડ હેઠળ લાંબા થઈ સૂઈ રહ્યા. હવે તો એમના મગજમાંથી એ ખ્યાલ સરખો વિસરાઈ ગયો હતો કે, કોઈ આવીને મને પકડશે યા પોલીસ અધિકારી પાસે લઈ જશે. થોડી વારે કંઈક સ્વસ્થ થતાં વળી ઊઠીને એમણે ચાલવા માંડ્યું.

થોડે દૂર ગયા હશે ત્યાં એક મજદૂર મળ્યો. એને કહ્યું, ‘ભાઈ. મને કોઈ જવાબદાર ઉપરી અધિકારી પાસે લઈ જાઓ.’ પેલો મજદૂર એમને એક અધિકારી પાસે લઈ ગયો.

અધિકારીએ એમને પહેલો સવાલ પૂછ્યો, ‘તમે અહીં શું કામ આવ્યા છો?’

પૃથ્વીસિંહે ખૂબ નમ્રતાપૂર્વક ભાંગીતૂટી ફારસીમાં જવાબ આપ્યો, ‘હું એક હિંદુસ્તાની ક્રાંતિકારી છું. મને કોઈ જવાબદાર અધિકારી પાસે લઈ જાઓ. ત્યાં હું બધી વાત માંડીને કરીશ.’

પેલો અધિકારી એમની વાત સમજી તો ન શક્યો પણ મોં પરની

ગંભીરતાથી એટલું વરતી ગયો કે, 'ના, એને ખાસ મહત્ત્વનું કંઈક કામ છે. એ પૃથ્વીસિંહને બીજા અધિકારી પાસે લઈ ગયો.

એક તદ્દન અજાણ્યા માણસને ઑફિસમાં આવેલો જોઈ પહેલાં બે મિનિટ સુધી તો અધિકારી કંઈક વિચારમાં પડી ગયો. પછી જરા હસીને રુસી ભાષામાં એ કંઈક બોલ્યો. પૃથ્વીસિંહે અંગ્રેજીમાં વાત કરવાનો પ્રયત્ન કર્યો, પણ પેલા અધિકારીએ કહ્યું, 'ઇંગ્લીશ નેત' પૃથ્વીસિંહ સમજી ગયા કે એને અંગ્રેજી નથી આવડતું. એટલે એમણે ફારસીમાં બોલવાનું શરૂ કર્યું. અધિકારીએ એક દુભાષિયાને બોલાવ્યો.

પૃથ્વીસિંહે કહ્યું, 'પહેલાં તો મને એક બાલદીમાં ગરમ પાણી આપો.'

પાણી આવ્યું. પૃથ્વીસિંહે જોડા સોતા બેઉ પગ ઊંચકીને બાલદીમાં મૂકી દીધા. પછી વાતચીત શરૂ થઈ. લગભગ અડધા કલાક સુધી આ વાર્તાલાપ ચાલ્યો. પછી હળવેકથી બાલદીમાંથી પગ કાઢી એમણે બૂટ કાઢી નાખ્યા. જોયું તો કેટલી ય જગાએથી ચામડી ઊતરી ગઈ હતી. દવા લગાડી પાટા બાંધ્યા. પછી એમને ભોજન કરાવ્યું. ને પછી બાજુના ઓરડામાં બિછાવેલ સ્વચ્છ બિછાના પર ઊંઘી જવાનું કહેવામાં આવ્યું.

બપોર પછી એક મોટરમાં બેસાડી એમને બીજે શહેર મોકલી દેવામાં આવ્યા. ત્યાં ય એમને કેટલાક સવાલો પૂછવામાં આવ્યા. લગભગ એક અઠવાડિયા સુધી એમને ત્યાં જ રાખવામાં આવ્યા.

હવે વધુ તપાસ માટે એમને તાસ્કંદ મોકલી આપવામાં આવ્યા. ત્યાં એમણે દુભાષિયાની મદદથી પોતાની આખી કહાણી કહી સંભળાવી. પણ આવી કહાણીઓ સાંભળીને જ જો સોવિયેતના અમલદારો બધું માની લેત તો તો સોવિયેતની સરહદની રક્ષા પૂરી જ થઈ ગઈ હોત !

દુનિયાભરની મૂડીવાદી, શાહીવાદી સત્તાઓ કિસાન-મજદૂરોના આ રાજથી બીતી હતી. એમને હતું કે, 'જો આ રાજ્યના પાયા જામી ગયા તો પછી આપણી સૌની ખેર નથી.' હંગેરી, જર્મની તથા યુરોપના બીજા મુલ્કોમાં ય જનતાએ આવું રાજ સ્થાપવા માટે ક્રાંતિનો રક્તરંગી ઝંડો ઉઠાવ્યો હતો. એ હકીકતે એમના પેટમાં એકદમ ફાળ પડી હતી. ને એ જ

કારણે એ કામદાર-રાજને તોડી પાડવા બધા જ દેશના મૂડીવાદીઓ એક થઈ કાવત્રાં રચતા હતા. તેઓ કોઈને કોઈ રીતે પોતાના જાસૂસોને આ ધરતી પર મોકલતા હતા. પૃથ્વીસિંહ પર પણ જાસો રાખી મોસ્કોમાં રહેલા ગદ્દર પાર્ટીના નેતાઓને એમના વિષે પુછાવી, પૂરી ખાતરી કરી લેવાનું એમણે નક્કી કર્યું.

આમ તાશ્કંદમાં એમને રાજકીય નજરબંદી તરીકે પૂરો એક મહિનો વિતાવવો પડ્યો.

*

## મોસ્કો ભણી પ્રયાણ

એક દિવસ સવારે પૃથ્વીસિંહને તાશ્કંદની એક પ્રખ્યાત હોટલમાં લઈ આવવામાં આવ્યા. અધિકારીઓને પૃથ્વીસિંહની વાતોની સાબિતી મળી ચૂકી હતી. એટલે એમને છોડી મૂકવામાં આવ્યા. એમણે તાશ્કંદમાં ઘૂમી ઘૂમીને બધું જોઈ કાઢયું. અહીંના લોકો કોક નવી જ દુનિયામાં વસી રહ્યાં હતાં જાણે! મનુષ્ય મનુષ્ય વચ્ચેના સંબંધો અહીં અનોખા જ હતા.

હવે એમણે અહીંથી મોસ્કો જવાનું હતું આટલા દિવસમાં એમણે પચીસ-પચાસેક રુસી શબ્દો શીખી લીધા હતા. ટ્રેનમાં ખૂબ ભીડ હતી. પણ પૃથ્વીસિંહને એમની લાંબી ચાર દિવસની મુસાફરી માટે એક સગવડભરી જગા મળી ગઈ હતી. પૃથ્વીસિંહ એ વિચારે ખૂબ આનંદમાં હતા. કે આજે પોતે દુનિયાભરમાં અનન્ય ને એકમાત્ર એવી પ્રથમ કામદાર-સરકારની રાજધાની ભણી જઈ રહ્યા હતા! આઝાદી ને સમાનતા માટે ઝૂઝતી દુનિયાભરની જનતા મોસ્કો તરફ કોક અદ્દભુત પ્રેમભરી લાગણીથી જોઈ રહી છે. અસંખ્ય કષ્ટો ઉઠાવી, અનેકાનેક જોખમોમાંથી પસાર થઈ, કઠિન તપશ્ચર્યાને અંતે પૃથ્વીસિંહ સોવિયેતના એ પવિત્ર રાજની ધરતી પર વિચરી રહ્યા હતા. એ વિચારે એમની આંખો આનંદ-અશ્રુએ ચમકી ઊઠી.

સપ્ટેમ્બરના અંતિમ દહાડા હતા. વરસાદ વરસી રહ્યો હતો. સોવિયેત ટ્રેન મોસ્કો ભણી આગળ ધપ્યે જતી હતી. હિંદમાં ને હિંદ બહાર તેઓ ખૂબ રખડ્યા હતા. સેંકડો લોકોના સંપર્કમાં આવ્યા હતા. ગોરી ચામડીનાં

ઉદ્ધતાઈ ને અપમાનભર્યાં વર્તનો તેઓ ભૂલ્યા નહોતા. એ ઘૃણાજનક વર્તને એમના દિલ પર કાયમનો એક ઘેરો જખમ જમાવી દીધો હતો. એનો ચચણાટ ને વેદના એમ સહેલાઈથી ભૂલી જવાય એવાં નહોતાં. એમની વ્યથાભરી આંખો ગોરી ચામડી જોતી ત્યારે મન એક ભયંકર ઘૃણાની લાગણીથી ભરાઈ જતું.

અહીં આ ગાડીમાં પણ મુસાફરોની મોટી સંખ્યા ગોરા રુસીઓની હતી. પરંતુ એમના હૂંફાળા ને મીઠા સહવાસે એમના દાઝેલા મનને જીવનમાં પહેલી જ વાર ખાતરી કરાવી આપી કે, એ રંગરંગના ભેદભાવ મિથ્યા છે. ગોરા રંગનો એમાં કોઈ દોષ નથી. એ ભેદભાવ ને અસમાનતાના મૂળમાં રંગ નહિ, પણ ધનિક ને ગરીબ એવા વર્ગો પેદા કરતી સમાજરચના ને ધનપતિઓને હાથ પડેલ રાજવ્યવસ્થા છે.

અહીં એમના દિલને ખાતરી થઈ કે, ના, મનુષ્યમાત્ર વચ્ચે ભાઈ ભાઈ નો સંબંધ બંધાઈ શકે એમ છે. વિશ્વમાં સમાનતાના પાયા પર પ્રેમ ને શાંતિની સ્થાપના થઈ શકે તેમ છે.

પૃથ્વીસિંહના માયાળુ સ્વભાવને લીધે ટ્રેનમાં એમને બાળકો સાથે દોસ્તી થઈ ગઈ. બાળકોનું ઝૂંડ એમને ઘેરીને બેઠું જ હોય. ને પોતપોતાની અનોખી ભાષાના શબ્દો શિખવાડતું હોય.

જુવાન છોકરા–છોકરીઓ પણ એમની પાસે આવી બેસતાં, સંજ્ઞાઓની ભાષામાં વાતચીત કરતાં, ને એમના હાથના માંસલ ને ખડતલ સ્નાયુઓ દબાવી જોઈ બોલી ઊઠતાં, ‘રબોચી...રબોચી’ રશિયનમાં રબોચી એટલે મજદૂર.

સોવિયેતમાં મજદૂર શબ્દનો અર્થ બીજા દેશો કરતાં કંઈ નિરાળો જ થાય છે. બધા દેશોમાં મજદૂર અન્ન ને ધન પેદા કરે છે. પરંતુ બધે ઠેકાણે ‘ગમાર’ ને ‘અભણ’ કહી એને હડધૂત કરવામાં આવે છે. કારણ રાજ્યની લગામ એણે બીજાઓના હાથમાં રહેવા દીધી હોય છે. બધા દેશોની જેમ અહીં પણ મજદૂર જ અન્ન–ધન પેદા કરે છે. પણ પોતાના શાસનની લગામ એણે પોતાના જ હાથમાં રાખી છે. એટલે અહીં સૌથી વધુ સન્માનને પાત્ર

કોઈ હોય તો તે **મજદૂર છે. આ** દેશમાં 'મજદૂર' કહેવડાવવું એ એક ગૌરવ મનાય છે.

આ ગૌરવવંતા સોવિયેત મુસાફરોના સહવાસમાં પ્રવાસના ચાર દિવસ તો ક્યાંય વીતી ગયા, એની પૃથ્વીસિંહને ખબર પણ ન રહી. ને પાંચમે દિવસે તો તેઓ મોસ્કોની સડકો ખૂંદતા ફરતા હતા.

*

## 'પૂર્વ વિશ્વવિદ્યાલય'ના વિદ્યાર્થી

**સ્ટેશનથી** કોમિન્ટર્ન સુધી પહોંચવામાં તો કશી મુશ્કેલી ન નડી. એમની પાસે એક પરિચય પત્ર પણ હતો. એમણે ત્યાં જઈ એ પત્ર મેયરને બતાવ્યો ને એજ દિવસે તેમને 'પૂર્વ વિશ્વવિદ્યાલય'માં પહોંચાડી દેવામાં આવ્યા. બધા પ્રૉફેસરો રશિયન હતા. વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓમાં વાસુદેવસિંહ નામના એક શીખ બિરાદર પણ હતા. (પાછળથી હિંદ ગયા પછી આ ભાઈને આઠ વર્ષ હિંદુસ્તાનની કેદમાં વિતાવવાં પડ્યાં હતાં. ને આજે છૂટ્યા પછી તેઓ પંજાબના કિસાનોમાં કામ કરી રહ્યા છે.)

નવેમ્બર મહિનો આવ્યો, નવેમ્બરની ૭મી એટલે સોવિયેતનું એક મહાપૂર્વ–મહોત્સવનો દિન. ૭મી નવેમ્બર એ રુસી જનતાની ક્રાંતિનો દિવસ છે. તે દિવસે શહેરના તમામ ભાગોમાંથી સરઘસો નીકળે છે, લાલસેનાની પરેડ થાય છે ને શહેર આખું ક્રેમલિન પાસેના લાલ મેદાનમાં ભેગું થાય છે. વિશ્વવિદ્યાલયના વિદ્યાર્થીઓની સાથે સાથે પૃથ્વીસિંહ પણ સરઘસમાં સામેલ થયા.

લેનિનની સમાધિની અટારીએ સોવિયેતના મોટા મોટા નેતાઓ ઊભા હતા. એમની સામે થઈને પસાર થતાં સરઘસો એમને સલામી આપી રહ્યાં હતાં. એમની પાછળ ભારે ભારે ટેંકો, લશ્કરી લૉરીઓ, શસ્ત્રસજ્જ ઘોડેસ્વાર સૈનિકો ને પાયદળની લાંબી પરંપરા ચાલી. ત્યાર પછી આવી મજદૂરોની બનેલ ચોકીદાર ટુકડીઓ ને એની પાછળ તમામ ધંધાઓમાં કામ કરનાર કામદારોનું લાંબુ સરઘસ આવ્યું. આકાશમાં જોયું તો લાલ વિમાની દળના ઘોરનાદે આસમાન ગજવી મૂક્યું છે.

બરફ પડવા માંડ્યો હતો. બરફવાળા રસ્તા પર ચાલવાની આદત ન હોવાને લીધે ચાલતાં ચાલતાં કેટલી ય વાર પૃથ્વીસિંહનો પગ લપસી જતો. તે દિવસે સોવિયેત જ નહિ પણ દુનિયાભરની વર્ગજાગૃત જનતાએ સોવિયેત–ક્રાંતિના આ મહાન દિને ક્રાંતિના ઝંડાધારી લેનિન, સ્તાલિન, કાલિનીન, વોરોશિલોવ જેવા જનનાયકોને સલામી આપી.

લેનિન સ્કૂલમાં જવા પૃથ્વીસિંહ બહુ અધીર હતા. પૃથ્વીસિંહ એ સ્કૂલમાં દાખલ થયા. લેનિન સ્કૂલમાં લગભગ ૫૦૦ જેટલા વિદ્યાર્થીઓ હતા. એમાં ૧૦૦ સ્ત્રીઓ હતી. ઇંગ્લેંડ, ફ્રાંસ, અમેરિકા ઉપરાંત ચીન, જાપાન, મલાયા, સુમાત્રા આદિ એશિયાઈ મુલ્કોના કમ્યુનિસ્ટ વિદ્યાર્થીઓ પણ અહીં સુધી ભણવા આવ્યા હતા. અભ્યાસના વિષયો હતા... મજદૂરવર્ગનો ઇતિહાસ, ક્રાંતિઓનો ઇતિહાસ, અર્થશાસ્ત્ર તથા વિરોધ વિકાસ ભૌતિકવાદ ( Dialectical Materialism ).

*

## પૃથ્વીસિંહ—પોલ રિચાર્ડ માર્કો

**૧૯૩૨ના** જાન્યુઆરીમાં પૃથ્વીસિંહ બીમાર પડી ગયા. બીમારીને લીધે ખૂબ નબળાઈ આવી ગઈ હતી. સાજા થયા પછી હવાફેર માટે એમને મોસ્કોની નજદીકના એક સ્થળે આરોગ્યભવનમાં મોકલવામાં આવ્યા. સહેજસાજ ઠીક લાગતાં જ એ સ્કૂલમાં પાછા આવ્યા. અહીં એમનું નામ હતું **પોલ રિચાર્ડ માર્કો !**

લેનિન સ્કૂલના અભ્યાસક્રમમાં સૈનિક માટે જરૂરી એવી લશ્કરી તાલીમનો પણ સમાવેશ થઈ જાય છે. નિયમિત કવાયત–પરેડ, રિવોલ્વર, રાયફલ, હેન્ડગ્રેનેડ, મશીનગન બધું શિખવાડવામાં આવે છે.

પૃથ્વીસિંહ જીવનમાં પહેલી વાર માર્કસવાદના પાઠ લેનિન સ્કૂલમાં બેસી શીખી રહ્યા હતા.

સોવિયેતની પ્રથમ પંચવર્ષીય યોજનાના એ દિવસો હતા. ઔદ્યોગિક ને લશ્કરી દૃષ્ટિએ પગભર થઈ જવા માટે એણે તનતોડ પ્રયત્નો આદર્યા હતા. સોવિયેતે પોતાના જીવનની જરૂરિયાતો પર કાપ મૂકીને પણ પરદેશથી યંત્રો

તથા જરૂરી સામગ્રી મંગાવવા માંડી હતી. આજ સુધી તો આ ખેતીપ્રધાન દેશમાં ભગવાનને ભરોસે ખેતી થતી હતી. મેહુલાની કૃપાદૃષ્ટિ કે વક્રદૃષ્ટિ પર જ બધું નિર્ભર રહેતું. પણ હવે સોવિયેતે ખેતીને ઝડપી ને વધુ ઉત્પાદક બનાવવા માટે ટ્રૅક્ટરો, વીજળિક પમ્પો તથા નહેરો જમાવવાનું નક્કી કર્યું હતું. ને એને માટે મૂડી ભેગી કરવા એણે પોતાના ઘરમાં તો માણુસોના ખાવાપીવાની ચીજોમાં સુદ્ધાં માપબંધી દાખલ કરી દીધી હતી. પરંતુ બહારના' દેશોમાંથી આવેલ વિદ્યાર્થી–વિદ્યાર્થીનીઓ તથા અતિથિઓ માટે તેઓએ ખાસ ને અલાયદી વ્યવસ્થા રાખેલી હતી.

૧૯૩૨નો મે માસ આવ્યો. ૭ મહિનાના વિદ્યાભ્યાસ પછી મન તથા શરીર સ્વસ્થ પ્રફુલ્લ બનાવવા માટે વિશ્રામ લેવાની જરૂર હતી. માર્કોને કોહકાફ મોકલવામાં આવ્યા. મણીપુર ને આસામની ડુંગરાળ વનશ્રીનો વૈભવ એમણે નિહાળ્યો હતો, નગાધિરાજ હિમાલયનાં દૂર દૂરથી પણ દર્શન કરવાનું સૌભાગ્ય એમને પ્રાપ્ત થયું હતું. એ પર્વતરાજની હિમાચ્છાદિત ઘાટીઓ તથા દેવદારૂનાં ગીચ જંગલો ખૂંદવાનો મોકો મળ્યો હોત તો કદાચ માર્કો આ પ્રદેશના કુદરતી સૌંદર્ય વિષે સાચો ફેંસલો આપી શકત. પરંતુ તે વખતે તો એમને લાગ્યું કે દુનિયામાં આ આંખોએ આજે પહેલી વાર આના અદ્‌ભુત સૃષ્ટિસૌંદર્યનું પાન કરવાનો અવસર લાધ્યો છે. કાફને એમણે આ હિમાલયનો સહોદર કહ્યો.

કિસ્લોવરકીની તળેટીના મનોહર પ્રદેશમાં એમના ડેરા હતા. કિસ્લો-વરકી એનાં આરોગ્યપ્રદ હવાપાણી માટે મશહૂર છે. એમના નિવાસ નજદીકના એક શિખર પરથી કોહકાફનાં સુંદર દશ્યોની ઝાંખી થાય છે. માર્કોનું મન એ શિખર પર ચઢી જઈ કોહકાફનાં દર્શન કરી લેવા ખૂબ આતુર હતું. એક દિવસ એમણે એ પહાડ પર ચઢવાનું શરૂ કર્યું. દીવા ટાણે તેઓ ઉપર પહોંચ્યા. શિખરે ચઢી ચારે દિશાએ નજર દોડાવી. શું અદ્‌ભુત દૃશ્ય! ઘડીએક તો તેઓ સૃષ્ટિના સૌંદર્યમાં મસ્ત બની ડોલી રહ્યા. પણ બીજી જ ક્ષણે હૃદયમાં જાણે શૂળ ભોંકાઈ ગઈ. એમનું મન કહેતું હતું, 'ઓ. ગુલામ! પ્રકૃતિના આ સૌંદર્યનું પાન કરવાનો તને શો અધિકાર છે? એના અધિકારી તો એજ છે કે જેમણે આપબળે પોતાની આઝાદી પ્રાપ્ત કરી દીધી છે.'

મનનો આ તીખો ઉપાલંભ સાંભળી માર્કો ઉતાવળે પગલે પહાડ ઊતરી ગયા. એમણે મન સાથે પાકો સંકલ્પ કરી લીધો કે, 'જેમ બને તેમ જલદી મારી માતૃભૂમિમાં પાછો પહોંચી જઈશ.'

ત્યાર પછી મહિનોભર ત્યાં રહી તેઓ મોસ્કો પાછા આવ્યા. એક મહિના પછી વોલ્ગા નદીની યાત્રાએ જવાનું આવ્યું. આ તો યાત્રા નહોતી, લોકમાતા વોલ્ગાના વિશાળ વક્ષસ્થલ પર એનાં સંતાનો જ્ઞાનગોષ્ઠી કરી રહ્યાં હતાં. લગભગ ૩૦૦ વિદ્યાર્થીઓની સ્કૂલ ચાલતી હતી. દિવસભર જહાજ પ્રવાસપંથ કાપતું ને રાત પડતાં થંભી જઈ રાતવાસો કરી લેતું. આમ અનેક નગરો ને ગ્રામપ્રદેશોની મુલાકાત લેતા લેતા તેઓ પ્રવાસ કરતા હતા.

પ્રથમ પંચવર્ષીય યોજના સફળ રીતે પૂરી થઈ હતી. ગામડાં ને શહેરોનાં પ્રજાજનોનો આનંદ ક્યાંય માતો નહોતો. લોકો ઉત્સવઘેલા બની આનંદ વ્યક્ત કરી રહ્યા હતા. સોવિયેતમાં ૭ મહિનાના વસવાટને અંતે પૃથ્વીસિંહને પણ હવે રુસી ભાષા કંઈક કંઈક સમજાવા લાગી હતી. વોલ્ગાની વિશાળ ધારા પર તરતાં પૃથ્વીસિંહને પોતાની ગંગા ને સિંધુમાતાની ગોદ યાદ આવી જતી. વોલ્ગાના નીર પર કપુરશી શુભ્ર ચાંદનીનો અભિષેક, એના આછા શીળા પ્રકાશમાં દૂર દૂર સુધી દેખાતાં વૃક્ષો તથા વચમાં વેરાઇને પડેલ જનપદો કોઈ અનોખું દૃશ્ય સરજાવતાં હતાં.

વોલ્ગાની ગોદમાંથી ઊતરી, અસ્રાખાનથી એમણે ટ્રેન પકડી ને ત્યાંથી રોસ્તોવ, ખારકોવ વગેરે શહેરો ને અનેક ગામડાં જોતા જોતા, મહિનો પૂરો થતાં થતામાં તેઓ મોસ્કો પાછા આવી ગયા. પાછો લેનિન સ્કૂલનો અભ્યાસ શરૂ થયો. ખૂબ ચીવટપૂર્વક એમણે અભ્યાસમાં મન પરોવી દીધું અભ્યાસ-ક્રમ પૂરો કરી લઈ વહેલા વહેલા હિંદ આવવાની હવે એમને તાલાવેલી લાગી હતી. ૧૯૩૩ ની વસંત ઋતુમાં ભારત તરફ ઊપડી જવાનું એમણે નક્કી કરી લીધું.

*

: ૧૬ :

# ભારત ભણી પ્રયાણ

એ દરમિયાન બાબા ગુરુમુખસિંહ પણ મોસ્કો આવી પહોંચ્યા હતા. હિંદમાં પાછા જઈ ત્યાં શું કરવું? એને વિષે એમની સાથે વાતચીત ચાલતી હતી. એપ્રિલમાં બાબા ગુરુમુખસિંહની સાથે જ ટ્રેન મારફત તાશ્કંદ થઈ તેઓ સ્તાલિનાબાદ આવ્યા. ને ત્યાંથી આવ્યા પામીરના ડુંગરાઓ પાસે. પામીરની સરહદ એક જગાએ કાશ્મિર તથા બીજી જગાએ અફઘાનિસ્તાન સાથે જોડાયેલી છે. ત્યાં થઈ એમણે અફઘાનિસ્તાન વટાવી, દાગિસ્તાનનો સ્વતંત્ર મુલક પાર કરી હિંદમાં પ્રવેશવાનું હતું.

રસ્તો અટપટો હતો અને હજી બરફથી ઢંકાયેલો હતો. એક શીખ ભોમિયાને સાથે લઈ તેઓ ચાલી નીકળ્યા. ચાર દિવસની પગપાળા મુસાફરી પછી તેઓ આમુ નદીને કિનારે પહોંચ્યા. નદીનાં પાણી માણસના હાડસુધ્ધાં થીજવી નાખે એવાં ઠંડાં હતાં એના પ્રવાહનો વેગ પણ એટલો જ કાતિલ.

અફઘાનિસ્તાનના સીમારક્ષક સૈનિકોની નજર ચૂકવી આ જગા પાર કરવાની હતી. ચામડાની મશક પર છાતી રાખી એને સહારે તેઓ નદી પાર કરી રહ્યા હતા. ઠંડીથી શરીર થીજીને જાણે શૂન્ય બની રહ્યું હતું. ગુરુમુખસિંહ ઘોડાનું પૂછડું પકડી નદી પાર કરી રહ્યા હતા. અધવચ્ચે ઘોડાનું પૂછડું તૂટી પડ્યું, ને પાણીના પ્રચંડ વેગમાં તેઓ સમતોલપણું ગુમાવી બેઠા. એ જ વખતે ભોમિયાએ ત્યાં પહોંચી જઈ એમને સંભાળી લીધા.

એ સિવાય નિર્વિઘ્ને નદી પાર થઈ ગઈ. આપાર આવી રાતે ને રાતે એમણે આગળ ચાલવા માંડ્યું. પહાડી ને જંગલને રસ્તે રસ્તે તેઓ વીસેક માઈલ ચાલ્યા હશે, ત્યાં તો એક પોલીસ પાર્ટી સામી ભેટી. શક પરથી એમણે એ ત્રણે જણાને પકડી લીધા. ત્રણેએ કહ્યું, 'ભાઈ, અમે હિંદુસ્તાની વેપારીઓ છીએ. વેપારની આશાએ સોવિયેત દેશ ગયેલા. પણ ત્યાંના બોલ્શેવિક અમલદારોએ અમને પકડી લીધા. મહામુશ્કેલીએ એમના પંજામાંથી જાન બચાવી અમે ભાગી છૂટ્યા છીએ.'

અફ્ઘાન સિપાઈઓએ એમની વાત માની લીધી. ને એક માણસ સાથે એમને ફૈજાબાદ મોકલી દીધા. ફૈજાબાદમાં ૧૦, ૧૫ દિવસ પડ્યા રહ્યા. ઘરબહાર ને ખેતરના ઊભા પાક બાળી નાખી, સોવિયેતમાંથી નાસી છૂટેલા કેટલા ય નાનામોટા જમીનદારો સાથે એમને ભેટો થઈ ગયો. અહીં રહી આ લોકો સોવિયેત વિરુદ્ધ ખૂબ ઝેરીલો પ્રચાર કરે છે. આ સોવિયેત-શત્રુઓમાં કેટલા ય રુસી યહુદીઓ પણ હતા. અહીં આવીને પહેલાં પહેલાં તો એમણે પોતાની પાસે જે કંઈ હતું તે વેચી વેચીને ખાધું. પણ હવે બધું ખૂટી ગયે, એમણે રસ્તે રસ્તે ભીખ માગવાનું શરૂ કર્યું હતું.

આવા નાસી આવનારાઓની સંખ્યા ઓછી હતી, ત્યાંસુધી તો અફ્ઘાનિસ્તાનની સરકારે એમને ભીખ માગવા દીધી. પણ એમની સંખ્યા વધી જતાં એણે બીજો રસ્તો અખત્યાર કર્યો હતો. અફ્ઘાન સિપાઈઓ આ ભાગેડુ લોકોની ટોળીઓને પકડી લઈ, પામીરના નધણિયાતા એવા નિર્જન પ્રદેશમાં લઈ જઈ છોડી મૂકતા. ત્યાં એમના પર શી શી ગુજરતી હશે એ તો ભગવાન જાણે.

પૃથ્વીસિંહ હવે '**નારાયણદાસ**' બન્યા હતા. એક દિવસ નારાયણદાસે જોયું કે, આવા જ એક કાફલાને સિપાઈઓની ટુકડી પામીર તરફ ધકેલી લઈ જઈ રહી છે. હજી બે જ કલાક પહેલાં એમાંની એક રુસી છોકરીને બાળક અવતર્યું છે. એટલામાં ત્યાંથી ઊપડવાનો હુકમ થયો છે. એક મેલા ગાભામાં બાળકને લપેટી લઈ એને ગોદમાં દબાવતી એ છોકરી માંડ માંડ પગલાં ભરે છે. એનાં કપડાંમાંથી હજી લોહી ચૂઈ રહ્યું છે. આ કરુણ દૃશ્ય જોઈ નારાયણદાસને ખૂબ દુઃખ થયું. આ જ લોકો આજે સોવિયેતની સુખી પ્રજાની સાથે મળી જઈ સહિયારા આનંદનો ઉપભોગ કરી શકે એમ છે. પણ માત્ર વૈયક્તિક-સંકુચિત સ્વાર્થ ન તજી શકવાને કારણે આજે તેઓ કેટલાં હડધુત થઈ રહ્યાં છે! પોતાના વૈયક્તિક સુખ ને ઉપભોગના રૂઢ થઈ ગયેલા સંકુચિત ખ્યાલો આગળ માણસ કેટલો આંધળો, પરવશ ને જડ બની જઈ શકે છે-આ એનો સળગતો દાખલો છે.

ફૈજાબાદથી નારાયણદાસ, બાબા ગુરુમુખસિંહ તથા હુકુમસિંહને ખાનાબાદ મોકલી દેવામાં આવ્યા. ત્યાં હુકુમસિંહનો એક પરિચિત માણસ

જામીન બન્યો ને પોલીસે ત્રણેને છોડી મૂક્યા. છોડી મૂકતી વખતે પોલીસે એમની સાથે શરત કરેલી કે, તમારે વીસ દિવસની અંદર કાબુલના સૂબા સમક્ષ હાજર થઈ જવું. હુકુમસિંહ તાજિકિસ્તાનનો રહેવાસી હતો, એ તો પાછો ત્યાં ચાલ્યો ગયો. આ બેઉ જણે કયાંકથી ખચ્ચર ને એક ઘોડાની જોગવાઈ કરી લઈ, પવનવેગે કાબુલ તરફ કૂચ આદરી. કાબુલ પહોંચવાને એક દિવસનો રસ્તો બાકી રહ્યો હશે ત્યારે એમણે ઘોડો ને ખચ્ચર વેચી નાખ્યાં.

જુલાઈ યા ઓગસ્ટનો મહિનો હતો. બેઉ જણુ કાબુલ પહોંચી ગયા. ૨૦ દિવસ પછી સૂબા પાસે હાજર ન થઈ જાય તો પોલીસ પાછી એમનો પીછો પકડે એમ હતી. એક ભોમિયાને લઈ એમણે અફઘાનિસ્તાન ભણી ચાલવા માંડ્યું. બીજે દિવસે તેઓ પહાડની તળેટી આગળ નદીના પ્રવાહની સાથે સાથે ચાલી રહ્યા હતા...કેટલાક લશ્કરી ચોકિયાતોને એમના પર વહેમ ગયો. એમણે બેઉને પકડ્યા. પરંતુ ગમે તેમ કરી એમના હાથમાંથી તો તેઓ છટકી ગયા.

પણ હવે આ ને આ રસ્તે આગળ વધવું જોખમભર્યું હતું. એમણે ભોમિયાને વધારે રૂપિયા આપવાનું કહી, પહાડ ઓળંગી બીજે રસ્તે લઈ જવાનું કહ્યું. પણ એમ કોઈ રસ્તે આગળ નીકળી શકાય એમ હતું જ નહિ. બોડા ડુંગરોની તાતી ગરમી ને પાણીની તરસે એમને એટલા તોતાવ્યા કે એ અભણ્યા રસ્તાની શોધ મૂકી દઈ એમણે ત્યાંથી પાછા ફરવું પડ્યું.

પાછા ઉતરી, દિવસભર તેઓ ઝાડીમાં સંતાઈને પડ્યા રહ્યા. રાતે જલાલાબાદની સડક ઉપર નીકળી, પોલીસ–ચોકી વટાવી જઈ. એમણે એક ટાંગો ભાડે કરી લીધો. પણ એથી તો ઊલટો પોલીસનો શક ઓર વધી ગયો. પોલીસે એમને પકડ્યા. એમની એકે એક ચીજની જડતી લીધી. હજારેક રૂપિયાનું સોનું ને બીજા જે કંઈ પૈસા–દોડકા એમની પાસે નીકળ્યા એ પોલીસવાળાઓએ ગડપ કર્યા ને ઉપરથી રખડેલ બદમાશો તરીકે એમને થાણા ભેગા કરી દીધા !

*

: ૧૭ :

## કાબુલની નરક યાતના

કાબુલ જેલના સુપ્રિન્ટેન્ડન્ટ તથા વડા પોલીસ અધિકારીને તો બાબા ગુરુમુખસિંહ સામે જૂની અદાવત હતી. હવે એમને ઠીક મોકો મળી ગયો. કાબુલની જેલમાં એમને શી શી યાતનાઓ વેઠવી પડી, એ વિષે પૃથ્વીસિંહે 'બોમ્બે સેન્ટિનલ' નામના છાપામાં (૧૯૩૮ ના જૂનની ૧૪, ૧૫ મીએ) જે લખ્યું હતું તેજ અહીં આપું છું :

'......ભારત આવવાના તમામ રસ્તાઓ અમારે માટે બંધ હતા. એટલે હિંદુકુશ પર્વતનાં હિમાચ્છાદિત શિખરોનો આંટો લઈ, ભારતનો રસ્તો પકડવાની અમને ફરજ પડી...ડક્કામાં અમને ગિરફતાર કરવામાં આવ્યા. ત્યાર પછી ૪૦ દિવસ બાદ સૂબાના ખાસ હુકમ મુજબ ૧૬ હથિયારબંધ પોલીસના પહેરા હેઠળ અમને મામાંખેલ (કાબુલ) ની જેલમાં મોકલી દેવામાં આવ્યા. ૧૬ સિપાઈથી રક્ષાયેલ અમારી લોરી કાબુલના બહારના દરવાજે વખત કરતાં કંઈક વહેલી આવી પહોંચી. એટલે આગળ જવાની એને રજા મળી નહિ...સૂર્યાસ્ત સમયે સિપાઈઓને લોરીમાંથી ઊતરી જવાનો હુકમ મળ્યો. ભરી બંદુકો લઈ અમારાથી ૫૦ ગજ છેટે જઈ એ લોકોએ કંઈક સંતલસ શરૂ કરી દીધી. અમે ગોળી ખાવાની તૈયારી કરી રાહ જોતા બેઠા રહ્યા. પણ એમાં અમને નિરાશા મળી. થોડી વારે ૭ સિપાઈઓને લોરીમાં બેસી જવાનો હુકમ મળ્યો. લોરીમાં ચઢી બેસી, રાયફલો એક બાજુ મૂકી દઈ, એ લોકો લાંબા થઈને સૂઈ ગયા. અમને લઈને લોરી ઊપડી. થોડી વાર પછી તો અમે કાબુલ સેન્ટ્રલ જેલમાં પુરાઈ ગયા હતા.

'જેલમાં પેસતાં જ બાબા ગુરુમુખસિંહ બોલી ઊઠ્યા, 'જીવતા જ ઘોરમાં દટાઈ ગયા સમજો.' જેલમાં અમારી સામે કિન્નાખોરીભર્યું વર્તન ચલાવવા માંડ્યું. અમને તો ખાતરી થઈ ગઈ કે, 'અહીંથી જીવતા બહાર નીકળવાની આશા રાખવી એ મિથ્યા છે. જેલ સુપ્રિન્ટેન્ડન્ટ શહેરના કોટવાળ તરીકેનો દરજ્જો પણ શોભાવતો હતો. અમારા આવતા વેંત એણે જેલના અમલદારો તથા સિપાઈઓ જોગ હુકમ બહાર પાડ્યો : 'અફઘાનિસ્તાનના આ દુશ્મનોની નજદીક જો કોઈ પણ કેદી યા સિપાઈ ફરક્યો છે, તો એના

પર એ રહેમ રીતે ચાબુકના ફટકાનો વરસાવવામાં આવશે. ને જો આ લોકો કોઈની પાસે ગયા તો એમની પણ એજ વલે થશે.

'અમને મુકરર કરેલી કોટડીમાં પહોંચાડવામાં આવ્યા. એ કોટડીને એક જ બારણું હતું. ને તે જેલરની ઑફિસમાં જ ઊઘડે. જેલરની ઑફિસ એ જ એને રહેવાનું ઘર હતું.

'કાબુલ આવ્યે અમને ચાર જ દિવસ થયા હશે, ત્યાં એક અફઘાન તરુણે બ્રિટિશ એલચીના રહેઠાણ પર ગોળીબાર કર્યો હતો. કુટિલ નીતિના નિષ્ણાત અંગ્રેજોએ જરા પણ મોડું કર્યા વિના આ બનાવને અમારી સાથે જોડી દેવા યત્ન આદર્યો. ને અમ બન્નેને પોતાને હાથ સોંપી દેવા અફઘાન સરકાર પર દબાણ આણવા માંડ્યું અફઘાન સરકાર અમને તેમને હાથ સોંપી દેવા તો તૈયાર ન થઈ, પણ એણે એ મંજૂર કર્યું કે, 'તમે કહેશો તે રીતે અમે આ કેદીઓ સાથે વર્તાવ કરીશું.'

'ભારતના ક્રાંતિકારીઓએ અફઘાનિસ્તાનની સરકાર પાસે દયાની આશા રાખવી મિથ્યા છે. એમ આજ સુધીમાં અફઘાન સરકારે એનાં કૃત્યોથી પુરવાર કરી આપ્યું હતું. નહોતી અમારે માટે ડૉક્ટરની વ્યવસ્થા કે ન તો અમને હિંદુસ્તાનમાં અમારા મિત્રો પર પત્ર લખવાનો અધિકાર મળે એમ હતો. અમારાથી અફઘાન બાદશાહ, વજીર અથવા જેલના સુપ્રિન્ટેન્ડન્ટ પાસે કોઈ જાતની અપીલ કરી શકાય એમ પણ ન હતું......જેલના સુપ્રિન્ટેન્ડન્ટે ઉપરી અધિકારીઓ તથા અંગ્રેજોને દિલાસો દીધો હતો કે, 'કશો જ ઉચાટ રાખશો નહિ. એ લોકોને મેં એવી જગાએ પૂર્યા છે કે ' ત્યાં પંખી ય ફરકી શકે તેમ નથી......'

'આ રજવાડી મુલકમાં તો મામૂલી ગુના બદલ પણ માણસને ગિરફતાર કરી શકાય છે. એને ખૂબ માર મારવામાં આવે છે. જ્યાં સુધી પેલો માણસ પોતાની પાસેની માલમતામાંથી મોટો ભાગ આ લોકોને કાઢી આપવાનું કબૂલ ન કરે, ત્યાં સુધી એના પર હાડ તોડ માર પડે છે. જે માણસને કેદમાં પૂરે એને ખાવાનું કે કપડાં કશું જ આપવા આ લોકો બંધાયેલા નથી. કેદીને મળવા એનાં સગાંવહાલાં જેલને દરવાજે આવી ઊભાં રહે, ત્યારે જેલના તાનાશાહો એમનાં મોઢાં ને દેદાર પરથી એ માણસના કુટુંબની

સ્થિતિનું માપ કાઢવા પ્રયત્ન કરે છે. જેલવાળાઓ પર ભેટ–સોગાદ ને નજરાણાં ચઢતાં રહે ત્યાં લગી જેલ માંહ્યલા કેદીને ખાણું ને કપડાં મળતાં રહે છે.

'ગિરફતારી પછી તરત કેદીના પગે પાંચસાત શેર વજનની ભારે બેડી જડી દેવામાં આવે છે. સ્થાનિક કાજી (ન્યાયાધીશ) પાસે એમનો કેસ ચાલે છે. પરંતુ ફેંસલો આવતાં આવતાં તો કંઈ કેટલા ય મહિના ને વર્ષો ય વીતી જાય છે! ફેંસલો વહેલોમોડો થવામાં ય કેદીની થેલી પર મોટો આધાર રહે છે.

'ફેંસલો થઈ ગયે કેદીને નક્કી કર્યા મુજબ નાની કે મોટી જેલમાં લઈ જાય છે. પગમાં જડેલ બેડીઓનું ભારે વજન ઊંચકી કેદીને માઇલોની મુસાફરી પગે ચાલીને જ ખેડવી પડે છે. જેલનાં વાહનો જેવી ત્યાં કોઈ સગવડ નથી. કેદી પૈસાવાળો હોય તો સાથે આવનાર સિપાઇઓને ખવડાવી પોતે ખાઈ શકે છે. નહિ તો ભૂખ્યા પેટે જ રસ્તો માપવો પડે છે. ગરીબ કેદી પાસે સિપાઈઓ તેને રસ્તે ભીખ મંગાવે છે. જેલને દરવાજે પહોંચતાં જ કેદીએ જેલર તથા સિપાઈઓને ભેટ–નજરાણાં ધરવાં પડે છે, નહિ તો જીવતા બહાર નીકળવાની આશા જ કેવી રાખવાની?

'પગમાંની બેડીઓ તો સજામાં ગણાય જ નહિ. પરંતુ ક્રૂરમાં ક્રૂર તો શારીરિક શિક્ષા છે. જેમાં ચાર મોટા તગડા માણસો કેદીના હાથપગ પકડી એને અદ્ધર ઉઠાવે ને પછી બીજા બે જણા નેતરની સોટી ને ચાબુક એના શરીર પર સાટકયે રાખે છે. સોટી કે ચાબુક હાથ ન આવે તો પગમાંથી જોડા કાઢી એનો ઉપયોગ કરે. માર બેશુમાર માર. એનો ત્યાં કોઈ હિસાબ નથી. કેદીની ચીસો બંધ ન થાય ત્યાં સુધી આ કાણ્ડ ચાલુ જ રહે છે. મૂર્ચ્છિત કેદીને પાણીમાં નાખવામાં આવે છે. અથવા તો એજ અવસ્થામાં ત્યાં જ નાખી દઇ, કામ પતાવ્યાનો સંતોષ લેતા સિપાઈઓ હાથ ખંખેરી ત્યાંથી ચાલતા થાય.

'શારીરિક સજાઓ વિષે કાગળ પર ક્યાં ય કશું લખેલું હોતું નથી. કેદીને કેમ દંડ દેવો ને કેમ નહિ એને માટે અહીં એવા કોઈ નિયમો બનાવવામાં આવ્યા નથી. એ બધું ત્યાં નિમાયેલ અધિકારીના હાથમાં છે.

સિપાઈ ચાબુકથી ગમે તે કેદીની ચામડી ઉતારી યી શકે છે, હવાલદાર ગમે તે સિપાઇનાં હાડકાં ખોખરાં કરી શકે છે. રે, કપ્તાન જેવા કપ્તાનને મેજરને હાથે સોટીઓ ખાતાં મેં મારી સગી આંખે જોયો છે........

'કેદીની સૂધ લેવાવાળું જો કોઇ ન હોય તો એણે અરજી લખી ઉપરી અમલદાર પાસે મોકલવાની હોય છે. અમલદાર દયાળુ હોય તો વળી અડધી કાચીપાકી એકાદ પઠાણી રોટી કેદીના મોં આગળ નાખી દે છે. દાળ-શાકના સ્વાદ તે વળી કેદીને કરવાના હોય જ કેવા ?...આ પઠાણી રોટી એટલે આટો ગૂંદી, લૂવો દબાવી, બાટી જેવું બનાવી અરધુપરધું શેકી નાખવામાં આવે. અમલદારની મહેરબાની ન ઊતરી તો એ ય ન મળે. એવા અભાગિયા કેદીને પૈસાપાત્ર કેદીની ખિદમત કરવી પડે ને એના એંઠાજૂઠા ટુકડા મળે તે પર જીવન નિભાવવું પડે છે.

'કાબુલ શહેરની ચારે તરફ ગંદા પાણીનાં નાળાં વહેતાં હોય છે. કેદીને પીવા માટે ને નાહવા–ધોવા માટે એ પાણીનો ઉપયોગ કરવાનો હોય છે... ગામભરનો ગંદવાડ વહી જતું આવું એક નાળું જેલના આંગણામાં થઈને વહે છે. એ નાળું એટલે બે ફૂટ પહોળું ને દોઢ ફૂટ ઊંડું, માંડ પાણી લેતાં ફાવે. એમાં જ હજારેક જેટલા કેદીઓએ સ્નાનપાનાદિ પતાવવાનાં. એ નાળાનું પાણી બિલકુલ માણસને પીવા લાયક હોતું નથી...એકાદ પ્યાલામાં પાણી લઈને જુઓ તો એમાં ચાર પાંચ જૂ તો જરૂર મળી રહેશે.

'હા, કામ તો બરાબર હિંદુસ્તાનની જેલો માફક જ લેવાય છે. પણ એમાં ય નિયમનાં એવાં કશાં બંધન આ લોકોએ સ્વીકારર્યાં નથી.

'જેલમાં કેદીઓએ પોતાનાં જ કપડાં પહેરવાનાં હોય છે. પોતાના શરીરને જીર્ણશીર્ણ થાગડથીગડવાળાં કપડાંથી ઢાંકી રહેલ કંગાળ ને અસહાય માનવીઓનાં મોં જોઈ કલેજું ચિરાઈ જાય છે. ઠંડીના દિવસોમાં આવા ગરીબ કેદીઓ માટે કપડાંની જોગવાઈ કરવા માટે પરેડ ગોઠવવામાં આવે છે.

'આ પરેડ માટે બહુ થોડા ને ખાસ ખાસ માણસોને ચૂંટી કાઢવામાં આવે છે. ખાસ ખાસ માણસો એટલે કે જેને જોતાં જ એમને ખાતરી થઈ જાય કે, આ માણસ કપડાંલત્તાં વિના ઝાઝા દિવસ નહિ કાઢી શકે. ને ખરેખર પરેડ કરતાં આ અભાગિયાઓમાંથી જો કોક મરી જાય તો એનાં કપડાં

ઉતારી, એમ ને એમ—ધોયાકારવ્યા વિના કૃપાપાત્ર કેદીને આપી દેવામાં આવે છે.

'દયાથી પ્રેરાઈને હેડક્લાર્ક, જેલર તથા આસિસ્ટન્ટ જેલરે 'કપડાંની જરૂરિયાતવાળા કેદીઓ'માં અમારા બેઉનાં નામ પણ લખ્યાં. પરંતુ સુપ્રિન્ટેન્ડન્ટે અમારાં નામ વાંચ્યાં કે એના ગુસ્સાનો પાર રહ્યો નહિ. એણે એ ત્રણે જણાને ખૂબ ગાળો ચોપડાવી...ને એક અઠવાડિયા પછી ફરી અમારાં નામ લખવા બદલ હેડક્લાર્કને ખૂબ માર પણ પડ્યો.

'કેદીઓને ઠાંસી ઠાંસીને એક બેરેકમાં પૂરવામાં આવે છે. ૧૦ ફૂટ પહોળાઈ ને ૧૨ ફૂટ લંબાઈની નાનકડી કોટડીમાં મેં દસ જણને પુરાતા જોયા. એમનો અપરાધ એ હતો કે, એ લોકો સોવિયેતથી અફઘાનિસ્તાન ભાગી આવ્યા હતા! એ કોટડીનો દરવાજો હમેશાં બંધ જ રહેતો, એનો બધો વ્યવહાર એક નાનકડી બારી દ્વારા ચાલતો...

'એ જેલમાં અમ બન્ને પર ત્રાસ વરતાવવામાં એ લોકોએ કશી મણા રાખી નહોતી. એણે અમારાં શરીરની તંદુરસ્તી ખતમ કરી નાખી. અફઘાનિસ્તાન બહારની કોઈ રાજકીય સંસ્થા સાથે વ્યવહાર ચાલુ ન થઈ જાય, ત્યાં સુધી કોઈ પણ ઉપાયે પોતાની જાતને જીવતી રાખવાનો અમે નિશ્ચય કર્યો હતો. પરંતુ જેલવાળાઓના અમાનુષી અત્યાચારો અસહ્ય બની જતાં ભૂખ-હડતાલ પર ઉતરવાની અમને ફરજ પડી.

'પણ કાબુલ જેલના અધિકારીઓ પર એથી કશી અસર ન થઈ...ન કોઈ ડૉક્ટર આવ્યો કે ન કોઈ સરકારી માણસો અમારી મુલાકાતે આવ્યા. પરંતુ બાબા ગુરુમુખસિંહના બુઢાપાએ ને અમને પડતાં અસહ્ય કષ્ટોએ સિપાઈઓનાં દિલ હલાવી નાખ્યાં હતાં.

'એક દિવસ અમે જોયું તો જેલના અમલદારો તથા સિપાઈઓ કોઈ ભારે ધમાલમાં પડી ગયા છે...લાકડાના ત્રણ થાંભલાઓ ખોડીને ફાંસીના માંચડા જેવું કંઈક ઊભું કરવામાં આવ્યું છે. મનમાં મનમાં સૌ વિચારતા હતા...પેલા બે હિંદુઓનો કાળ આવી પહોંચ્યો લાગે છે...

'જેલનો મોટો દરવાજો ખૂલ્યો. સારાં કપડાંલત્તાં પહેરેલા પાંચ ભદ્રલોક

અંદર દાખલ થયા. એમના ચહેરા પર સ્વમાન ને ખાનદાનીનું નૂર ચમકી રહ્યું હતું. તેઓને ખબર નહોતી કે એમને ક્યાં લઈ જવામાં આવે છે. જમણી તરફ વળતાં એમણે જોયું તો સામે ફાંસીનો માંચડો તૈયાર છે... ફાંસીના ગાળિયા એમની રાહ જોતા લટકી રહ્યા છે. ખૂબ શાંતગંભીર ભાવે એમણે હાથમોં ધોવા પાણી માગ્યું. પછી હાથપગ ધોઈ આખરી નમાઝ પઢવા લાગ્યા.

'તરત અમને ખબર પડી કે, અમાનુલ્લાહના પ્રગતિશીલ રાજ વખતે આ પાંચે જણ અફ્ઘાનિસ્તાનના મોટા મોટા વજીરો હતા. ફાંસીને માંચડે સૌ પહેલા ચઢી જવા બાબત એમનામાં અંદર અંદર હરીફાઈ મંડાઈ હતી. પણ દરેકને એમની ઉંમર તથા દરજ્જા અનુસાર માંચડાનાં પગથિયાં ચઢવાનાં હતાં. સૌથી મોટા, ૬૦ વર્ષની ઉંમરવાળા માજી વઝીરે આઝમને સૌથી પહેલાં ઝૂલવા મળ્યું બીજી પાળીના ત્રણ આદમીઓમાંના એકને ગળે ફાંસો બરાબર બેઠો નહોતો. વીસ મિનિટ સુધી તરફડ્યા પછી એના પ્રાણ નીકળ્યા...

'આ કરુણ નાટક ભજવાતું હતું, ત્યાંથી લગભગ વીસેક ગજને અંતરે અમારી કોટડી હતી. ત્યાં રહ્યાં રહ્યાં ઇતિથી તે અંત સુધીનું આખું દૃશ્ય અમે જોયું હતું...એટલે જેવું ને તેવું એ અમારા સ્મૃતિપટ પર અંકાઈ ગયું છે. બુઝર્ગ વઝીરે-આઝમની લાશ દિવસભર માંચડે ઝૂલતી રહી. કારણકે એની બુઢ્ઢી બીબી સિવાયનાં તમામ સગાંવહાલાં આજ પહેલાં ફાંસી પર લટકી ચૂક્યાં હતાં, યા તો કેદમાં સડતાં હતાં.

'નાદિરખાંએ (અમાનુલ્લાહ પછીના અફ્ઘાનિસ્તાનના પાદશાહે) આમ કરીને જ પોતાના રસ્તામાંના બધા 'કાંટા' સાફ કર્યા હતા. પરંતુ એનું રાજ ઝાઝા દિવસ ચાલે તે પહેલાં કોઈની ગોળીએ એનો જાન લીધો. જે યુવાને આ સાહસ કર્યું હતું, એને સામંતશાહીના એક એક જુલમના ભોગ બનવું પડ્યું ને આખરે સરેઆમ એને ફાંસીએ લટકાવી દેવામાં આવ્યો. જે જગાએ એના પર અંતિમ યાતનાઓ ગુજારવામાં આવી હતી એ જગા અમે અમારી ખુલ્લી બારીમાંથી બરાબર જોઈ શકતા હતા. ફાંસી દેતા પહેલાં રાજ્યના મુખ્ય વજીરે આવી પોતાને હાથે એ જુવાનનાં નાક કાન કાપી લેવાની વિધિ કરી હતી...!

'ઠંડીની મોસમ હતી. બારી તથા દરવાજાની ફાટોમાંથી આવતા હિમ જેવા પવનની કાતિલ શૂળો અમારાં શરીરને વીંધી રહી હતી. ચીંથરાં, ને ઊન–કપાસના ધાગા વડે અમે એ તરાડો પૂરી દેવાની કોશિશ કરતા પણ મિથ્યા. અંતે જમીનમાંથી માટી ખોદી કાઢી પલાળી એના લોંદા વડે કાણાં ને તરાડો પૂરી નાખી ત્યારે અમને કંઈક નિરાંત વળી.

'અફઘાન સરકારે અમને ફાંસીએ ચઢાવી દેવાને બદલે ઠંડા મોતને ઘાટ ઉતારી દેવાનું નક્કી કર્યું હતું. બહારની દુનિયા સાથે અમે કોઈ પણ જાતનો સંબંધ ન સાંધી શકીએ એનો પૂરો પૂરો ઈંતેજામ એણે કર્યો...'

*

## દુનિયાભરમાં ઊહાપોહ

**આ**ગળ કહી ગયા તેમ પૃથ્વીસિંહ તથા ગુરુમુખસિંહ ની યાતનાઓ જોઈ એમના પહેરાવાળા સિપાઈનું દિલ દ્રવી ઊઠ્યુ હતું. એમની કોટડીનો દરવાજો તો જેલરની ઑફિસમાં યા ઘરમાંજ ખૂલતો હતો.

હવે બન્યું એવું કે, જેલરનો એક સગો ને એની બીબીનો પ્રેમી જુવાન અવારનવાર એને ઘેર આવ્યા કરતો. એ એમ માનતો કે, આ બંને હિંદુઓ ખૂબ મંત્રતંત્રના જાણકાર છે. તેણે પોતાની મુરાદ પૂરી કરવા માટે પૃથ્વીસિંહ પાસે તાવીજ માંગ્યું.

પૃથ્વીસિંહે સોવિયેત રાજ્યના પ્રતીક સમો લાલ સિતારો ચીતરીને એને આપી દીધો. આ પછી તો તેમની વચ્ચેનો સંબંધ વધતો ગયો. અને જતે દિવસે એની જ મારફત પૃથ્વીસિંહ તથા ગુરુમુખસિંહે પોતાની વીતક કહાણી સોવિયેતના એલચીવાસ સુધી પહોંચતી કરી. ત્યાર પછી કૉમિન્ટર્ન દ્વારા આખી દુનિયામાં ઠેર ઠેર જબરજસ્ત આંદોલન થયાં, અફઘાન સરકાર પર તાર પર તાર આવવા લાગ્યા. અમેરિકાના એક બેરિસ્ટરે એમનો મુકદ્દમો લડી લેવા કાબુલ આવવાની તૈયારી કરી.

ઠેર ઠેર અફઘાન સરકારની બદનામી થવા લાગી. જેલના સુપ્રિન્ટેન્ડન્ટે જેલના અમલદારો તથા પહેરેગીર સીપાઇઓને પૂછ્યું, 'આ હિંદુસ્તાની કેદીઓની ચીઠ્ઠી હિંદુસ્તાન તથા લંડન સુધી શી રીતે પહોંચી ગઈ?

કેટલાક અમલદારોએ જવાબ આપ્યો, 'સાહેબ ! આ કાફિરો તો ભારે જાદુગર છે.'

*

૧૯૩૪ના જુલાઈની ૪ થી તારીખે વહેલી સવારે જેલના દરવાજા ખૂલ્યા. બેઉને સૂતા જગાડવામાં આવ્યા. કાબુલના વિમાનઘર પર સોવિયેત વિમાન એમની રાહ જોતું ઊભું હતું. એમાં બેસીને બેઉ સોવિયેત-ભૂમિ પર પહોંચી ગયા. અફઘાન સરકારની તો ઇચ્છા હતી કે, પામીરના કોક નિર્જન પ્રદેશમાં લઈ જઈને એમને છોડી મૂકે, ને ત્યાં વિદેશી સરકારના ગુંડા એમનું કામ ભલે પૂરું કરી લે. અંગ્રેજોએ પણ એમને પોતાને હાથ સોંપી દેવા અફઘાન સરકાર પર ખૂબ ખૂબ દબાણ આણ્યું. પરંતુ આ બાજુ, અમેરિકાની ગદર પાર્ટીએ ખૂબ ઝુંબેશ ચલાવી કે, તેઓ એમાંના એક પણ દેશના વતની નથી, માટે સોવિયેત સરકારે જ એમનો કબજો લેવો જોઈએ. આખરે બન્યું પણ એમ જ. સોવિયેત સરકારે હાથ આપી, એમને ત્યાંથી ઉગારી લીધા.

*

: ૧૮ :

## ફરી પાછા ભારતમાં

સોવિયેત વિમાને તે જ દિવસે એમને તાશકંદ પહોંચાડ્યા. ને ત્યાંથી બે જ દિવસમાં તેઓ મોસ્કો માટે રવાના થઈ ગયા. બેઉ જણા ખૂબ કમજોર થઈ ગયા હતા. મોતના મોંમાંથી માંડ માંડ બચીને આવ્યા હતા. અહીં ૧૦, ૧૨ દિવસ સાઈબીરિયાના એક આરોગ્ય-ભવનમાં એમને રાખવામાં આવ્યા. પછી ત્યાંથી ક્રિમિયાના યાલ્તા નામના એક હવા ખાવાના સ્થળે લાવવામાં આવ્યા. મહિનો ત્યાં ગાળી, ૧૯૩૪ ના નવેમ્બર

ક્રાંતિદિનના મહોત્સવ વખતે પાછા તેઓ મોસ્કો આવી ગયા હતા. એક સન્માનનીય મહેમાનો તરીકે એમણે એ મહોત્સવમાં ભાગ લીધો.

ફરી પાછા ભારત માટે ઊપડવાનો પૃથ્વીસિંહે નિર્ણય કર્યો. હવેની યાત્રા પહેલાં કરતાં ય વધુ મુશ્કેલ બની હતી. અફઘાનિસ્તાનમાં એ ગિરફતાર થયા તે પહેલાં પૃથ્વીસિંહ ક્યાં છે, એની અંગ્રેજ જાસૂસીખાતાને ખબર નહોતી. અંગ્રેજ પોલીસની શેહમાં તણાઈ કાબુલ જેલના અધિકારીઓએ પૃથ્વીસિંહનો ફોટો લઈ લેવા દીધેલો, ને એમના શરીર પરના એક એક ચિહ્નની એમણે નોંધ કરી લીધેલી.

હિંદુસ્તાનમાં દરેક જગાએ જાસૂસીખાતું એમનું સ્વાગત કરવા તૈયાર થઈને બેઠું હતું. પરંતુ એ બધાની પરવા કર્યા વિના પૃથ્વીસિંહે તો ભારત જવાનો પાકો સંકલ્પ કરી લીધો હતો. એમણે પાસપોર્ટ તૈયાર કરાવ્યો. જોતાં વેંત તો એ અસલી હોય એવોજ લાગતો. પણ સૌથી મોટી ભૂલ તો એ થઈ કે, એમાં એમની ઉંમર ૪૩ ને બદલે ૨૭ લખી દીધેલી. ને રહીસહી ખામી વિદેશી જહાજના અમલદારે પૂરી કરી લીધી...એણે પાસપોર્ટ પર લખી દીધું, ' રુસના ઓડેસા બંદરેથી રવાના થયેલ. '

આવો પાસપોર્ટ લઈને હિંદુસ્તાનને કિનારે ઊતરવું સુરક્ષિત શી રીતે હોઈ શકે ? ડિસેમ્બરમાં એક ઈટાલિયન જહાજ પકડી પૃથ્વીસિંહ ફ્રાંસના માર્સેલ્સ બંદરે જવા ઊપડ્યા. નેપલ્સમાં એક ફાસિસ્ટ પોલીસ અધિકારીએ એમને ટોકતાં કહ્યું, ' આ તો કોઈ કમ્યુનિસ્ટ લાગે છે. '

પણ ' ના, કોઈ ભલો માણસ છે ' કહી જહાજના કપ્તાને એમને છોડાવી લીધા. હવે જહાજ દ્વારા આગળ જવું એમને ઠીક ન લાગ્યું. નેપલ્સથી રોમ ને જીનેવા થઈ ટ્રેન દ્વારા એ પેરીસ પહોંચ્યા. પાસપોર્ટમાંથી ઓડેસાનું નામ છેકી નાંખ્યું હતું. પણ પેરીસ તો દુનિયા આખીના જાસૂસોનો અડ્ડો ઠર્યો. એમાં સલામતી જાળવીને રહેવું બહુ કપરું કામ ગણાય. પૃથ્વીસિંહે રાતે રાતે ફરીને ફ્રાંસની રાજનગરીનાં દર્શન કરી લીધાં.

વિચાર કરતાં એમને લાગ્યું કે, હિંદમાં ફ્રેંચ સંસ્થાન પોંડીચેરીને બંદર ઊતરવું એ જ સલામત છે. ૧૯૩૫ માં એક ફ્રેંચ જહાજમાં બેસી એ હિંદ

આવવા રવાના થઈ ગયા. જહાજ કોલંબો તથા મદ્રાસને કિનારે લાંગરેલું, પણ પૃથ્વીસિંહે બંદર ભણી નજર સુદ્ધાં કરી નહિ. અંતે, ૧૯૩૫ ના જાન્યુઆરીની ૨૪ મી તારીખે તેઓ પોંડીચેરી ઊતર્યા.

*

કિનારે ઊતરતાં ફ્રેંચ સરકારના જાસૂસોએ એમનો પીછો પકડ્યો. જહાજ પરથી ઊતરીને પૃથ્વીસિંહ સીધા એક હોટલમાં ગયા. ત્યાં જ એ જાસૂસોની ચોકી એમના પર બેસી ગઈ. હિંદુસ્તાની નાણું તો એમની પાસે હતું નહિ.

એમણે જાસૂસોને જ પકડ્યા ને કહ્યું, 'મને આટલું નાણું વટાવી ન આપો. ?

એમણે જવાબ આપ્યો, 'ચાર વાગે આવીને બદલી આપીશું.'

જાસૂસોએ માન્યું કે, 'એની પાસે પૈસા તો છે નહિ, એટલે જવાને છે ક્યાં!' ને મનમાં નિરાંત રાખી એ ત્યાંથી ચાલ્યા ગયા.

ચાર વાગ્યા પણ કોઈ ફરક્યું નહિ. પૃથ્વીસિંહે મોડે સુધી એમની રાહ જોઈ. પણ કોઈ આવ્યું નહિ. એટલે પોતે જ બજારમાં નીકળી પડ્યા. પૈસા વટાવ્યા, એકાદ ધોતીજોટો ખરીદ્યો ને અંધારું થતાં થતાંમાં તો શહેર છોડી નીકળી પડ્યા. ખેતરોમાં નીકળી જઈ, એક ઝાડ નીચે કપડાં બદલી લીધાં. ને આગળ ચાલવા માંડ્યું.

કડલૂરની સીમ વટાવવા જ જતા હતા, કે સાદા પોષાકવાળા એક માણસે એમને અટકાવવા માંડ્યા. પરંતુ એમને રોકવામાં એનાં સામ, દામ, ભેદનાં ત્રણે શસ્ત્રો બુઠ્ઠાં પડ્યાં, ત્યારે આખરે દંડનું છેલ્લું હથિયાર એણે હાથમાં લીધું. એમને પોલીસથાણે લઈ જવા એણે જીદ પકડી હતી. પૃથ્વીસિંહ માન્યા નહિ એટલે બાવડું ઝાલવા એ નજદીક આવ્યો. પૃથ્વીસિંહ બરાબર એ જ લાગ જોતા ઊભા હતા. નજદીક આવ્યો એટલે તેઓએ એકદમ બાથમાં ઝાલી લીધો ને એને ઉઠાવીને જોરથી જમીન પર પટક્યો.

પેલો પણ મજબૂત ને જુવાન આદમી હતો. આમ સહેલાઈથી

પૃથ્વીસિંહને છટકવા દેવા એ તૈયાર નહોતો. પણ સમય વર્તી જઈ એણે વધુ મદદ લઈ આવવા માટે ભાગવા માંડ્યું. પૃથ્વીસિંહ એને એમ શેના જવા દે? પાછળ દોડી એમણે એને પાછો ઝાલી લીધો. આ વખતે એને મારવાને બદલે એમણે એનું ધોતિયું કાઢી લઈ, એ વડેજ એના હાથ પગ બાંધી દઇ, એના મોંમાં ડૂચો ઠાંસવા માંડ્યો. તે વખતે પેલાએ એમની એક આંગળી મોંમાં લઈ લીધી. એમણે એને કોણી ને ઘૂંટણના સાંધા ઢીલા કરી નાખે એવો માર માર્યો ને આંગળી છોડાવી લીધી. આંગળી છૂટી તો ખરી પણ એના પરથી ચામડી ને માંસ ઊતરડાઈ ગયાં હતાં, એક નસ કપાઈ ગઇ હતી.

હાથ પર જોસથી કપડું તાણી બાંધી એમણે ત્યાંથી દોટ મૂકી ખેતરોનો રસ્તો ઝાલી લીધો. એટલી વારમાં પેલો માણસ પણ ધોતિયું પડતું મૂકી નાસી છૂટ્યો હતો. પૃથ્વીસિંહ ખેતરો વટાવી ગીચ ઝાડીથી ઘેરાયેલી પહાડીમાં સંતાઈ ગયા. એમને ખબર હતી કે, 'પોલીસ પીછો પકડ્યા વિના નહિ રહે.' એટલે ઝાડીની ઓથે રહીને જ એમણે આગળ ને આગળ દોડ્યા કર્યું. આખી રાત એ આમ દોડતા રહ્યા. આજ સુધીની અનેક મુસાફરીઓની જેમ અહીં પણ એ જ અખંડ પ્રકાર હતો. ઝાડીમાં સંતાઇ રહી દિવસ પૂરો કરવો ને રાત પડ્યે રસ્તો ઉકેલવો. હવે તેઓ બ્રિટિશ હિંદમાં દાખલ થઈ ગયા હતા. પણ હજી સ્ટેશન પર જઈ ટિકિટ કઢાવવાની હિંમત ચાલતી નહોતી.

*

## મદ્રાસ-પ્રવેશ

પૃથ્વીસિંહે પેરીસથી ખરીદેલ નવા બૂટ પહેરેલા હતા. ખેતરો, પહાડો ને જંગલો વટાવી સો માઇલની યાત્રા એમણે બને એટલી જલદી પૂરી કરવાની હતી. ઉઘાડે પગે ચાલે તો કાંટા, કાંકરા ને પથરા વાગે. એટલે બૂટ પહેરીને જ એમણે દોડવું પડ્યું.

આમ ચાલતાં, દોડતાં, શ્વાસ ખાતાં આખરે તેઓ મદ્રાસ પહોંચ્યા. ત્યાં જઈ એમણે એક ઓળખીતા ગુજરાતીના ઘરની ભાળ કાઢી. એમનો પરિચય માત્ર નામનો જ હતો. કદી મોઢામોઢ મળવાનો પ્રસંગ આવેલો નહિ. નોકર પૃથ્વીસિંહને એના માલિક પાસે લઈ ગયો. એક મેલાઘેલા આદમીને

પોતાને મળવા આવેલો જોઈ માલિકને આશ્ચર્ય તો થયું. પણ છતાં એમણે એમને બેસવાનો ઉશારો કર્યો.

પૃથ્વીસિંહે ઊભા ઊભા જ કહ્યું. ' મારે જરા પાણી પીવું છે, મંગાવી દેશો ?' કોઈ પણ બહાને પેલા નોકરને ત્યાંથી ખસેડવો હતો. નોકર પાણી લેવા ચાલ્યો ગયો.

એટલે પૃથ્વીસિંહે હળવે સાદે કહ્યું, ' હું સ્વામીરાવ. અત્યારે તો આટલું જ જાણવું એ તમારે માટે પૂરતું છે કે, મહા મુશ્કેલીએ અહીં સુધી આવ્યો છું. હાલ તુરત આગળ જવાની મારામાં તાકાત રહી નથી. તમે જો મને મદદ કરવાના હો તો બેસું નહિ તો બીજે કોક આશરો શોધવા નીકળી પડું.'

થોડી વાર સુધી તો એ ચુપચાપ કંઈક વિચારમાં ડૂબેલા રહ્યા પણ પછી હોઠ પર સ્મિત લાવી એમણે પૃથ્વીસિંહને ખુરસી પર બેસવા કહ્યું.

નોકર પાણી લઈ આવ્યો. માલિકે એને પોતાના ખાનગી મંત્રીને બોલાવી લાવવા મોકલ્યો. મંત્રી આવ્યો એટલે એમણે એને કહ્યું, ' આ છે સ્વામીરાવ. એમની સાથે વાત કરો, ને એ કહે એ મુજબ એમને વ્યવસ્થા કરી આપો.'

મંત્રી પણ સ્વામીરાવને નામથી ઓળખતો હતો. પહેલાં તો એ એમને રસોઈ–ઘરમાં લઈ ગયો.

પગમાં જૂતાં, મેલાં કપડાં તથા લોહીથી ખરડાઈ ગયેલ ચીંથરામાં લપેટેલો જમણો હાથ નોકરો ને ઘરની સ્ત્રીઓએ તો માન્યું કે ' કોઈ પાગલ ભિખારી હશે.—ભોજન કર્યા પછી એમનામાં ચાલવાની જરા ય તાકાત ન રહી. બીજાને ટેકે તેઓ એક ઘોડાગાડીમાં ચઢ્યા. થોડે દૂર જઈને ઘોડાગાડીમાંથી ઊતરી જઈ એક ટેક્સી કરી લીધી ને એક સુરક્ષિત સ્થાને પહોંચી ગયા.

ત્યાં પહોંચ્યા પછી પૃથ્વીસિંહે પોતાના દોસ્તને કહ્યું, ' ભાઈ, પહેલાં તો મને બદલવા માટે કપડાં આપો. પછી હજામતનો સામાન તથા એક ચાકુ ને કાતર લાવી આપો.'

સૂજી ગયેલા પગ પરથી જોડા કેમે ય નીકળે એમ નહોતા. ચાકુ–કાતરની મદદથી કાપી–કાતરીને જોડા ઉતારવા પડ્યા. કેટલી ય જગાએ તો બૂટને

ચામડે ચોટી ગયેલ માંસ તથા ચામડી પણ કાપી નાંખવાં પડ્યાં. આવી અવસ્થામાં પાટાપીંડી માટે ડૉક્ટરને બોલાવવો એ ય જોખમકારક હતું. એટલે પોતાને જ હાથે પાટાપીંડી કરી બધું પતાવી દીધું. અત્યાર સુધી નહિ પરખાયેલી વેદનાએ આવી એની તીવ્રતાનો પરચો આપવા માંડ્યો. પગનું દર્દ અસહ્ય હતું. પણ કેટલી ય રાતોના ઉજાગરા ને થાક ભેગાં થયાં હતાં એટલે આંખો એની મેળે ઊંઘે બિડાઈ ગઈ.

પૂરા ૭ દિવસ સુધી પગ જમીન પર ટેકવવો અસંભવ હતો. સાતમે દિવસે એમણે ઊભા થવાની શરૂઆત કરી. હવે વધારે અહીં રહી મિત્રને માથે જોખમ ઊભું કરવું એ પૃથ્વીસિંહને ઠીક લાગ્યું નહિ. એમણે ત્યાંથી નીકળી જવાનું નક્કી કર્યું.

*

## કમ્યુનિસ્ટોનો સંસર્ગ

**રાજમહેન્દ્રી** જેલમાં હતા, તે વખતે પૃથ્વીસિંહને ડૉક્ટર સુબ્રહ્મણ્યમ તથા સામ્બમૂર્તિ સાથે ઓળખાણ થયેલી. એમણે પૃથ્વીસિંહને ખૂબ મદદ કરી. એમને છાંયડે જ સાજાનરવા થઈ જઈ, ૧૯૩૫ના માર્ચ મહિનામાં તેઓ મુંબઈ આવ્યા.

મુંબઈ આવી તેઓ મિરજકર, પાટકર, ઈકબાલ આદિ કમ્યુનિસ્ટ સાથીઓને મળ્યા. હિંદુસ્તાનની કમ્યુનિસ્ટ પાર્ટીના મંત્રી પૂરણચંદ જોષી સાથે પૃથ્વીસિંહ થોડી વાતચીત કરવા માગતા હતા. કમ્યુનિસ્ટ પાર્ટીના નેતાઓ તે વખતે ગુપ્તવાસમાં હતા. પાર્ટી ગેરકાયદેસર હતી.

એટલે સાથીઓએ કહ્યું, 'અમુક સ્થળે, અમુક સમયે જજો, એક જવાબદાર માણસ આવીને તમને ત્યાંથી જોશી પાસે લઈ જશે.'

કોઈ પણ કારણે પેલા માણસને બદલે જોશી પોતે જ ત્યાં આવી પહોંચેલા. પૃથ્વીસિંહે એમને કહ્યું, 'ચાલો, તો હવે મને જોશી પાસે લઈ ચાલો.'

ઉત્તર મળ્યો, 'હું જ જોશી.' પણ પૃથ્વીસિંહને વિશ્વાસ શાનો પડે ? એમણે તો સાફ સાફ શબ્દોમાં સંભળાવી દીધું.' 'ભાઈ, માફ કરજો, હું તમારી સાથે વાત કરવા તૈયાર નથી.'

જોશીએ કેટલું ય કહ્યું, પણ પૃથ્વીસિંહ પલળે શેના? એમણે તો ઘરવાળાંને તાકીદ આપી, 'હું કલાકેકમાં પાછો આવું ત્યાં સુધી આ માણસને અહીંથી ખસવા દેશો નહિ.'

જોશી તો વિચારમાં પડી ગયા કે કરવું શું? એમને માથે ય ધરપકડનું વોરંટ ભમતું હતું. એમને પકડી આપનારને ઈનામ આપવાની જાહેરાત થઈ હતી! ખેર, એ પ્રસંગ તો પછી નિર્વિઘ્ને પતી ગયો, કામ પાર ઊતરી ગયું.

સાથીઓએ પૃથ્વીસિંહને સલાહ આપી કે, આ સ્થિતિમાં તમારે બહાર હરવાફરવાનું ઓછું કરી નાખવું જોઈએ. એમણે સાથીઓની સલાહને મંજૂર રાખી બહાર ફરવાનું કમ કર્યું ને પાર્ટીના પત્રવ્યવહારની સુરક્ષામાં મદદ કરવા માંડી.

એ વખતે પૃથ્વીસિંહને એમના એક દોસ્ત તરફથી ૨૫ રૂપિયાની મદદ મળતી. ને એના આધારે પોતાના બે ક્રાંતિકારી સાથીઓ જોડે તેમણે મુંબઈના એક મહોલ્લામાં ઓરડી લઈને રહેવા માંડ્યું. ૨૫ રૂપિયામાંથી ૮ તો મકાનભાડામાં જતા, ૨ રૂપિયા છાપામાં ખર્ચાતા ને બાકીના ૧૫ માંથી ત્રણે જણનું ખાવાપીવા ને કપડાંલત્તાંની ધોલાઈ તથા દીવાબત્તીનું ખર્ચ નીકળતું.

આવી ફાકામસ્તીમાં તેઓ જીવી રહ્યા હતા, તે વખતે વિરોધીઓ પ્રચાર કરી રહ્યા હતા : 'કમ્યુનિસ્ટોને તો મોસ્કોથી ઢગલેઢગલા સોનામહોરો મળે છે!' ભલા જીવ! એમ સોનું વેર્યે જો કોઈ દેશમાં ક્રાંતિ થતી હોત તો પછી શું જોઇએ?... એવી આસમાની કલ્પનાઓમાં રાચે એટલા બધા મૂરખ સોવિયેતના ક્રાંતિકારો ન હતા! ક્રાંતિની આકરી ભઠ્ઠીમાં તવાઇ ને શુદ્ધ કાંચનશી આઝાદી જેણે પ્રાપ્ત કરી છે, એને તે વળી એવા ભ્રમ હોય! એ ક્રાંતિને નષ્ટ કરવા યુરોપનાં કુડીબંધ રાજ્યોએ સોનાચાંદીનું કેટલું નાણું વેર્યું. ને...તો ય કંઈ ન થયું. જનતાની ક્રાંતિકારી જાગૃતિ આગળ સોનાનાણું એ કોઈ તાકાત નથી. એક વાર જનતાની આંખો ખૂલી ગઈ, પછી તો દરિદ્ર ને કંગાલ દેખાતી જનતા જ એના દૂબળા ખભા પર ક્રાંતિનો સમસ્ત બોજો ઉપાડી લઈ આગેકૂચ કરશે.

*

૧૯૩૫ માં પૃથ્વીસિંહે ગુપ્તવાસ છોડી બહાર આવવાનો વિચાર

કર્યો. થોડા દિવસ સુધી એક અખબારની ઓફિસમાં એમણે ચપરાસી તથા દરવાન તરીકે નોકરી કરી. ત્યાર પછી એમણે એલ્યુમિન્યમ ધાતુની બનાવટોની એજન્સી લઈ લીધી. પાર્ટીની સ્થિતિ એટલી બધી ગરીબ હતી કે એને માટે આવકનો કોઈ રસ્તો શોધી કાઢ્યા વિના છૂટકો નહોતો.

હવે એમણે દિવસના અજવાળામાં બહાર આવી લોકોના સંપર્કમાં રહી કામ કરવાનું હતું. એમને પોતાની સમયસૂચકતા ને હાજરજવાબી પર પૂરો વિશ્વાસ હતો, એટલે એ રીતે જીવવામાં એમને બહુ અસ્વસ્થતા રહેતી નહિ. મુંબઈ શહેરના એક ધમાલિયા લત્તામાં તેઓ રહેતા હતા.

એક કારખાનાના ટાઈમકીપર તરીકે પૃથ્વીસિંહની નિમણૂંક થઈ. પરંતુ એમનો ચહેરોમહોરો ને વાતચીત કરવાની ઢબ,છબથી મેનેજરને લાગ્યું કે આ માણુસ ટ્રાવેલિંગ એજન્ટ, ( પ્રવાસી દલાલ ) થાય તો બહુ કામ લાગે. એણે પૃથ્વીસિંહને એ કામની ભલામણુ કરી. એમણે ય મેનેજરની વાત મંજૂર રાખી. પૃથ્વીસિંહે તરેહ તરેહની ચીજોના નમૂનાનો થેલો તથા એક ઓર્ડર બુક લઈને બધે ઘૂમવા માંડ્યું. ૪૦ દિવસની સફરમાં એમણે કંપનીનાં માલના સારા એવા ઓર્ડરો મેળવ્યા. મેનેજર એમના કામથી ખુશ હતો.

એક વાર બેંગલોરની એક ગુજરાતી હોટલમાં તેઓ ભોજન લઈ રહ્યા હતા. એમની સામે બે તરુણુ બેઠા હતા. લગભગ અર્ધા કલાક સુધી તેઓ પૃથ્વીસિંહના મોં તરફ તેઓ ખૂબ ટીકી ટીકીને જોઈ રહ્યા. પૃથ્વીસિંહના મનમાં કંઈક સંદેહ પેઠો. પણ તે દિવસે પેલા લોકોને એમણે કંઈ પૂછ્યું નહિ.

ત્યાર પછી સંજોગો એવા ઊભા થયા કે, એમને ને પેલા બેમાંના એક જુવાનને ઘણા દિવસ સુધી એક જ દિશામાં ચક્કર લગાવવાનાં થતાં. ધીમે ધીમે બેઉ વચ્ચે દોસ્તી બંધાઈ. પરિચય વધ્યો. પૃથ્વીસિંહને ખાતરી થઈ ગઈ કે, 'તરુણુ નર્યા વેપારી એજન્ટ કરતાં કંઈક વધારે છે.' આ બધા સંબંધ દરમિયાન પોતાના પૂર્વજીવનની એક પણ બાજુ એમણે પેલા જુવાન સામે ખુલ્લી થવા દીધેલી નહિ. તરુણુ પૃથ્વીસિંહને પોતાના ગુરુ માનતો, પૃથ્વીસિંહને આશા હતી કે, આ જુવાન એક સરસ ક્રાંતિકારી થશે. એ એના પર ખૂબ પ્યાર રાખતા. અચાનક એક દિવસ એમને ખબર પડી કે એ જુવાન તો પાર્ટીમાં ઘણા વખતથી છે. એમને ખૂબ આનંદ થયો.

ત્યાર પછી પૃથ્વીસિંહને બીજા વ્યાપારકેન્દ્રમાં જવાનું થયું. ત્યાં ય એક જણે ખૂબ શ્રદ્ધાપૂર્વક એમને નમસ્કાર કર્યા. પણ પૃથ્વીસિંહે એકદમ એનો સ્વીકાર ન કર્યો. તરુણની ઉમર ભાગ્યે જ વીસેક વરસની હશે. સ્વામીરાવે કાઠિયાવાડ છોડયું ત્યારે એની ઉંમર દસ કરતાં વધારે નહિ હોય. પૃથ્વીસિંહ એને ઓળખી શકયા નહિ.

રાતે જમી લીધા પછી લોજમાંના બધા પ્રવાસીઓ પત્તાં રમવા લાગ્યા. તરુણે પૃથ્વીસિંહનો પીછો છોડ્યો નહિ. એ તો 'ગુરુજી ગુરુજી' કરતો એમની પાછળ જ પડ્યો.

પૃથ્વીસિંહે બધાંની વચમાં મજાક કરતાં કહ્યું, 'જુઓ તો ભાઈ! આણે એટલી વારમાં તો મને ગુરુજી બનાવી દીધો, ને તમને બધાને કાકા કરી લીધા!'

બધા ખડખડાટ હસી પડ્યા. તરુણ પણ ધીમું હસી પાછો રમતમાં પરોવાઈ ગયો. અડધી રાતે રમત બંધ થઈ. સૂવા જતાં પહેલાં પૃથ્વીસિંહ પેલા તરુણ પાસે ગયા ને કહ્યું, 'શું છે ભાઈ, બોલ.'

તરુણે કહ્યું, 'સ્વામીજી! તમારી ગોદમાં ખેલેલા વિદ્યાર્થીઓને તમે આ રીતે ભુલાવામાં નહિ નાખી શકો.'

એક દિવસ પૃથ્વીસિંહ બીજા સાથીઓને લઈ એક દુકાનમાં કપડું ખરીદવા ગયેલા. કપડું બતાવનાર તરુણ કપડું બતાવવાનું ભૂલી એમના ચહેરા ભણી ટગી રહ્યો! એના આવા વર્તનથી પૃથ્વીસિંહના મનમાં ધ્રાસકો પડ્યો. એટલામાં પેલા તરુણે હસતે મોંએ પૂછી નાખ્યું, 'આપ ભાવનગરવાળા સ્વામીરાવ તો નહિ?'

પૃથ્વીસિંહ ખડખડાટ કરતા હસી પડ્યા. પછી પોતાના બેઉ સાથીઓ ભણી ફરીને કહે, 'અરે ભાઈ! જુઓ તો ખરા. મારા મોઢામાં એવું તે શું છે કે લોકોને આવા ભ્રમ જાગે છે? એક દિવસ એક માણસ તો 'શાંતિભાઈ! શાંતિભાઈ!' કરતો મારી પાછળ લાગેલો...આજે વળી આ ભાઈ મારામાં કોક સ્વામીરાવનાં દર્શન કરે છે!' ત્રણે જણ ખૂબ હસ્યા.

પેલો તરુણ સહેજ ઝંખવાણો પડી ગયો. કહે, 'માફ કરજો ભાઈ

ઓળખવામાં મારી શરતચૂક થઈ ગઈ. પણ ભાવનગરવાળા સ્વામીરાવ બરાબર તમારા જેવા જ દેખાતા છે.'

'હા, તે હશે ભાઈ!' કહી તે દિવસે તો એટલેથી જ પત્યું.

*

એક દિવસ પૃથ્વીસિંહ પોતાના દોસ્તો સાથે તુકારામની ફિલ્મ જોવા ગયેલા. રસ્તે પસાર થતા હતા, તે વખતે રેસ્ટોરાંમાં બેસી ચા પીતા એક તરુણની નજર એમના પર પડી. ચાનો પ્યાલો અધૂરો મૂકતાકને તરુણ છલાંગ મારી એમની સામે આવી ખડો થઈ ગયો. હૃષ્ટપુષ્ટ કદાવર બાંધાનો સોહામણો જુવાન, એમની સાથે હાથ મિલાવવા આતુર બની, સ્મિતભરી આંખોએ મિનિટ સુધી એ એમના મોં સામે ટગરટગર જોઈ રહ્યો. પણ આ શું? સ્વામી તો એને ભૂલી ગયા લાગે છે!

તરુણે આચંબાભર્યા કંઠે કહ્યું, 'જોયું, તમે મને ઓળખ્યો નહિ! કેટલા જલદી ભૂલી ગયા? હું ફલાણાનો નાનો ભાઈ.'

પૃથ્વીસિંહને બધું યાદ આવી ગયું હતું. એમણે પણ પ્રેમ પ્રદર્શિત કર્યો. તરુણે આગ્રહ કરવા માંડ્યો, 'ચાલો ઘેર.'

પોતાના દોસ્તો આગળ કંઈ વાત ખૂલી ન પડી જાય તે માટે પૃથ્વીસિંહે પોતાના પગ વડે પેલા તરુણનો અંગૂઠો જોરથી દબાવ્યો. પેલો સમજી ગયો. એણે આગ્રહ કરવાનું છોડી દીધું.

*

એક મોટા શહેરમાં પૃથ્વીસિંહ એજન્ટ બની ઘૂમી રહ્યા હતા. સાથે તરેહ તરેહની ચીજોના નમૂનાઓનું એક મોટું એવું સંગ્રહસ્થાન હતું. એ જોઈને તો કોઈને ય થાય કે, કોણ જાણે કેટલી ય કંપનીઓનો એજન્ટ હશે!

એક દિવસ સાંજના પાંચેક વાગ્યાનો સુમાર હશે. એમણે જોયું તો સાદા પોશાકવાળા બે જાસૂસો એમની વાંસે લાગી ગયા છે. જાસૂસોને વહેમ એ પડેલો કે, 'આ કોઈ કોકીન–અફીણ વેચવાનો ધંધો કરનાર માણસ લાગે છે.

એમની નજર ચુકવી શી રીતે નીકળી જવું એની ગડમથલમાં તેઓ

પડ્યા હતા. કેટલીય તરકીબો કરી પણ એમાં કંઈ ફાવટ આવી નહિ. પેલા પાછળ ને પાછળ લાગુ જ રહ્યા.

એટલામાં એક હાડવૈદનું દવાખાનું આવતાં એ અંદર ઘૂસી ગયા. અંદર જઈ વૈદ્યને કહે, દર વખતે ઠંડીમાં મને સાંધાનું દરદ ઊપડી આવે છે. આ વખતે ય ખૂબ વિતાડે છે, કંઈક સારી એવી દવા આપો તો ઠીક...!'

વૈદ્યે એક કલાક સુધી માલીશ કરાવવાનું કહ્યું. એક કલાક સુધી એના દવાખાનામાં બેસીને જ એમણે માલીશ લેવાનો ડોળ કર્યો. પછી ઊંહકારા ભરતા કહે, 'ઓહ ! દરદ તો વધતું જાય છે...પગ પણ મંડાતો નથી. ટેકસી મંગાવી આપો તો મોટો ઉપકાર થશે.' ટેકસી આવી. માંડ માંડ પગલાં માંડતા તેઓ એમાં ચઢી બેઠા ને ડ્રાઇવરે ટેકસી મારી મૂકી. પેલા જાસૂસો તો એક બીજાનું મોં તાકતા જ રહી ગયા.

*

ટ્રાવેલિંગ એજન્ટ તરીકે પૃથ્વીસિંહે કંપનીનું કામ ખૂબ સરસ રીતે નિભાવ્યું હતું. કંપનીના માલિકને એમનો ખૂબ વિશ્વાસ બેસી ગયેલો. એક દિવસ કંપનીના માલિકને એમને ૨૦ દિવસ માટે બહારગામ જવાનું થયું. એમની ગેરહાજરીમાં આખો કારભાર પૃથ્વીસિંહને હાથ સોંપવામાં આવ્યો.

કંપનીના કામકાજમાં કેટલાં ય કાગળિયાં પર એમને સહી કરવી પડતી. ને આમ એમના હસ્તાક્ષરવાળાં કાગળિયાં ઠેઠ પોલીસ પાસે જઈ પાછાં આવતાં. પોલીસ અધિકારી, અંગ્રેજ સાર્જન્ટ કેટલી ય વાર એમની ઓફિસમાં પૂછપરછ કરવા પણ આવી ગયેલા.

એવામાં એક બનાવ બન્યો. કારખાનામાં કામ કરનાર એક પંજાબી નવજુવાન રજા પર ઘેર જતો હતો. દેખાવમાં એ ખૂબ ચપળ ને કાબેલ લાગતો હતો. એટલે 'કોક ક્રાંતિકારી હશે' એવા વહેમ પરથી એ બિચારાની ધરપકડ કરવામાં આવી.

એ માણસે પોતાનો કામધંધો બતાવતાં કારખાનાનું સરનામું આપેલું. એટલે છૂપી પોલીસના માણસો આવ્યા મેનેજર પાસે, બધી વાતની ચોકસાઈ કરવા. ખેર, કંઈ વાંધો નહિ. 'મેનેજર સાહેબે' જરા ય ખમચાયા વિના

એમની સાથે વાતચીત કરી. ને કહ્યું, 'ભોળોભલો આદમી છે. નાહક એને હેરાન શું કામ કરો છો? છોડી મૂકો.' ને મેનેજર સાહેબનું કહેવું કાન ધરી પોલીસે એને છોડી પણ મૂક્યો.

*

એક વખત મુંબઈમાં પ્રદર્શન યોજાયું હતું. એ જે માલિકને ત્યાં કામ કરતા હતા, એણે પોતાના કારખાનાની સારી સારી વસ્તુઓ વેચવા માટે પ્રદર્શનમાં એક દુકાન માંડી હતી. એને થયું પૃથ્વીસિંહ જેવો રૂવાબદાર મીઠાબોલો માણસ જો ત્યાં ઊભો રહે, તો આપણા માલનું વેચાણ ને એની જાહેરાત ઠીક થાય.

પણ હજારો માણસનો મેળો મળતો હોય, તેવી જગાએ પૃથ્વીસિંહથી ઊભા શી રીતે રહેવાય? તેમાં વળી અહીં તો જોવા આવનાર માણસો સાથે હસીલળીને વાતો કરવાની, માલની ખુબીઓનું વર્ણન કરવાનું, ગ્રાહકો સાથે સોદા કરવાના! એવી સ્થિતિમાં પોતાની જાતને લોકોની નજરમાંથી બચાવી લેવાનો તો કોઈ રસ્તો જ ક્યાં હતો? પૃથ્વીસિંહે માલિકને બહુ સમજાવ્યો, 'બીજું ગમે તે કામ આપ, આ મારાથી નહિ થાય.' પણ માલિક એટલે માલિક. નોકરનું કહ્યું માને તો માલિક શાનો? આખરે આ વાત પર પૃથ્વીસિંહે નોકરીનું રાજીનામું આપી દેવું પડ્યું.

*

## : ૧૯ :

## આત્મસમર્પણ અને જેલ

૧૯૩૭ માં હિંદના આઠ પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનમંડળો શાસન ચલાવી રહ્યાં હતાં. મુંબઈ પ્રાંતના પ્રધાનોમાં તો કેટલાંક પૃથ્વીસિંહના મિત્રો પણ હતા. કેટલીક વાર તો એમાનાં કેટલાક સાથે એમનો ભેટો ય થઈ જતો.

હવે એમની સામે એક ગંભીર સવાલ આવી ખડો થયો હતો. કાં તો આમ ને આમ અનામી રહી ગુપ્તવાસમાં જ જીવન પૂરું કરવું, યા તો ખુલ્લા પડી જઈ, પોતાના દેશની જનતા સાથે સીધો સંબંધ સ્થાપિત કરી, મુક્તપણે સેવાની તક ઝડપી લેવી. એમણે પોતાની પાર્ટીના સાથીઓની સલાહ લીધી.

ગાંધીજી તે વખતે બંગાળના ક્રાંતિકારી કેદીઓને છોડાવવાની તજવીજ કરી રહ્યા હતા.

સાથીઓએ સલાહ આપી, ' મહાત્માજીને મળો. ને જો તેઓ તમારી મુક્તિ માટે કોશિશ કરવાનું વચન આપતા હોય તો ખુલ્લા થઈ જવું એ જ બહેત્તર છે. એમ થયે કદાચ થોડા વખત પછી ખુલ્લંખુલ્લા કામ કરવાનું શક્ય ય બને ખરૂં.'

એમણે કહ્યું, ' તથાસ્તુ.'

*

## મહાત્માજીની સલાહ

૧૯૩૮નો મે મહિનો ચાલતો હતો. મહાત્માજી કોંગ્રેસ કારોબારીની બેઠકમાં હાજરી આપવા મુંબઈ આવ્યા હતા. જુહૂ પરના ' બિરલા ભવન 'માં ઊતર્યા હતા. ભાવનગરના સ્વામીરાવને તો મહાત્માજી ઓળખતા હતા.

પટ્ટાભિ સીતારામૈયા તથા પૃથ્વીસિંહના બીજા ગુજરાતી દોસ્તોએ એમનો ઉલ્લેખ કરીને મહાત્માજીને કહ્યું કે, ' સ્વામીરાવ હવે આપની સાથે રહી કામ કરવા ઇચ્છે છે.' ' મહાત્માજી ખૂબ પ્રસન્ન થયા. એમણે પૃથ્વીસિંહને બોલાવી મંગાવ્યા. નક્કી કરેલા સમયે પૃથ્વીસિંહ ' બિરલા ભવન ' પર હાજર થયા.

પૃથ્વીસિંહે કહ્યું. ' ત્રાસવાદ પર હવે મને બિલકુલ વિશ્વાસ રહ્યો નથી. જનતાની તાકાત પર મને વિશ્વાસ છે. ને હું માનું છું કે, જનતાની એ તાકાતને જાગૃત કરવામાં આપે બહુ મોટું કામ કર્યું છે.'

પોતાની જાતને જાહેર કરી દેવાની વાતચીત થતાં મહાત્માજીએ કહ્યું, ' એ તો ભારે જોખમની વાત છે. કોણ જાણી બેઠું છે. કદાચ તમારે આખી જિંદગી જેલમાં ય રહેવું પડે.'

'કંઈ પરવા નહિ. પણ આપ જો મારી મુક્તિ માટે કોશિષ કરવાની જવાબદારી લેતા હો, તો મારા મિત્રોને પૂછી લઈ કાલે હું જાહેર થવા તૈયાર છું.'

વાતચીત કરી પૃથ્વીસિંહ પાછા આવ્યા. પાર્ટીના દોસ્તોને મળવા પ્રયત્ન કર્યો પણ તે દિવસે કંઈ પત્તો જ ખાધો નહિ. બીજી બાજુ મહાત્માજીને તો એ વચન આપી આવ્યા હતા. બીજે દિવસે તો ત્યાં હાજર થવું જ રહ્યું. આખરે એકલપંડે જ નિર્ણય કરી લીધા સિવાય કોઈ રસ્તો નહોતો. ગાંધીજીએ એમને સંક્ષિપ્તમાં પોતાનો પરિચય લખી લાવવા કહ્યું હતું. રાતભર એમણે લખ્યા જ કર્યું.

*

## આત્મસમર્પણ

૨૦મી મેની સવારે, ૧૦ વાગ્યાના સુમારે પૃથ્વીસિંહ ગાંધીજી પાસે પહોંચી ગયા. ને એમની સમક્ષ પોતાનું રાતે લખેલું નિવેદન પેશ કર્યું. નિવેદનમાં લખ્યું હતું.

'રાષ્ટ્રના પ્રતિનિધિ સમક્ષ, વિના કોઈ શરતે હું આત્મસમર્પણ કરું છું.'

પહેલાં તો એમ નક્કી થયું કે પૃથ્વીસિંહને વર્ધા લઈ જઈ, સરકારના હાથમાં સોંપી દેવા. પણ એ જ દિવસે પાર્ટીના એક સાથીને મોઢે આ ખબર સાંભળી, એમના એક દોસ્ત જુહુ ખાતે એમને મળવા ગયા. એમણે મહાદેવભાઈને કહ્યું, 'સરદાર પૃથ્વીસિંહને મળવા આવ્યો છું.'

વાત આખી તદ્દન ગુપ્ત રાખવામાં આવી હતી. એટલે અચાનક એક માણસને પૃથ્વીસિંહનું નામ લઈ વાત કરતો જોઈ, મહાદેવભાઈને વહેમ પડી ગયો કે, જરૂર આ કોઈ પોલીસનો માણસ હોવો જોઈએ. એટલે એ જ વખતે મહાત્માજીએ મહાદેવભાઇને હાથે મુંબઇના કલેકટર પર પત્ર લખાવ્યો. ને સાંજ પહેલાં તો પોલીસે એમને થાણા જેલને હવાલે કરી દીધા.

*

## થાણા જેલમાં

પોણા બે મહિના સુધી પૃથ્વીસિંહને થાણા જેલમાં રહેવું પડ્યું.

ત્યાં કોઈ રાજબંદીઓ તો હતા નહિ, જેલઅધિકારીઓ ગુનેગાર કેદીઓને ય એમની નજદીક ફરકવા દેતા નહિ. અહીં એકાંત સમય મળતાં એમણે વાંચન ને ચિંતનમાં પોતાનું મન પરોવ્યું

સમસ્ત હિંદુસ્તાનનાં અખબારોમાં પૃથ્વીસિંહ જાહેર થઈ ગયાના ખબરો છપાઈ ગયા હતા...એમના ભાઈને ય આમ અચાનક મોટાભાઇનો પત્તો લાગી જતાં તેઓ એમને મળવા મુંબઈ દોડી આવ્યા. ૧૯મી જૂનને દહાડે ભાઈની મુલાકાત માટે તેઓને જેલના ફાટક પર બોલાવવામાં આવ્યા.

એકબીજાને જોયે તો જાણે આખો યુગ વીતી ગયો હતો! ભાઈની સાથે એમણે બીજા ય બે જુવાનોને જોયા. મનમાં સંદેહ પેઠો, કદાચ જાસૂસી ખાતાના માણસો હશે! પણ જેલરને પૂછતાં ખબર પડી કે, એ તો એમના પોતાના સગા ભાઇઓ હતા. પૃથ્વીસિંહ માનતા હતા કે, 'હવે આ દુનિયામાં મારું કોઈ સગું સંબંધી નહિ રહ્યું હોય.' પણ જુએ છે તો ત્રણ જુવાનજોધ ભાઈ એમની નજર સામે ઊભા છે! પૃથ્વીસિંહે પિતાના ખબર–અંતર પૂછવા માંડ્યા. જોઈ તો ત્રણે ભાઇઓની આંખોમાંથી દડ દડ દડ આંસુ ટપકી રહ્યાં છે.

બીજે દિવસે વળી ત્રણ કલાક સુધી ભાઈ ભાઈ મળે છે. વિખૂટા પડતાં મોટાભાઈ કહે છે, 'મે દેશને ખાતર મારૂં જીવન અર્પણ કરી દીધું છે. એક ભાઈ તરીકે મારી પાસેથી તમે વધુ આશા રાખતા નહિ. મારા જીવનના આદર્શ પાછળ મને ખપી જવા દો...'

થાણા જેલમાંજ સરદારે પોતાના જીવનચરિત્ર વિષે સંક્ષેપમાં કંઇક લખવાનું શરૂ કર્યું હતું. આવા એક ઝિંદાદિલ આદમીની કહાણી જનતામાં પ્રેરણા રેડશે એ વિચારે મહાત્માજીએ પણ એમને એ લખવાનો આગ્રહ કર્યો હતો.

*

## પંજાબની જેલમાં

૧૯૩૮ના જુલાઇની ૯મી તારીખે જેલ સુપ્રિન્ટેન્ડન્ટે એમને ખબર આપ્યા કે, પંજાબની કોક જેલમાં તમારી બદલી કરવામાં આવશે. મુંબઈ

ગુજરાતમાં પૃથ્વીસિંહના જેટલા પરિચિત ને મિત્રો હતા, એટલા બીજે ક્યાં ય નહોતા. પણ સરકારી હુકમને એવી કશી શાની પડી હોય ?

પંજાબનું નામ સાંભળતાં એમણે એ પણ સમજી લીધું કે, હવે તેઓ એવી સરકારના હાથમાં પડી રહ્યા છે કે, જેના પર જનતાના અવાજ ને આમ–ચળવળની અસર બહુ ઓછી થાય છે. ને એ પંજાબ સરકારની ઓથે રહીને અંગ્રેજ સરકાર પણ પોતાની બધી દાઝ એમના પર ઉતારવા મથશે. વળી ૧૯૬૬ સુધીની પુરાણી સજાઓ તો એમને માથે જડાયેલી જ હતી.

પંજાબ સરકારે એમના તેડા માટે એક સબઇન્સ્પેક્ટર, તથા પોલીસ કોન્સ્ટેબલોના ધાડાને સામૈયું કરવા સામું મોકલ્યું હતું. જેલ સુપ્રિન્ટેન્ડન્ટે સબઇન્સ્પેક્ટરને હાથ પૃથ્વીસિંહનો ચાર્જ સોંપવા માંડ્યો. પણ સબઇન્સ્પેક્ટર એમને પોતાના કબજામાં લેવાની ના ભણે છે !

કેમ ભલા ?

તો કહે, ‘ આવા ભયંકર કેદીને અમે ત્રણ જ જણ સંભાળીને શી રીતે લઈ જવાના હતા ?

આખરે મુંબઈ સરકારે બીજા પાંચ કોન્સ્ટેબલો ને એક જમાદારનો વોળાવિયો કાફલો સાથે આપવો પડ્યો.

સરકારે કદાચ ઇન્સ્પેક્ટરને આવી સલાહ આપી જ રાખી હશે. પણ એમને એટલું ન સમજાયું કે, આંટઆટલાં વર્ષોને અંતે જે માણસ ખુદ પોતાની જાતને જાહેર કરી, કેદ વહોરી લે છે, એને માટે આવી પાકી ચોકીનો કશો અર્થ નથી....આવી તો કઈક ચોકીઓનાં બંધન ઠેકી, એક પંખીની જેમ એ એમના હાથમાંથી સરકી ગયો છે...!

સબઇન્સ્પેક્ટરે પંજાબથી અહીં આવતાં પહેલાં એના ઉપરી અધિકારીઓ પાસેથી અનેક તરેહની કહાણીઓ સાંભળી હતી. એ લોકો એને કહ્યા કરતા : ‘ જો સાવધ રહેજે. તારું કામ કંઈ સહેલું નથી, એક જંગલી પંખીને તારે પાંજરે પૂરી લઈ આવવાનું છે. જોજે...નાક ન જાય...’ આ બધી વાતો સાંભળી ઇન્સ્પેક્ટરના મનમાં ધાક પેસી ગયેલી કે, કોણ જાણે કેવા ય ખૂનખાર ડાકુ સાથે પનારાં પડવાનાં છે ! પણ વખત આવ્યો ત્યારે એને ખાતરી થઈ ગઈ કે, આ તો એક સંસ્કારી ને સભ્ય આદમી છે.

સરકારે સમજી વિચારીને પહેલેથી એમને માટે રાવલપીંડીની જેલ નક્કી કરી રાખી હતી. આ જેલ એની ક્રૂરતા ને સખતાઇ માટે મશહૂર છે. સામાન્ય રીતે કોઇ રાજબંદીને ત્યાં રાખવામાં આવતા નથી.

આંદામાનની જેલમાં સુપ્રિન્ટેન્ડન્ટ તરીકે રહી આવનાર માણસ જ પંજાબની જેલોનો જનરલ ઇન્સ્પેક્ટર હતો. પૃથ્વીસિંહ બીજા કોઇ રાજકીય કેદીઓ સાથે હળીમળી ન શકે એની એ પૂરી ચીવટાઇ રાખવા માગતો હતો. એમનો જૂનો રેકોર્ડ વાંચીને ઉપરી અધિકારીઓને એમની સાથે કડકાઇભર્યું વર્તન રાખવાનો એણે હુકમ આપી દીધો હતો. પણ પૃથ્વીસિંહને જોતાં ડેપ્યુટી–સુપ્રિન્ટેન્ડન્ટને લાગ્યું કે, આની સાથે તો વિશ્વાસથી કામ લેવામાં જ સાર છે.

જ્યાં સુધી જેલના કાયદા–કાનૂનના અમલમાં કશો વિક્ષેપ પડતો નહિ ત્યાં સુધી જેલના અધિકારીઓ એમની સાથે સારો વર્તાવ રાખતા. જેલ સુપ્રિન્ટેન્ડન્ટ કેપ્ટન હૈદર બહુ સાફ દિલનો ને ભલો માણસ હતો. કેટલીય વાર ઉપરથી હુકમ આવ્યા કે, 'કેદી સાથે કડકાઇભર્યું વર્તન રાખો.' પણ એ કાને જ ધરતો નહિ. મુંબઇ સરકારે પૃથ્વીસિંહને 'એ' વર્ગના કેદી તરીકે રાખ્યા હતા, પણ પંજાબ સરકારને ત્યાં એમને માટે 'એ' વર્ગ શાનો હોય?

સરકારે એમની પાસે કાગળ–કલમ રહેવા દીધેલાં નહિ, છતાં કોઇ ને કોઇ રીતે ગાંધીજી સાથેનો એમનો પત્રવ્યવહાર તો ચાલુ જ રહ્યો હતો. ગાંધીજી એમના પત્રમાં લખતા કે, 'સ્વસ્થ મને શાંતિથી રહેજો. છૂટવાની આશા ન રાખશો......હું સરકારની ખુશામત કરું એથી કંઇ તમને મુક્તિ મળી શકવાની નથી, મુક્તિ તો મળશે સ્વમાનભર્યું આંદોલન કર્યે જ.'

*

## પ્યારેલાલજીની મુલાકાત

**પંજાબ** સરકારે મુલાકાતો પર સજ્જડ પ્રતિબંધ રાખ્યો હતો. પણ એક દિવસ સવારે જેલના આંગણામાં મહાત્માજીના ખાનગી મંત્રી પ્યારેલાલજીને જોયા ત્યારે એમના આનંદ સાથે આશ્ચર્યનો ય પાર રહ્યો નહિ.

પ્યારેલાલ સરહદ પ્રાંતમાં થઇને પાછા આવતા હતા. મહાત્માજીએ

એમને પોતાના એક સંદેશવાહક તરીકે પૃથ્વીસિંહ પાસે મોકલ્યા હતા. એ સંદેશમાં એમણે કહેવડાવ્યું હતું કે, 'મારી જવાબદારીને હું સહેજે ભૂલ્યો નથી. શાંતિ રાખજો.'

સરદારે પ્યારેલાલજી સાથે કહેવડાવ્યું, 'કશી ચિંતા રાખશો નહિ. માત્ર વ્યક્તિગત સ્વતંત્રતા મેળવવા ખાતર જ બહાર આવવાની મને રજમાત્ર તાલાવેલી નથી.'

પ્યારેલાલજીના ગયા પછી થોડા દિવસે અમ્બાલાથી લાલા દુનીચંદ નામના એક દોસ્ત એમને મળવા આવ્યા. લાલા દુનીચંદ એટલે–૧૯૧૪ વખતે જ્યારે ક્રાંતિકારીઓના મુકદ્દમા હાથમાં ઝાલવાની કોઈ હિંમત કરતું નહોતું, તે વખતે પૃથ્વીસિંહનો મુકદ્દમો હાથમાં લેવા આગળ આવનાર એક હિંમતવાન હિંદી. સરદારની દેશદાઝ ને સાહસભરપૂર જીવને એમના પર ખૂબ સારો પ્રભાવ પાડ્યો હતો. એમણે આવીને સરદારને ખૂબ ખૂબ શાબાશી આપી.

પંજાબ, ગુજરાત તથા બીજા પ્રાંતોમાંથી ઘણા મિત્રો તથા સંબંધીઓએ એમની મુલાકાત માગી. પણ પંજાબ સરકાર એમ પીગળે એવી નહોતી. રાવલપીંડી જેલના કુલ ૧૪ મહિનાના કારાવાસ દરમિયાન માત્ર પાંચ જ મુલાકાત થવા પામી.

પ્યારેલાલજીની મુલાકાતથી પંજાબી જાસૂસીખાતામાં એક જબરદસ્ત વંટોળિયો ફરી વળ્યો હતો. તેમાં વળી કોઈ છાપાવાળાએ છાપી વાળ્યું કે 'પ્યારેલાલજી મારફત મહાત્માજીએ સરદારને કોઈ ખાસ સંદેશો મોકલ્યો છે' પછી તો પૂછવું જ શું! એવામાં સરહદ પ્રાંતમાં ઇપીના ફકીરે ને પઠાણોએ કંઈક ગરબડ મચાવી મૂકી હતી. એટલે જાસૂસીખાતું આ 'છૂપા સંદેશા'નું રહસ્ય ખોળી કાઢવા ઊંચું નીચું થઇ રહ્યું! પણ અહીંથી અંગ્રેજ સુપ્રિન્ટેન્ડન્ટે લખી જણાવ્યું કે, 'મુલાકાત જેલરની સામે જ થઈ છે ને એવો કશો સંદેશો અપાયો નથી.'

*

## રાજકોટ સત્યાગ્રહ

ત્યાર પછી થોડે સમયે રાજકોટ સત્યાગ્રહનું બ્યુગલ ફૂંકાયું.

રાજકોટ જઈ મહાત્માજીએ અપવાસ શરૂ કર્યાના ખબર સંભળાવા લાગ્યા. જે અમલદારો સરદારને જેલમુક્ત જોવા ઇચ્છતા હતા, એમને આ સમાચારથી પોતાની ઇચ્છા પર ટાઢું પાણી રેડાતું લાગ્યું. કેપ્ટન હૈદર સરદારની મુક્તિ માટે ખૂબ આતુર હતા. રોજ જેલમાં આવી એ સરદારને મહાત્માજીની તબિયત ને સમાધાનની વાટાઘાટો વિષેના ખબર અંતર સુણાવી જતા. ભૂખહડતાળ છોડ્યાના ખબર રેડિયોમાં આવ્યા તેવા જ એની વધામણી ખાવા તેઓ સરદાર પાસે દોડી આવ્યા.

સરદારને એ સમાચાર સાંભળી ખૂબ જ સુખ થયું.

*

એક દિની વાત છે. કમિશ્નર સાહેબ પોતે જેલની નિગરાણી કરવા આવ્યા છે. સરદારને પૂછ્યા વિના એમનાથી રહેવાયું નહિ, 'ક્યારે છૂટવાના છો તમે?'

'૧૯૬૬ ની સાલમાં.'

'તો શું તમે માનો છો કે, ૧૯૬૬ સુધી તમે જીવતા રહેવાના છો?'

'ઓહ! મારું પૂછો છો? હા...આ...બનશે. ત્યાં સુધી તો જીવી જવા બધા પ્રયત્નો કરી છૂટીશ. પણ ધારો કે સંજોગવશાત્ હું જીવતો ન રહી શક્યો, તો પણ એટલું તો ચોક્કસ કે, ૧૯૬૬ સુધી બ્રિટિશ સામ્રાજ્ય તો આજની હાલતમાં જીવતું નહિ જ હોય.'

'એમ માનવાને તમારી પાસે કંઈ કારણ છે ખરું?'

'હા, કારણ તો દીવા જેવું છે. હિંદુસ્તાનની જનતામાં જે ઝડપે ચેતના ને જાગૃતિની લહેર આવી રહી છે, ને આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં શક્તિનું પલ્લું જે તરફ નમી રહ્યું છે, તે જોતાં આ વસ્તુ વિશ્વાસપૂર્વક કહી શકાય તેમ છે.'

'હું...અ...સરકાર તમને જેલમાં આટઆટલી સગવડ આપે છે, એની કદર કરવાની તમારી આ રીત છે એમને?' કહેતા કમિશ્નર સાહેબે પોતાની વાણીને સંકેલી લીધી.

*



સભામાં ભાષણ કરતા સરદારશ્રી



સરદાર પૃથ્વીસિંહ તથા શ્રીમતી પ્રભાવતી

[ લગ્ન બાદ : ૧૯૪૩ ડિસેમ્બર ]

બીજા પ્રદેશોની જેમ પંજાબના કિસાનો પણ કરવેરાના બોજા હેઠળ કચડાઈ રહ્યા છે. તેમાં વળી જ્યારથી ચાલુ પ્રધાનમંડળે સત્તાનાં સૂત્રો હાથમાં લીધાં ત્યારથી તો કરવેરામાં ઓર વધારો થઈ ગયો હતો. કિસાનસભાએ આ બોજ હળવો કરાવવા માટે પ્રધાનમંડળને કેટકેટલી વિનંતીઓ કરી. પણ એમની વિનંતીઓને ઠોકરે મારવામાં આવી. અંતે કોઈ રસ્તો ન રહેતાં તેમણે સત્યાગ્રહ શરૂ કરવો પડ્યો. હજારો ખેડૂતોએ એ લડતમાં ભાગ લીધો. પંજાબની જેલો કિસાનકેદીઓથી ઊભરાવા લાગી. રાવલપીંડી જેલમાં પણ ૨૦૦ કિસાનકેદીઓને પૂરવામાં આવ્યા. આ સત્યાગ્રહીઓમાંના કેટલાક તો પૃથ્વીસિંહના પુરાણા સાથીઓ હતા.

જેલમાં આ કેદીઓ સાથે એવી રીતે વર્તન ચલાવવામાં આવતું, કેટલીક વાર તો એમાંથી ભારે અથડામણો જાગી ઊઠવાનો સંભવ ઊભો થતો. એવું તોફાન થતું અટકાવવા માટે જેલ–અધિકારીઓને થયું કે, પૃથ્વીસિંહને આ લોકો સાથે મળવા દઈશું તો કંઈક અસર પડશે. પૃથ્વીસિંહ તો પોતાના પુરાણા સાથીઓને મળવા ઉત્સુક જ હતા. એમની સામે દરખાસ્ત મૂકવામાં આવી, ‘અભણ કેદીઓને રોજ ભણાવવા.’ ઠીક, એનાથી વળી રૂડું શું ?

ભણાવવાની સાથે સાથે રોજ બબ્બે કલાક અનેક વિષયો પર સવાલો ને વિવેચન થતાં. સવારે બે કલાક કસરત ને કવાયત કરાવતા. ત્રણ મહિના આમ કરતાં બહુ સારી રીતે વીતી ગયા.

*

## મહાદેવભાઈની મુલાકાત

**સ**રહદ પ્રાંતથી પાછા ફરતી વખતે ગાંધીજીના મંત્રી શ્રી. મહાદેવભાઇ પૃથ્વીસિંહને મળવા જેલમાં આવેલા. મુલાકાતથી સરદારને ખૂબ સંતોષ થયો.

*

## મુક્તિના દિવસો

**ત્યાર** બાદ ૧૯૩૯ના સપ્ટેમ્બર મહિનાના પહેલા જ અઠવાડિયા દરમિયાન જેલ સુપ્રિન્ટેન્ડન્ટ કેપ્ટન હૈદરે બીજા કેટલાક અમલદારો સાથે

જેલમાં આવીને ખૂબ આનંદપૂર્વક સરદારને ખબર આપ્યા કે, પંજાબ સરકારે અમુક શરતે તમને છોડી મૂકવાનો હુકમ આપ્યો છે.'

એમને ઑફિસમાં લઈ ગયા. ત્યાં સરદારે હુકમ વાંચ્યો. શરત એ હતી કે, 'પંજાબ સરકારના હુકમ સિવાય પંજાબમાં કદી દાખલ થવું નહિ,' સરદારે એ શરત સામે તે વખતે ખાસ કશો વાંધો ન ઊઠાવ્યો. એમણે એ કાગળ પર પોતાના હસ્તાક્ષર પાડી આપ્યા. જેલ–અધિકારીઓએ એ પણ માગી લીધું કે, 'તમારે પોતાની મુક્તિના ખબર કોઈને કહેવડાવવા નહિ.'

સપ્ટેમ્બરની ૨૦મીએ પંજાબ સરકારનો આખરી હુકમ આવી ગયો. વર્ધા સુધી લઈ જઈ પોલીસે સરદારને છોડી દેવા એવું નક્કી થયું.

સરદારને વર્ધા જેલમાં પહોંચાડી દેવામાં આવ્યા. અને ૨૩મી સપ્ટેમ્બરને દિવસે એમને ત્યાંથી મુક્ત કરી દેવામાં આવ્યા. છૂટીને તરત તેઓ સેવાગ્રામ પહોંચી ગયા.

*

## : ૨૦ :

## મહાત્માજીના સહવાસમાં

**૨૫ વરસ પછી સરદાર પૃથ્વીસિંહે હિંદની ભૂમિ પર એક મુકત માનવી તરીકે શ્વાસ લીધો.** એ દિવસ પછી (૨૫મી સપ્ટેમ્બરે) ગાંધીજી વાઈસરોયને મળવા દિલ્હી જવાના હતા. તે દિવસની પ્રાર્થના પછી આશ્રમવાસીઓ સમક્ષ પૃથ્વીસિંહનો પરિચય આપતાં ગાંધીજીએ મજાકમાં કહ્યું, 'જોજો, હોશિયાર રહેજો, આશ્રમમાં એક મોટો ડાકુ આવી ગયો છે!'

આજ સુધી સરદારને ગાંધીવાદના સિદ્ધાંતોનો આટલી નજદીકથી અભ્યાસ કરવાની તક મળી નહોતી. એ તક મળી જતાં ખૂબ ઉત્કંઠાપૂર્વક

એમણે એ સિદ્ધાંતોને પચાવવાનો પ્રયત્ન આદર્યો. ગાંધીજી જાણતા હતા કે, સરદાર મોસ્કો જઈ આવેલા છે ને કમ્યુનિઝમમાં વિશ્વાસ ધરાવે છે. સાથે સાથે તેઓ એ ય જાણતા હતા કે, સરદાર ખુલ્લા દિલે ને સચ્ચાઈપૂર્વક અહિંસા ને સત્યને સમજવા ઉત્સુક છે. પ્રાર્થના વિષે વાત નીકળતાં પૃથ્વીસિંહે એક વખત ગાંધીજીને કહ્યું હતું કે, 'પ્રાર્થના પર મને કશી શ્રદ્ધા નથી. પણ હા, આશ્રમવાસીઓ સાથેની એકતાને જાળવી રાખવા ખાતર હું એમાં જરૂર શામેલ થઈશ.'

પૃથ્વીસિંહની મુક્તિના ને એમણે સેવાગ્રામ આશ્રમમાં મુકામ નાખ્યાના ખબર હિંદ તથા બ્રહ્મદેશનાં અખબારોમાં છપાઈ ગયા હતા. કેટલાકના મનમાં થયું એક પ્રસિદ્ધ ક્રાંતિકારી હવે સેવાગ્રામના સંતનો નંદી બની ગયો...બસ પૂરું થયું. એમને નામે હિંદભરમાંથી થોકબંધ પત્રો આવવા લાગ્યા.

બ્રહ્મદેશથી ભાઈઓનો પત્ર આવ્યો, 'આવીને અમને મળી જાઓ.' પૃથ્વીસિંહ પણ કુટુંબી સ્વજનોને મળવા ખૂબ ઉત્સુક હતા...પરંતુ મહાત્માજીની ઇચ્છા હતી કે, પૃથ્વીસિંહ આશ્રમમાં સ્થિર થઈને રહે તો વધુ સારું. પણ બે અઢી મહિનાના આશ્રમવાસીઓના સહવાસે પૃથ્વીસિંહને લાગવા માંડ્યું હતું કે, આશ્રમમાં રહીને જ સત્ય ને અહિંસા શીખી શકાશે એમ માનવું મિથ્યા છે.

એક દિવસ એમણે મીરાંબેનને કહ્યું, 'પેલી જેલમાંથી છોડાવીને મહાત્માજી જો મને આ જેલમાં પૂરી રાખવા માગતા હોય તો એ મને મંજૂર નથી... '

ગાંધીજીને આ વાતની ખબર પડી. ત્યારે એમણે કહ્યું, 'મેં તમારા પર બહુ મોટી આશાઓ બાંધી રાખી હતી. પણ ખેર, કંઈ નહિ, હું જબરજસ્તીથી તમને અહીં બાંધી રાખવા નથી ઇચ્છતો. તમારે જ્યાં જવું હોય ત્યાં જવા તમે છુટ્ટા છો.'

*

## બ્રહ્મદેશમાં ભાઈઓને મળવા

૧૯૩૯ના ડિસેમ્બરમાં ભાઈઓને મળવા પૃથ્વીસિંહ બ્રહ્મદેશ ભણી

ઊપાડ્યા. અઠવાડિયું કુટુંબ ભેળા રહી, પંદર દિવસ સંસ્થાઓ તથા જાહેર વ્યક્તિઓની મુલાકાત લઈ, ૧૯૪૦ના જાન્યુઆરીમાં પાછા તેઓ સેવાગ્રામ આવી રહ્યા.

ગાંધીજી સત્ય ને અહિંસાને માત્ર બાહ્ય ને સ્થૂલ અર્થમાં જ નહિ પણ આધ્યાત્મિક અર્થમાં ઘટાવે છે. ને એવા સત્ય ને અહિંસાની પ્રાપ્તિ માટે ઉપનિષદના ઋષિઓની જેમ આધ્યાત્મિક સાધનાને આવશ્યક ગણે છે. તેઓ માને છે કે, એની સિદ્ધિ માટે આશ્રમવાસ કરવો તથા અવિચળ શ્રદ્ધાપૂર્વક ગુરુની આજ્ઞાનું પાલન કરવું અતિ આવશ્યક છે.

પૃથ્વીસિંહે આ આધ્યાત્મિક સિદ્ધિઓ માટે નહિ પણ દેશની આઝાદીની સિદ્ધિ માટે પોતાનું જીવન અર્પણ કર્યું હતું. ને દેશની સ્વતંત્રતા હાંસલ કરવામાં જો આ સત્ય ને અહિંસા મદદરૂપ થવાનાં હોય તો એને સમજવા ને સ્વીકારવા તેઓ તૈયાર હતા.

પૃથ્વીસિંહની પ્રેમભરી ભક્તિ જોતાં મહાત્માજીએ માની લીધું હતું કે, પૃથ્વીસિંહે આધ્યાત્મિક, શારીરિક તથા માનસિક રીતે પોતાની સમસ્ત જાતને ગાંધીવાદને ચરણે અર્પણ કરી દીધી છે. પણ હવે તેઓ જોઈ રહ્યા હતા કે, માત્ર એવી ભક્તિને ચરણે પોતાનું સમર્પણ કરી દેવાનું પૃથ્વીસિંહથી બને એમ નથી. એક દિવસ ગાંધીજીએ એમને કહ્યું, 'તમારામાં આત્મવિશ્વાસ કંઈક વધારે છે.'

પૃથ્વીસિંહ તો આત્મવિશ્વાસને પોતાની પૂંજી સમજતા હતા. બુદ્ધિ જેને પામી ન શકે એવી કોઈ વસ્તુ પર શ્રદ્ધા મૂકવાનું એમને માટે અશક્ય હતું. એમને લાગ્યા કરતું હતું કે, 'આ આશ્રમમાં રહીને ગાંધીજી કહે છે તેવી આધ્યાત્મિક ઉન્નતિ સાધવી એ મારે માટે અશક્ય છે.

*

## સેવાગ્રામમાં રૂંધામણ

**સેવાગ્રામમાં** પૃથ્વીસિંહને પોતાની શક્તિઓ રૂંધાતી લાગી. અહીં પોતાનો પૂરેપૂરો ઉપયોગ થઈ શકતો નથી, એમ એમને લાગ્યા કરતું. નવજુવાનો સાથે એમને નેડો લાગી ગયો હતો. શારીરિક ને માનસિક રીતે

જુવાનોમાં ખડતલપણું ને દઢતા પેદા કરવાં એને જ તેઓ પોતાના જીવનનું ધ્યેય બનાવવા ઇચ્છતા હતા. આ વિષયમાં એમણે ગાંધીજી પાસે સંમતિ માગી, ને એમની સંમતિ મળી પણ ગઈ.

કાઠિયાવાડમાં સમુદ્રકાંઠે ઘોઘા નામનું એક સુંદર સ્થળ છે. પૃથ્વીસિંહે ત્યાં એક વ્યાયામવર્ગ ખોલ્યો. ગુજરાતભરમાંથી ૪૦૦ યુવક-યુવતીઓએ આવી એ વ્યાયામવર્ગનો લાભ ઊઠાવ્યો.

દસ વર્ષ પહેલાંનું જીવન એમને યાદ આવ્યું. ભાવનગરમાં રહી આમ જ તેમણે એ તરુણોને છાવણીમાં ભેગા કર્યા હતા. ત્યાર પછી સત્યાગ્રહની લડત ને પોલીસના હાથમાંથી નાસી છૂટેલા. ને ત્યાર બાદ દસ વર્ષે પાછો એ જ ઉદ્યોગ એમણે હાથમાં ઝાલ્યો હતો. સરદાર વલ્લભભાઈ તથા ગાંધીજીને એમની આ યોજના ખૂબ પસંદ પડેલી. ને ગાંધીજીએ તો કહ્યું કે, ‘ પૈસાની ચિંતા કરશો નહિ. તમારા આ કામમાં મચ્યા રહો. બારડોલીને તમારું કેંદ્ર બનાવો.’

*

## વ્યાયામમાં હિંસા !

ત્યારબાદ પૂનામાં કોંગ્રેસ કારોબારીની બેઠક મળી. ને ત્યાં જે ઠરાવ પસાર થયો તે મહાત્માજીને પસંદ ન આવ્યો. સરદાર વલ્લભભાઈ આ ઠરાવમાં ગાંધીજીની વિરુદ્ધ હતા. કારણ તેઓ માનતા હતા કે, સરકાર સાથે સમાધાન થઈ જાય તો પછી હિંદ યુદ્ધમાં સામેલ થઈ જાય એ જ બરાબર છે. મહાત્માજીને લાગ્યું કે, ‘ દેશ અહિંસાનો માર્ગ છોડી હિંસાને માર્ગે પળવા ઉતાવળો થઈ રહ્યો છે.’

એ પછી તો પૃથ્વીસિંહની વ્યાયામપ્રવૃત્તિ તરફ પણ એમણે સંદેહભરી નજરે જોવા માંડ્યું હતું. એમણે એક વખત પૃથ્વીસિંહને કહ્યું, ‘ તમે આ વ્યાયામમાં જે ભાલા, તરવાર અને છૂરા વગેરે રાખ્યા છે, એ બરાબર નથી. એવી ચીજોને હાથમાં લેવાથી માણસના મનમાં હિંસાની ભાવના જાગે છે...’

પૃથ્વીસિંહે કહ્યું, ‘ મેં તો આ હથિયારોની પૂરી તાલીમ લીધી છે. પણ મારા મનમાં તો એથી હિંસાની ભાવના કદી જાગતી નથી ! હથિયાર તો શું,

એક મુક્કો મારીને માણસને ખતમ કરી નાખી શકાય છે. તો પછી, હાથમાં તાકાત હોવી એ જ હિંસાની ભાવના જાગૃત કરનાર અનિષ્ટ છે. પછી તો વ્યાયામ જ શું કામ જોઈએ ? કારણ એમ ગણો તો તો વ્યાયામ એ જ હિંસા કહેવાય. કારણકે વ્યાયામથી માણસના અંગેઅંગમાં બળ આવે છે ! '

પણ ગાંધીજી પૃથ્વીસિંહની દલીલ સ્વીકારી ન શક્યા.

*

## મહાત્માજીને પત્ર

હવે આશ્રમ પરથી સરદારનું દિલ પણ ઊઠી ગયું હતું, વર્ધાની કોમાર્શિયલ કૉલેજના પ્રિન્સિપાલ ઇચ્છતા હતા કે, પૃથ્વીસિંહ આવીને એમની હૉસ્ટેલની વ્યવસ્થા સંભાળી લે. બીજી બાજુ જમનાલાલ બજાજ કહેતા હતા. ' તમારા વ્યાયામ તાલીમના કેન્દ્ર માટે કોઈ પણ જગા પસંદ કરી લો, એ કામમાં તમને બધી મદદ કરવા તૈયાર છું. '

દિવસો સુધી પૃથ્વીસિંહ પોતાના મનોમંથનોમાં ડૂબેલા રહેવા લાગ્યા, પણ હવે લાંબો વખત એ બોજને વહેવો એમના માટે અસહ્ય થઈ પડ્યું હતું. ૧૯૪૧ ના જાન્યુઆરીની ૧૮ મીએ એમણે ગાંધીજી પર એક પત્ર લખ્યો. એમાં એમણે લખ્યું !

' **પૂજ્ય બાપુજી** ! આપના આદર્શ જીવને મારા જીવનમાં એક જબરજસ્ત ક્રાંતિ પેદા કરી દીધી છે. એ જ હેતુને ખાતર મેં જેલ માગી લીધી હતી. વર્ષોના દિલોજાન દોસ્તોનો મેં ત્યાગ કર્યો હતો. જેઓ મને પૂજતા હતા એમને જ મોઢે મેણાં ટોણાં ને ગાળો ખાવાનું મેં કબૂલ કરી લીધું હતું...આ બધું માત્ર એક જ વસ્તુને ખાતર...આપને માટે મારા દિલમાં જે જબરજસ્ત પ્રેમ પેદા થઈ ગયો હતો તેને ખાતર...એ જ પ્રેમના બંધને આજ સુધી મને આપની સાથે બાંધી રાખ્યો છે...પણ સાથે સાથે દેશને ખાતર મરી ફીટવાની મારા દિલની તમન્ના પણ અદમ્ય છે. એને ખાતર મારી પૂરેપૂરી શક્તિઓને કામે લગાડી દેવા હું વિવશ છું.

' સેવાગ્રામમાં રહેવા માટે હું ઘણી ઘણી કોશિશ કરી છૂટ્યો છું. પણ આજે મને લાગે છે કે, સેવાગ્રામ કે વર્ધામાં રહેવું મારા માટે અશક્ય છે. હું

અહીં નહિ જ રહી શકું...મને લાગે છે કે, આજ સુધી અહીં રહીને હું કશું જ પામી શક્યો નથી. ભવિષ્યમાં કશું પામવાની મને આશા નથી...

'જીવનમાં ભય શી વસ્તુ છે એ મેં કદી જાણી નથી. આજ સુધી કોઈ પ્રાણી, મનુષ્ય, હવાપાણી, આગ યા કોઈ સત્તાધારીના ભયને મેં કદી ગણકાર્યો નથી. પણ કોણ જાણે કેમ આપનો મને ડર લાગે છે. મારા તરફથી આપના દિલને કોઈ જાતનું દુઃખ પહોંચે, એ વિચાર મારી હિંમત ગળી જાય છે...આજે મારું દિલ ખૂબ બેચેન છે. મારાં આંસુઓથી આ પત્ર હું આપને લખી રહ્યો છું. મારી સબૂરીનો હવે અંત આવી ગયો છે.

'જેલમાંથી છૂટ્યાને આજે મને એક વર્ષ ને ચાર મહિના વીતી ગયા. આટલા વખતમાં દેશને કાજે હું કશું જ કરી શક્યો નથી, કે નથી આપની નજરે કોઈ રીતે લાયક બની શક્યો! આ બંને વસ્તુ પર મેં ખૂબ ખૂબ વિચાર કર્યો...મારું દિલ તૂટી ગયું છે. જો આવી જ હાલતમાં રહીશ, તો મને લાગે છે કે, મન ને શરીરની સ્વસ્થતા હું ગુમાવી બેસીશ...મારી આ હાલત પર દયા કરી, દેશમાં જઈને કંઈક કરવાની મને આજ્ઞા આપો...મારા હરેક કામમાં મને આપની સહાયતાની જરૂર છે. જો કોઈ ખાસ કારણને લીધે આપ મને સહાયતા આપવા ન ઇચ્છતા હો તો ભલે, પણ આપના પ્રેમ ને આશીર્વાદથી મને કદી વંચિત કરશો નહિ.'

*

મહાત્માજીએ એ જ દિવસે એમને જવાબ આપ્યો:

"**ભાઈ પૃથ્વીસિંહ!** તમારો પત્ર ખૂબ ધ્યાનપૂર્વક વાંચી ગયો છું. મારી સાથે વાત કરવામાં વળી ડર કેવો? હું તમને પરાણે અહીં બાંધી રાખવા માગતો નથી. સંપૂર્ણ શાંતિથી દિલપૂર્વક અહીં રહી શકતા હો તો તમારા સહવાસથી મને આનંદ થશે. પણ એ તો હું ય માનું છું કે, આશ્રમના જીવનમાં ઓતપ્રોત ન થઈ શકો, ત્યાં સુધી તમારું અહીં રહેવું નિરર્થક છે. હું એ ય સમજું છું કે, જે માણસે તમામ ભય છોડી દીધા છે, તે આશ્રમમાંથી શું પામવાનો છે? એટલે જ કહું છું કે, જ્યાં જવું હોય ત્યાં જવાનો, ને જે કરવું હોય તે કરવાનો તમને સંપૂર્ણ અધિકાર છે. તમને મારા આશીર્વાદ

તો છે જ. હું જાણું છું—તમે ગમે ત્યાં જશો ને ગમે તે કામ કરતા હશો, એમાં અહિંસા ને સત્ય તો હશે જ.

'મને લખતા રહેજો. સરનામું આપી રાખજો, ને બની શકે તો જે કંઈ કરો તે લખતા રહેજો. આ બાજુ આવવાનું દિલ થાય તો જરૂર નિઃસંકોચ આવી જજો. મારી સાથે આ વિષયમાં વાત કરવાનું દિલ હોય તો જરૂર આવજો. શુભ ભાવનાઓ લઈ જુદા પડવામાં વળી દુઃખ શેનું? ધર્મપાલનમાં તો સદા સુખ જ છે.

બાપુના આશીર્વાદ

*

## મલાડનો મશહૂર વર્ગ

**જાન્યુઆરી**માં સરદારે વર્ધા છોડ્યું. તેઓ સીધા મુંબઈ આવ્યા. પોતે તૈયાર કરેલ વ્યાયામની યોજના મિત્રો પાસે રજૂ કરી. મિત્રોને એ ખૂબ પસંદ પડી. મુંબઈના ઉપનગર મલાડમાં વ્યાયામની તાલીમ આપવા માટે છાવણી ખોલવામાં આવી. છાવણીમાં ૬૯૬ છોકરા ને ૧૦૩ છોકરીઓ ભરતી થઈ ગઈ. નોકરચાકર મળીને ૧૦૦૦ માનવીનો કાફલો હતો. મલાડના એક વિશાળ આંબાવાડિયામાં ઘાસની ચટાઈઓનાં ઝૂંપડાં ઊભાં થઈ ગયાં. ૧૦૦૦ નવજુવાનોએ એ છાવણીમાં ભરતી થવા માટે અરજીઓ નાખેલી, પણ જગાની તંગીને લીધે કેટલાયને નિરાશ કરવા પડ્યા.

મુંબઈનાં રાષ્ટ્રીય અખબારોએ આ વ્યાયામશિબિરની પ્રશંસા કરતા લેખો લખ્યા. દર રવિવારે હજ્જારો માનવીઓ મલાડની છાવણીમાં વ્યાયામની કવાયત જોવા ઊતરી પડતાં. આંબાવાડિયું કેરીઓના ભારે લચી પડ્યું હતું. લોકો એ તરફ જોઈને શંકાના ઉદ્ગાર કાઢતા, 'આ વાંદરાંના હાથે આંબાવાડિયું ઝુડાઈ ને ઉજ્જડ થઈ જવાનું.'

સરદાર કહેતા, 'તમારાં બાળકો પર વિશ્વાસ મૂકશો તો બધું બચી જશે.'

વિદ્યાર્થીઓમાં દસ દસ વરસના કિશોરો હતા. પણ સૌ પોતપોતાની ફરજ સમજતા હતા. કોઈએ કેરીઓને હાથ સુદ્ધાં લગાડતું નહિ. પાકીને

હેઠી પડતી કેરીઓ ઓફિસમાં ઢગલો થતી. માળીઓ પણ આવઆવડાં છોકરાંની શિસ્ત જોઈ વિસ્મય પામતા.

મધ્યમ વર્ગનાં સુશિક્ષિત છોકરા–છોકરીઓ ગમે તે કામ કરવા તૈયાર રહેતાં. જાજરુ જેવી ગંધાતી જગાને સાફ કરવા માટે સરદારે ૧૦૦ સ્વયંસેવકોની સેવા માગી. ને થોડી મિનિટોમાં જુએ તો આખી જગા એમણે સાફ કરી નાખી હતી.

શિસ્તપાલનની સુંદર ભાવના એ વિદ્યાર્થીઓમાં ખિલવવામાં આવી હતી. એની કસોટી કરવા માટે એક દિવસ મધરાતે આહ્વાનની સીટી વાગી. પથારી હેઠળ સાચવી રાખેલ ભાલા હાથમાં લઈ એક મિનિટમાં તો બધા વિદ્યાર્થીઓ દોડતા આવી ભેગા થઈ ગયા.

સંસ્થાના કામ માટે સરદારને પૈસાની મદદ કરવામાં જનતાએ પાછું વાળી જોયું નથી. મલાડની છાવણી ઠેર ઠેર પંકાઈ ગઈ હતી. મહાત્માજી પણ આ કામ પર ખુશ હતા. ને એમાં મદદ કરવા એમણે પ્રજાને હાકલ કરી હતી. ત્યારબાદ સરદારે વ્યાયામસંઘની એક પાંચ વર્ષની યોજના બનાવી. કે જેમાં દર સાલ માત્ર ૧૦૦ નવજુવાનોને લેવામાં આવે. એક વર્ષ સુધી એમને વ્યાયામની તાલીમ આપીને, બે ત્રણ મહિના એમને મહાત્માજીનાં કેન્દ્રોમાં ખાદી તથા હરિજન–ઉદ્ધારનું શિક્ષણ આપવામાં આવે. ને ત્યાર પછી દેશમાં અલગ અલગ કેન્દ્રો કાઢી, એ પર એમને કામે લગાડી દેવામાં આવે. આ બધું કામ રાષ્ટ્રીય કોંગ્રેસની દેખરેખ હેઠળ થાય.

ફંડની વાત કરતાં થોડા જ દિવસમાં વરસભરનો ખર્ચ એટલે કે, ૨૦,૦૦૦ રૂપિયા આવી ગયા. હવે સરદાર નવજુવાન દેશસેવકોની શોધમાં સંયુક્તપ્રાંત, મહારાષ્ટ્ર, ગુજરાત, કાઠિયાવાડ તથા બિહારમાં ઘૂમવા નીકળ્યા. બધે ઘૂમી વળ્યા, ત્યારે પાંત્રીસ નવજુવાનો એમને મળ્યા.

એ સંઘનું નામ ગાંધીજીની સૂચના અનુસાર ‘ અહિંસક વ્યાયામ સંઘ ’ રાખવામાં આવ્યું. આ છાવણી પણ મલાડના પેલા આંબાવાડિયા–રામબાગમાં જ નાખવામાં આવી. આ છાવણીમાં પણ નવજુવાનોએ ખૂબ સરસ તાલીમ હાંસલ કરી.

૧૯૪૨ નો માર્ચ મહિનો હતો. મુંબઈમાં કોંગ્રેસ કારોબારીની બેઠક

મળવાની હતી. સરદાર પૃથ્વીસિંહે પંડિત જવાહરલાલને મલાડ બોલાવ્યા હતા. જવાહરને સાંભળવા ૧૦ હજારની માનવમેદની મલાડના રામબાગમાં ઊતરી પડી હતી. વ્યાયામ સંઘના સ્વયંસેવકોએ વ્યવસ્થાશક્તિ ને શિસ્તનો સુંદર દાખલો બેસાડી દીધો હતો.

સરદાર પૃથ્વીસિંહ મહાત્માજીના પ્રવાહમાં ખેંચાઈ રહ્યા હતા, તે વખતે ય રાજનૈતિક બાબતો પર તેઓ એકબીજા સાથે બહુ ચર્ચા કે વાદવિવાદમાં ઊતરતા નહિ. કદીક કદીક તેઓ કહેતા, ' મહાત્માજી ! જે લોકો આપને પૂરેપૂરા સમજી શકે છે, તેઓ આપને અનુસરતા નથી, ને જે લોકો આપના પર અથાગ શ્રદ્ધા ભક્તિ રાખે છે, તેઓ આપને સમજતા નથી. '

૧૯૪૨ ના મે મહિનામાં મહાત્માજી એન્ડ્રુઝસ્મારક માટે ફાળો ઉઘરાવવા મુંબઈ આવ્યા હતા. બિરલા હાઉસમાં ઊતર્યા હતા. સરદાર પૃથ્વીસિંહ એમને મળવા ગયા. વાત કરતાં ગાંધીજીએ એમને કહ્યું, ' બહુ કપરો વખત આવી રહ્યો છે. મારા આખરી દિવસોમાં આ અંતિમ યુદ્ધ છે. તમે મારી સાથે જ ચાલો. અહિંસક વ્યાયામ સંઘ બંધ કરી દો ને મારી સાથે જ આવી જાઓ. '

પણ સંઘને વિખેરી નાખવાની વાત સરદારને ગમી નહિ. સરદારે સંઘના નવજુવાનોની તાલીમ ને એમના શિક્ષણની અગત્ય વિષે ગાંધીજી સાથે ખૂબ વાતો કરી. એના ખર્ચ વગેરેની વ્યવસ્થા વિષે વાતો કરી. ગાંધીજીએ કહ્યું, ' એમાં હું શું જાણું ? '

સરદારને આ શબ્દોથી ખૂબ દુઃખ થયું. કારણકે હજી તો દસ જ દિવસ પહેલાં ગાંધીજીએ સંઘના ખર્ચનો બધો ભાર ઉપાડી લેવા બિરલાજીને કહ્યું હતું. પણ ત્યાર પછી કોણ જાણે કેમ એ વાત એમના મગજમાંથી સાવ ભૂંસાઈ ગઈ હતી. પણ સરદારને આ વસ્તુએ ભારે આઘાત પહોંચાડ્યો.

તે જ દિવસે સાંજે મલાડ જઈ, એમણે સંઘના તમામ કાર્યકર્તાઓને ભેગા કર્યા ને એમને કહ્યું કે, ' આ વ્યાયામસંઘ, આ વિદ્યાર્થીઓ ને આ એના રૂપિયા–પૈસા...આપ બધું સંભાળી લો. હું તો હવે બનઉં છું...'

સંઘના કાર્યકર્તાઓ બધા દંગ થઈ ગયા. થયું શું ? સંઘના પ્રમુખ શ્રી. કેદારનાથજીએ એમને ઘણું સમજાવ્યા પણ સરદારનો નિશ્ચય ફર્યો નહિ.

બીજે દિવસે ગાંધીજી મલાડ આવ્યા. એમની સાથે બિરલાજી, વલ્લભભાઈ તથા મહાદેવભાઈ પણ આવ્યા હતા. ગાંધીજીએ હસતાં હસતાં સરદારને પૂછ્યું, 'કેમ શું થઈ ગયું?'

ગાંધીજીનું કહેવું સાંભળી રહ્યા પછી સરદારે કહ્યું, 'મેં તો આપને બારડોલીમાં જ કહ્યું હતું કે, હિંસા–અહિંસામાં હું કંઈ બહુ સમજી શકતો નથી. પણ જ્યાં સુધી આપનો મારા પરનો વિશ્વાસ નહિ ડગે, ત્યાં સુધી હું આપની સાથે રહીશ—આજે હવે આપની વાતોથી મને લાગે છે કે, મારા જીવનનો આપ પૂરો ઉપયોગ કરી શકતા નથી. ને હવે મારો વિશ્વાસ પણ ઊડી ગયો છે......'

'એ તો મારા પરથી, પણ અહિંસા પર તો વિશ્વાસ છે ને?' ગાંધીજીએ કહ્યું.

'એ અહિંસાને તો હું કદી પામી શક્યો નથી. જ્યાં સુધી સમાજમાં ધનવાન ને ગરીબ, શોષક ને શોષિત એવા બે જુદા વર્ગો મટ્યા નથી, ત્યાંસુધી હિંસાના પાયા પર રચાયેલ આ શાસન ને સમાજના આ તંત્રમાં સાચી અહિંસાના પ્રાણ ધબકી જ નહિ શકે. સમાજ ને શાસનનું આ ચોકઠું આખું બદલી નાખવામાં આવશે, ત્યારે જ અહિંસા એના સંપૂર્ણ ને સાચા સ્વરૂપે સમાજમાં વિરાજમાન થશે. મારે તો અહિંસાના આ સ્વરૂપને પામવા પુરુષાર્થ આદરવો છે : ......'

આ વાતચીત પછી વ્યથિત હૃદયે સરદારે વ્યાયામ સંઘમાંથી નિવૃત્તિ લીધી.

*

## : ૨૧ :

# પાર્ટીના ઝંડા નીચે

સરદાર પૃથ્વીસિંહ ઝંખતા હતા કે, મારી માતૃભૂમિનાં ગુલામીનાં બંધન તૂટે, એની સાથે સાથે ગરીબી તથા શોષણને પણ આ ભૂમિ

પરથી વિદાય દેવી જોઈએ. દરિદ્રનારાયણના સેવક તરીકેના મહાત્માજીના શીળા વ્યક્તિ પ્રભાવે એમને પોતાના જોરદાર પ્રવાહમાં એકવાર તો ખેંચી લીધા, પણ એ વેગનું ખેંચાણ એમનો બહુ લાંબો વખત પકડી રાખી શક્યું નહિ. અને હવે, રુસની ક્રાંતિ ને કમ્યુનિઝમની વિચારસરણીની એકદા અંકાઇ ચૂકેલી રેખાઓ વળી પાછી ઘેરા રંગ ધરી ઊપસી આવી. સામ્યવાદનો પ્રબળ વિચારપ્રવાહ હવે એમને પોતા તરફ આકર્ષી રહ્યો હતો.

કમ્યુનિસ્ટ પાર્ટી એ વખતે હજી ગેરકાનૂની હતી. ડૉક્ટર ગંગાધર અધિકારી એ વખતે મુંબઈમાં જ ગુપ્તવાસ સેવી રહ્યા હતા.

સરદારે એમને કહેવડાવી મોકલ્યું કે, ' પાર્ટી તરફથી મને કંઈ કામ આપો. '

બીજી બાજુ, અખબારોમાં એમને વિષે તરેહ તરેહની વાતો છપાવા લાગી હતી. મલાડ વ્યાયામ સંઘ બંધ થવા વિષે અનેક પ્રકારની અફવાઓ લોકોના કાનમાં ફૂંકાઈ રહી હતી.

સરદારે ગાંધીજીને લખ્યું કે, ' આ વિષે આપે એક નિવેદન બહાર પાડવું જોઈએ. ' ત્યાર પછી મહાત્માજી તથા સરદારે પોતપોતાનાં નિવેદન તૈયાર કર્યાં. એ બંને નિવેદનો ૧૯૪૨ ના જૂનમાં ' હરિજન ' ને પહેલે પાને છપાયાં.

સોવિયેત પરના હિટલરી આક્રમણ પછી સરદારને સમજાઈ ગયું કે, સોવિયેતના કામદાર-કિસાનોના રાજના સૂર્યને જો ફાસિવાદી ગુલામીનો રાહુ ગળી ગયો, તો પછી હિંદુસ્તાનના ને દુનિયા ભરના કામદાર-કિસાનોની આઝાદીની આશા વર્ષો સુધી તો આથમી ગઈ જ સમજો. સોવિયેતના તરવા-ડુબવા સાથે દુનિયાભરની શોષિત જનતાનું ભાવી જોડાયેલું છે. સોવિયેત તથા એની સાથે સાથે આઝાદી ને સમાનતાને ડુબાડવા નીકળેલ ફાસિવાદી પિશાચનો નાશ થાય તો જ આઝાદીવાંચ્છુ જનતાને કંઈ ઊગરવા વારો છે. એટલે જ જર્મન તથા જપાની ફાસિવાદનો નાશ કરવામાં તમામ શક્તિ લગાડી દઈ, જનતાએ લડવું જોઈએ, એમ તેઓ માનતા હતા. સાથે સાથે આજે જે કોઈ શક્તિઓ એનો સામનો કરી રહી હોય એના કામમાં

વિઘ્ન ઊભું કરવું એ આપણાજ પગ પર કુહાડી મારવા બરાબર છે, એની એમને ખાતરી થઈ ગઈ હતી.

દરમિયાન હિંદી નેતાઓની ક્રિપ્સ સાથેની વાટાઘાટો પડી ભાંગી હતી. ક્રિપ્સ પાછો જતાં લડત ને આંદોલનની વાતો ગરમ હવાની જેમ વાતાવરણમાં ફેલાઈ રહી હતી. તે વખતે તેઓ લોકોને સમજાવતા હતા કે, 'ના, રાષ્ટ્રીય આંદોલન ને આઝાદીનો આ રસ્તો નથી, ખરું રાષ્ટ્રીય આંદોલન ને લડત તો આજે દેશના તમામ વર્ગો ને પક્ષોની એકતા સાધી, સ્વદેશરક્ષા માટે સત્તાનાં સૂત્રો હાથ કરવામાં છે. આપણી આઝાદી માટે આજે આ જ એક માર્ગ છે......

૧૯૪૨ માં સુરત, વડોદરા, નડિયાદ, અમદાવાદ, ભાવનગર તથા રાજકોટ આદિ ગુજરાત કાઠિયાવાડનાં મોટા ભાગનાં શહેરોમાં તેઓ ઘૂમ્યા. ને જનતા સમક્ષ પોતાનું આ દૃષ્ટિબિંદુ સ્પષ્ટતાથી રજૂ કર્યું.

૯ મી ઓગસ્ટે તો ગાંધીજી તથા બીજા કોંગ્રેસ–નેતાઓ ગિરફ્તાર થઈ ચૂક્યા હતા. સરકારે હિંદી સંરક્ષણ ધારાનો ઉપયોગ છૂટે હાથે કરવા માંડ્યો હતો. સરકારી દમનના દંડા સામે રોષથી વીફરી ઊઠેલ લોકો ભાંગફોડને માર્ગે વળી ગયા હતા. દેશમાં એક બાજુથી દમનનો કોરડો વીંઝાઈ રહ્યો હતો, બીજી બાજુ રોષમાં આવી સ્વસ્થતા ગુમાવી લોકોએ તોફાન શરૂ કર્યાં હતાં. એ ઉશ્કેરાટને ઠંડો પાડી, નેતાઓ વિહોણી જનતાને સાચે માર્ગે દોરી જવાનું કામ મહા કપરું બની ગયું હતું. કમ્યુનિસ્ટ પાર્ટીએ પોતાની તમામ તાકાતને આ કામે લગાડી દીધી હતી.

એ જ પ્રવૃત્તિના ભાગરૂપે ઈંદોરમાં એક ફાસિવાદ-વિરોધી પરિષદ ભરાઈ રહી હતી. સરદાર પૃથ્વીસિંહ જાણીતા કમ્યુનિસ્ટ તથા કોંગ્રેસી આગેવાન ડૉકટર અશરફ સાથે એ પરિષદમાં ભાગ લેવા ઊપડી ગયા.

ત્યારબાદ એક ગેરિલા તાલીમ–કેન્દ્ર ખોલવા માટે સરદાર ભાવનગર ગયા. પણ નોકરશાહીનાં કૃત્યો સામે ક્રોધથી પાગલ બની ઊઠેલા નવજુવાનો સ્વસ્થ બની એમની વાત કાને ધરવા તૈયાર ન થયા. સ્વસ્થતા જાળવી, એકતાના શાંત માર્ગે ચાલી, ધ્યેય હાંસલ કરવાની સરદારની શાંત વાણી સાંભળીને તો એમનો રોષ ઓર ભભૂકી ઊઠ્યો હતો. એમણે સરદારને જવાબ

આપતી એક પત્રિકા કાઢી. એ પત્રિકાને મથાળે લખ્યું હતું, 'હૃદયની મૂર્તિનું ખંડન.'

ભાવનગર આવ્યે સરદારને ત્રણેક દિવસ થયા હશે, ત્યાં તો ત્યાંના આગેવાન કોંગ્રેસ–કાર્યકરો પકડાઈ ગયા. વિદ્યાર્થીઓએ સરઘસ કાઢ્યું, પોલીસે લાઠીમાર કર્યો, ને ત્રણસો જેટલા માણસોને ગિરફતાર કર્યા. પોતાના ભાવનગરમાં આ બધો કાણ્ડ ભજવાતો જોઈને ચૂપ બેસી રહેવું સરદાર માટે અસંભવ થઈ પડ્યું. એ સીધા ગયા પોલિસ સુપ્રિન્ટેન્ડન્ટ પાસે. ત્યાં જઈ એમણે કહ્યું, 'લાઠીમાર તો લોકોને વધુ ને વધુ ઉત્તેજિત કરશે...તમે આ નવજુવાનોને છોડી મૂકો, એમની જવાબદારી હું મારે માથે લઉં છું.'

પોલીસ સુપ્રિન્ટેન્ડન્ટ બરાબર જાણતા હતા કે, નવજુવાનો પર સરદારની કેટલી અસર હતી. એમણે બધાને છોડી મૂકયા. બીજે દિવસે નગરજનોની સભા બોલાવીને એમના નેતાઓને પણ સરદારે ખૂબ સમજાવ્યા.

એમણે કહ્યું કે, 'આપણા નેતાઓને છોડાવી લાવવા હોય તો આપણે શાંતિથી કામ લેવું પડશે. હું જેલના નેતાઓને સમજાવવાની કોશિશ કરીશ, તમે દીવાનને સમજાવવા પ્રયત્ન કરો.' આખરે એમ નક્કી થયું કે સરદારે તથા બીજા નાગરિકોએ પહેલાં દીવાન પાસે જવું ને જેલમાં પડેલ નેતાઓની મુલાકત માટે રજા માગવી. લોકો દીવાન પાસે ગયા.

દીવાન નાગરિકોને કહે કે, 'તમારે બધાંએ એમની મુલાકાત લેવી હોય તો ભલે લો, પણ સ્વામીરાવને હું રજા ન આપું.'

નાગરિકોએ કહ્યું, 'સ્વામીં ન આવે તો અમારું જવું તો વ્યર્થ જ છે.'

આખરે દીવાને એમને સાથે જવાની રજા આપવી પડી. સરદાર નેતાઓને મળ્યા, ને આખી રાષ્ટ્રીય તથા આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિનો એમને ખ્યાલ આપ્યો. ને કહ્યું કે, 'તમે લોકો મહાત્માજીના રાહથી ઊલટી દિશા ભણી જઈ રહ્યા છો.'

પરંતુ દુર્ભાગ્યે નેતાઓ સમજી શકયા નહિ, ને રાજ્ય સાથે સમાધાન પણ થઈ શકયું નહિ.

*

## ગિરફતારી

**ભા**વનગરમાં સરદાર એક મોટી વ્યાયામશાળાની યોજનામાં લાગેલા હતા. પણ ૧૦મી ઓકટોબરની રાતે બે વાગે અંગ્રેજ એજન્સી તથા રિસાયતના મળીને ૧૭૦ જેટલા પોલીસ તથા પાંચ ઈન્સ્પેકટરોએ આવી એમના નિવાસસ્થાનને ઘેરો ઘાલ્યો ને હિંદ સંરક્ષણ ધારા હેઠળ એમને ગિરફતાર કરી લીધા. ગિરફતાર કરી એમને સોનગઢ પોલીસ થાણે લઈ જવામાં આવ્યા. ને ત્યાંથી એમને રાજકોટની જેલમાં મોકલી દેવામાં આવ્યા. સરદાર બીજા કેદીઓને મળી ન શકે, એ માટે કોંગ્રેસના બીજા રાજબંદીઓને રાજકોટ જેલમાંથી કાઢી એક જુદા બંગલામાં પૂરવામાં આવ્યા.

૧૯૪૩ જાન્યુઆરીની પહેલી તારીખે રિસાયતી જેલમાંથી કાઢી એમને યરવડા જેલમાં પૂરવામાં આવ્યા. બિરાદર ડાંગે એ વખતે ત્યાં હતા. ૨૦, ૨૫ દિવસ સુધી તેઓ એમની સાથે રહ્યા. વળી પાછું સરદારનું જેલ-જીવન શરૂ થઈ ગયું......!

*

## પેરોલ પર

**સ**રદારના ત્રણ ભાઈ બ્રહ્મદેશમાં હતા. જપાનીઓએ બ્રહ્મદેશ પર હુમલો કર્યો. મોન્યેવા શહેર પર બોમ્બ–વર્ષા થઈ, એટલે લોકોએ ત્યાંથી જીવ લઈને ભાગવા માંડ્યું...સરદારના ભાઈ બરમાસિંહ એમની પત્નીને લઈને મોન્યેવાથી ભાગી નીકળ્યા. રસ્તામાં જપાની સૈનિકોની લૂંટફાટમાંથી જેમ તેમ જીવ બચાવી, મલેરિયા ને રસ્તાની તકલીફો વેઠતાં વેઠતાં, પગપાળા રસ્તો કાપતાં તેઓ મણિપુર પહોંચ્યાં. આ કપરી પગયાત્રાએ એમને અધમુઆં કરી નાખ્યાં હતાં.

મણિપુર થઈને તેઓ પટના આવી પહોંચ્યા. પણ અહીં આવતાં જ એ બીમાર પડી ગયા. સરદારને વાતની ખબર પડી એટલે એમણે બેઉને ભાવનગર બોલાવી લીધાં. હજી એમની તબિયત કંઈક ઠેકાણે પડે તે પહેલાં તો સરદારને જેલમાં જવું પડ્યું. સપ્ટેમ્બરમાં વળી બરમાસિંહની બીમારીએ ઊથલો ખાધો. એમની બીમારીએ બહુ ભયંકર રૂપ ધારણ કર્યું. એટલે બહુ

દબાણ આવતાં ૧૯૪૩ના ઓક્ટોબરની ૨૭ મી તારીખે સરકારે સરદાર પૃથ્વીસિંહને એક મહિનાની પરોલ પર છોડ્યા.

*

: ૨૨ :

## લગ્ન અને મુક્તિ

જુવાનીમાં સરદાર પૃથ્વીસિંહ એક આકર્ષક તરુણ હતા. પણ નાનપણથી આદર્શવાદના પારણામાં ઝૂલી ઊછરેલા આ તરુણે પહેલેથી જ નારી પ્રત્યેનો મનોભાવ કોઈ જુદા બીબામાં ઢાળ્યો હતો. બ્રહ્મદેશની સ્વતંત્ર ખુલ્લી હવામાં સ્વચ્છંદે વિહરતા પંખી જેવી બ્રહ્મી બાલાઓ સાથે બાળ, કિશોર ને તરુણ વય સુધી તેઓએ નિઃસંકોચ ને નિર્મળ ભાવે ખેલકૂદમાં દહાડા વિતાવ્યા હતા.

મન–બુદ્ધિનો વિકાસ થતાં સ્વભાવિક રીતે જ ગુલામ માતૃભૂમિનું દીન દુખિયારું વદન, ને આંસુ નીગળતી આંખો ભણી જોતો હોય તેમ આ સ્વપ્નસેવી ને ભાવનાશીલ તરુણ માનાં બંધન કાપવાની કંઈ હજાર હજાર કલ્પાઓ ને સંકલ્પો મનોમન ઘડ્યા કરતો. દેશભક્તિએ એના દિલમાં ઊંડા મૂળિયાં નાખી દીધાં હતાં. ને આ જ ભક્તિને વશ બની એણે એની બ્રહ્મી બાલસખીઓનાં દિલને હતાશ કર્યાં હતાં. 'ગુલામ દેશના એક સશક્ત બહાદુર રજપૂત યુવાને વળી લગ્ન ને ગૃહજીવન જેવી સુંવાળી જાળમાં ફસાવાનું કેવું હોય!'

ત્યાર પછી તો ભગવાન બુદ્ધના ભિક્ષુજીવનનું આકર્ષણ આવ્યું. એમાંથી છૂટી અમેરિકા ગયા; ને ત્યાંથી જ તો રીતસર ક્રાંતિની મશાલ હાથ ધરી કૂચ કરવાનો વખત શરૂ થઈ ગયો....અમેરિકાથી હિંદ આવ્યા પછીના સતત કાર્ય ને વ્યવસાયથી ગૂંજી ઊઠેલ મધપુડાની જેમ જીવનમાં લગ્ન

કે નારી જેવા વિષય પર વિચાર કરવાની ફુરસદ જ ક્યાં હતી! ત્યાર પછી હાથે બેડીઓ પડી, આંદામાન ગયા, આંદામાનથી હિંદ ને ત્યાંથી બબ્બે વારના પ્રયત્નો પછી સરકારના લોખંડી પંજામાંથી પલાયન. ને ત્યાર પછી જીવને હોડમાં મૂકી એમણે સરકાર સાથે સંતાકૂકડીનું જીવન જીવવું પડ્યું. જીવનાં જોખમ ખેડી ચાર ચાર વાર હિંદની સરહદો ઓળંગી......જિંદગીમાં નિરાંત ને સલામતીની ક્ષણો અનુભવવાનો, સહેજ પોરો ખાઈ લેવાનો ય વખત આજ સુધી મળ્યો નહોતો.

પણ એ બધો ઝંઝાવાત ને તોફાન શમી જતાં, જીવનનાં નીર સ્થિર ને ઘેરાં થતાં નારીએ એમના જીવનમાં ડોકિયું કર્યું ને તેમણે લગ્નજીવન સ્વીકારી લીધું. અહીં એમના જીવનના એક પ્રસંગને પ્રતિબિંબિત કરતી એક પુરાણી કથા જ કહી લેવી બસ થશે.

પુરાણ સમયમાં એક રાજા હતો. ખૂબ દયાળુ ને ધર્માત્મા. પ્રજા પર એને ખૂબ હેત. પ્રજા પણ એને ખૂબ ચાહતી. આ પ્રજાવત્સલ રાજ પર એક દિવસ એક જાલિમ રાજાએ ચઢાઈ કરી. યુદ્ધ થયું. યુદ્ધમાં રાજા મરાયો, રાણી એની પાછળ સતી થઇ.

પ્રજા હવે પેલા જાલિમનાં પંજામાં પડી. એ જાલિમ રાજાએ તો પ્રજાની છાતી પર મગ દળવા માંડ્યા. એના ત્રાસે પ્રજા ત્રાહિ ત્રાહિ પોકારી ઊઠી.

પ્રજાવત્સલ રાજાને એક નાનકડો પુત્ર હતો. રાજપરિચારકોએ રાજકુમારનો જાન બચાવી લેવા છૂપે વેશે એને પારકા દેશમાં મોકલી દીધો. પરદેશમાં રહીને કુમાર ધીરે ધીરે મોટો થયો, સમજણો થયો. કિશોરવય વટાવી કુમારે તરુણવયમાં પ્રવેશ કર્યો.

ધીરે ધીરે એને પોતાના પિતાના મૃત્યુની ખબર પડે છે. જાલિમ રાજાની એડી હેઠળ ચગદાતી પ્રજાના દુ:ખ-ચિત્કારની કથનીઓ એને કાને ચડે છે.

બધાંની માયા, મમતા ને પ્રેમનાં બંધન ફગાવી દઈ કુમાર એક દિવસ છૂપે વેશે પોતાના દેશ ભણી ચાલી નીકળે છે. જંગલો વટાવતો વટાવતો જતો હોય છે, ત્યાં રસ્તામાં ચ્યવન ઋષિનો આશ્રમ આવે છે. કુમાર ઋષિના આશ્રમનો અતિથિ બને છે.

વૃદ્ધ ચ્યવન ઋષિ તો દયા ને કરુણાની મૂર્તિ હતા. પશુપંખીના દુઃખે ય એમનું દિલ દ્રવી ઊઠતું. ઋષિ અજાતશત્રુ હતા. કોઈને એમની સામે શત્રુતા હોય જ ક્યાંથી ?

કુમારને જોતાં જ ઋષિ એને ઓળખી ગયા હતા, એના મનની અસલી વાતને પામી ગયા હતા. કુમારનો વેશપલટો ઋષિની આંખથી છૂપો રહી શક્યો નહિ. પણ ઋષિને અસ્ત્રશસ્ત્રની હિંસક તાકાત પર સહેજે શ્રદ્ધા નહોતી. છતાં પોતાની માતૃભૂમિના ઉદ્ધાર માટેની કુમારની આરતે ઋષિના દિલમાં આકર્ષણ જગાડ્યું. ઋષિ કુમાર પર ખૂબ સ્નેહ રાખતા.

આ ચ્યવન ઋષિના આશ્રમમાં આધ્યાત્મિક શાંતિની શોધ માટે દૂર દૂર દેશથી લોકો આવીને વસતા. ઋષિના તપોવનમાં સૌ આત્માની શાંતિ શોધવા આવતું.

હિરણ્યકશ્યપના વંશમાં પ્રભુભક્ત પ્રહ્‌લાદનો જન્મ થયો હતો. તે જ પ્રમાણે જાલિમ રાજાને ત્યાં એક સુકન્યાએ અવતાર લીધો હતો. પશુપંખીનાં દુઃખ પણ એનાથી જોવાતાં નહિ. પિતાના રાજમાં પ્રજાનો હાહાકાર જોઈ એનું અંતર રડી ઊઠતું. ભૂખે ટળવળતાં બાળકો, દરિદ્ર ને કંગાળ માનવીઓ તથા ઉજડી ગયેલ ગામડાં જોઈ એનું હૃદય વિહ્‌વળ બની ઊઠતું. ને જ્યારે એણે જાણ્યું કે, આ બધું પિતાના ક્રૂર રાજદંડને કારણે થયું છે, ત્યારે એની વ્યથાનો પાર ન રહ્યો. ક્રૂર પિતા આ એકની એક લાડકવાઈ દીકરી પર તો હેતના દરિયાની જેમ ઊભરાઈ જતો.

દીકરીનું ઉદાસ મુખ જોઈ બાપને ઘણું લાગી આવતું. આનંદમાં રાખવા એ થાય એટલું કરતો. એક દિવસ દીકરીએ મનનું દુઃખ બાપ આગળ વહેતું મૂક્યું. બાપને એણે બહુ બહુ સમજાવ્યો. પણ દીકરી આગળથી વેગળા થતાં જ એ બાપ મટી દુષ્ટ ને જાલિમ રાજા બની જતો, ને એનાં એ કઠોર હૃદયી કૃત્યો વડે પ્રજાનું દમન એવું ને એવું ચાલુ જ રહેતું.

રાજકુમારીએ જોયું કે, પોતાની વાણી પિતાનાં કૃત્યો પર સહેજે અંકુશ મૂકી શકતી નથી, ત્યારે એના મનની વ્યથા અસહ્ય બની ઊઠી. ધીરે ધીરે પિતાના રાજમહેલ ને શાહી સુખવૈભવ પરથી એનું મન ઊઠી

જવા લાગ્યું. ઉદાસીનતાની ગાઢ છાયા એના મુખ પરથી હવે રાતદિવસ ખસતી જ નથી.

એમ કરતાં કરતાં એક દિવસ ચ્યવન ઋષિના તપોવનની ખ્યાતિ આ જુલ્મી રાજાના અંતઃપુર સુધી પહોંચી ગઈ. રૂપ–ગુણ શીલવતી કન્યાની સુગંધ દેશપરદેશમાં ફેલાઈ ગઈ હતી. દેશદેશાવરથી કુંવરીના હાથનાં માગાં આવી રહ્યાં હતાં...કેટલા ય રાજકુમારો એને પોતાની પટરાણી બનાવવા તલસી રહ્યા હતા.

પણ દુઃખદારિદ્ર ને યાતનાઓની ભરપૂર આ અન્યાયભરી દુનિયા પરથી રાજકુમારીનું દિલ ઊઠી ગયું હતું. દુઃખભર્યા સંસારનો ત્યાગ કરી ક્યાંક દૂર દૂર ચાલ્યા જવા એ ઝંખ્યા કરતી હતી. ચ્યવન ઋષિના આશ્રમની વાત સાંભળી ત્યારથી એણે ત્યાં જવાનો સંકલ્પ કરી લીધો હતો. ને એક દિવસ રાજપાટના વૈભવને ઠોકરે મારી એ ઋષિના તપોવન ભણી ચાલી નીકળી. આ દુનિયાના દુઃખદર્દથી વેગળે વસતાં એના આત્માને કંઈક શાંતિ મળી. પરંતુ એ શાંતિના આ આછા ઓઢણ હેઠળ ઢબૂરીને સુવડાવી દીધેલ એના મનની વેદના કદીક સળવળી ઊઠતી ને ચિત્તની સ્વસ્થતાને ડોલાવી જતી.

ઋષિના તપોવનમાં એક દિવસ એક ઘટના બની.

ગોરજ ટાણે ચારો ચરીને ગાયોનું ધણ ગોચરમાંથી ગામ ભણી પાછું આવી રહ્યું હતું. એ દિવસે રાજકુમારીની સાથે કુમાર પણ ફરવા ગયો હતો. કુમારી આગળ ને કુમાર પાછળ હતો. એવામાં સામેથી મોટાં મોટાં શિંગડા ઉલાળતો એક આખલો ઉન્મત્ત બની દોડતો આવી રહ્યો હતો. આંખના એક પલકારામાં કુમારીને પાછી ખેંચી લઈ, કુમારે કુશળતાથી આખલાનાં શિંગડાં ઝાલી લઈ, એને બાજુ પર ધકેલી દીધો.

થોડી વાર સુધી તો કુમારી કોઈ ગંભીર ચિંતનમાં ગરકાવ થઈ ઊભી રહી. પછી બોલી, ' કુમાર ! નારી હોવા છતાં આજ સુધી કદી મેં રક્ષણ માટે પુરુષની ઓથ શોધી નથી. જાતને અબલા માની પુરુષના રક્ષણ માટે હાથ ફેલાવવા મને બિલકુલ પસંદ નથી...આજે તમે આ શું કરી બેઠા ? '

તે દિવસથી કોણ જાણે શાથી પણ કુમારીની કુમાર પ્રત્યેની મમતા દિનપ્રતિદિન ખૂબ વધી ગઈ.

પરંતુ કુમારને તો પોતાના પિતાનું રાજ પાછું મેળવવાનું હતું, રાજની પ્રજાને જાલિમના ત્રાસમાંથી ઉગારવાની હતી. ઋષિના તપોવનની આ શાંતિ ને કુમારીના સ્નેહની હૂંફ છોડી એણે પોતાને પંથે આગળ પ્રયાણ આદર્યું.

પુરાણી કથાના એ કુમારની વાત તો આથી આગળ જાણવા મળી નથી, પણ આપણા સરદારના જીવનમાં તો ત્યાર પછી ઘણો પલટો આવી ગયો છે. પહાડ-પર્વત ને ઝાડી-ઝાંખરાં વટાવી, મુશ્કેલીએ માર્ગ કાપતા તોફાની જીવનપ્રવાહને આજે સપાટ ને વિશાળ માર્ગ લાધી ગયો છે. પ્રવાહના વેગની આડ અડચણો દૂર થતાં જીવનનીર વધુ શાંત ને ગહન બની વહી રહ્યાં છે.

હવે એમને લાગતું હતું કે, લગ્ન એ પોતાના જીવનની સાધનામાં વિક્ષેપરૂપ તો નહિ જ બને, પણ પૂરક બની રહેશે. સરદાર યરવડા જેલમાંથી પેરોલ પર છૂટી ભાવનગર ગયા હતા. ત્યાં પ્રભાવતી દવે નામનાં મિત્રકુટુંબનાં એક બહેન સાથે લગ્ન ગ્રંથીથી જોડાઈ ગયા. દેશસેવાનો ભેખ ધરી નીકળી પડેલ એ સરદારે આજે ' સાધુ તો ચાલતા ભલા 'નું સૂત્ર જતું કરી, એક પૂરા ગૃહસ્થીનું જીવન અપનાવ્યું છે. ને એમની એ જ પુરાણી તમન્ના ને દેશદાઝની ઉત્કટ લગનીથી દેશની આઝાદીના કામમાં મચ્યા રહ્યા છે.

*

# મેઘ ધનુષ

● સ્તાલિન-ઇનામ જીતી જગતભરમાં મશહુર બનેલ વાન્ડા વાસિલેવ્સ્કા (પોલાંડની દેશભક્ત લેખિકા) ની કલમે જીવંત બનેલી સોવિયેતના એક ગામડાની અમરકથા

જાલમી સામે માથું ઉંચકનાર પ્રજાની ખમીરવંત લડતની અપૂર્વ રોમાંચક નવલકથા

જગતભરની અનેક ભાષાઓમાં તથા હિંદી-મરાઠી બંગાળીમાં અનુવાદ થયેલ વીરકહાણી

અનુવાદક : પૃષ્ઠ ૩૨૦

**રમણલાલ સોની** કિં રૂ. ૪

●

## નવાં કાવ્યો : નવાં ગીતો

**રાવણ હથ્થો** : દિલના તાર ઝણઝણાવે તેવાં નવા યુગનાં ભજનો અને ગીતોનો સંગ્રહ કિં. ૧ાા રૂ.
લેખક **સ્વપ્નસ્થ**

**સાધના** : પ્રણય વાસના અને નિષ્ઠા-ભક્તિની ભાવનાના પેરા નવા ભર્યાં કાવ્યોનો સંગ્રહ : શ્રી ઉમાશંકર જોશીની પ્રસ્તાવના સહિત
કિં રૂ. ૨
લેખક : **ઉપવાસી**

**સુગિયા** : દેશભક્તિથી ઝરતા ૪૦ ગીતોનો સંગ્રહ : સ્વપ્નસ્થ, ઉપવાસી ચાન્દ્રિયા તથા અન્ય કવિઓની પ્રેરક વાણી
**કિં. ૮ આના**